

# અરબી-અપસરા.

કિંમત રૂ. ૧-૮-૦

७८६.

# અરબી અપસરા.

ઇસ્લામી ઇતિહાસિક વાર્તા.

હઝરત ઇમામ હુસયન (ર.) ના વખતનો
એક ખરો બનેલો બનાવ.

અસલ ઉર્દુ લખનાર
મવલવી અબદુલ હલીમ શરર.

અનુવાદક:—
જહાંદારશાહ બિહારી.

છપાવી પ્રગટ કરનાર
"ઇન્સાફ" કાર્યાલય.
ઇસ્લામપુરા, મુંબઇ નાં૦ ૪.

ઇ૦ સ૦ ૧૯૨૬ હિજરી સન ૧૩૪૪.

કીંમત દોઢ રૂપીઓ.



મર્હુમ શેઠ મુહમ્મદ હાસમ ગનાતવાલા.

# યાદગાર

કેળવણી તરફની હમદરદી, કવમીકામો તરફની દિલસોઝી તેમજ મારા તરફથી આપની હમેશાની દર્દભરી લાગણી, તેમજ વખતો વખતની સારી સલાહ આપી આપ જે હમદર્દી દેખાડતા હતા, તેની માયાળુ યાદમાં હું મારા તરફથી પ્રગટ થતી આ ઇસ્લામી વાર્તા મરહુમ શેઠ મહમદ હાશમ બનાત-વાળાના નામે અર્પણ કરી એક જુની યાદને હમેશાં યાદગાર તરીકે કાયમ રાખવા ચાહું છું.

લી૦ હું છું તમારો—વિયોગી.

મુન્શી ફત્તેહખાન "દિલકશ."

ઇસ્લામપુરા, મુંબઇ,
"ઇન્સાફ" ઓફીસ.

# બે બોલ

આજના વખતમાં એક એવો રીવાજ પડી ગયો છે કે પુસ્તક બહાર પાડવામાં તેની શરૂઆતમાં ભુમીકા લખી લેખકો અગત્યની બાબતો હાથ ધરી સીધી કે આડકતરી રીતે પ્રજાને પોતાની પીછાણ કરાવે છે. પરંતુ અમે સમજીએ છીયે ત્યાં સુધી મુસલમાનોને આવી ઓળખાણ કરાવવાની જરૂર હોયજ નહીં; છતાં કહેવું જોઇએ કે આજે જે પુસ્તક પ્રજાના હાથમાં મુકવામાં આવે છે તે કંઇક નવું નથી પણ મોલાના **અબદુલ હલીમ શરર** સાહેબ લખનો વાળા તરફથી થોડા વખત ઉપર લખાયેલી ઉરદુ આલમમાં સપ્રેમ વંચાયેલી

## કયસો—લુબના

નો રસભર્યો તરજુમો છે. આ તરજુમો નહી પણ ઉર્દૂ સાહિત્ય રસને આબાદ ગુજરાતીનું સ્વરૂપ આપવામાં આવેલું છે. આ પુસ્તક નોવેલના આકારમાં ઇસલામના પ્રથમ યુગનો ઇતિહાસ રેડવામાં આવ્યો છે. અમારો હેતુ પ્રથમથીજ ઇસ્લામી ઇતિહાસને સાદી અને સરળ ભાષામાં પ્રજા આગળ રજુ કરવાનો છે અને તેનો ક્રમ અત્યાર સુધી સચવાતો આવ્યો છે એવી પ્રજાને થયેલી ખાત્રી અમારા ઉત્સાહમાં બમણું જોમ પ્રેરે છે. પ્રજાની કદરદાનીનો અત્રે આભાર માનતાં આનંદ પામીએ છીએ અને અમારી આ ઇચ્છા સંપુર્ણ રીતે પુરી થાય એવી ખુદા પાક આગળ પ્રાર્થના કરીએ છીએ.-વસ્સલામ

મુન્શી ફત્હખાન "દિલકશ."

ઇસ્લામપુરા, નં૦ ૩૬ મુંબઇ નં. ૪.

મુંબઈ તા. ૮ મી ફેબરવારી સને ૧૯૨૬.

# ઈન્સાફ
ના
## ગ્રાહકો પ્રત્યે.

| | | |
|---|---|---|
| સલમુનીયા અથવા આફતાબે દમિશ્ક | રૂા | ૧-૦-૦ |
| અરમાનુસા ભાગ ૧ લો .... | ....રૂા. | ૧-૮-૦ |
| અરમાનુસા ભાગ ૨ જો .... | ...રૂા | ૨-૦-૦ |
| કેદીના કાવ્ય ... .... | ....રૂા. | ૦-૮-૦ |
| અરબી અપસરા .... .... | ....રૂા. | ૧-૮-૦ |
| કુરઆન શરીફ તખ્તામાં જડવાનો | રૂા. | ૧-૮-૦ |

**ઉપલી ચોપડીઓ આઠ રૂપીયાની કિમતની**

## ફકત પાંચ રૂપીયા

માં આપવામાં આવશે માટે આજેજ લખી મંગાવી લ્યો.

*કારણ*

સીલકમાં થોડીજ નકલો બાકી છે, ગ્રહાકોમાં જે પહેલો જાગશે તેજ ફાયદો ઉઠાવશે.

**ફકત ઈન્સાફના ગ્રાહકો માટેજ?**

લખો:—

"ઈન્સાફ" ઓફીસ,

ઇસ્લામપુરા મુંબઈ ૪.

# અરબી અપ્સરા.



## પ્રકરણ પહેલું.

——:(૦).——

### પરોણાગત.

ઉનાળાની રૂતુ, અને વળી તાપતપિત અરબના રણનું ઉનાળું. સુર્ય, ધગધગી રહ્યો હતો, અને તપાએલી ભુમી અગ્નિકુંડનો ભાસ આપતી હતી. આરબના રણની તપેલી રેત મુસાફરોના પગ બાળી નાંખે છે, ડામ દેનારો ઉષ્ણ હવાનો પ્રવાહ આવે છે અને તેના આશ્રામાં નર્કના દુ-તો જેવાં વંટોળીયાં, બળતી રેતને ઉછાળતા અને અગ્ની વર્ષાવતા ભયાનક, જીવલેણ અને નિર્દય વનમાં આંટા મારતા હતા. વ્હેતી લુના સપાટા બાજુના ઢગલામાં પળે પળે નુતન પણ દયાહીન ક્રાંતીનો આત્મા નાંખતા હતા. પાપાત્માઓને નર્કના વેરી દુતો એક ચીતામાંથી ઉઠાવી બીજી ચીતામાં નાખી હાસ્ય વિનોદ કરતા હોય તેવુંજ—આબાદ તેવુંજ—દ્રષ્ય વાનાં વંટોળીયાં અને લુના સપાટા ઊની રેતને એકથી બીજી જગ્યાએ અફાળતા હતા.

ભાન ભુલાવનારી આ રેઢીયાળ ઉની ઉની અગ્નિ દેવીનો ભોગ થઈ પડેલો કેઇ કમનસીબ મુસાફર લુના સપાટા અને વાના વંટોળીયામાં ફસાઇ રેત તળે દબાઇ સ્થુળ આત્માને અમરાત્મામાં લય કરે છે ત્યારે અગ્નિ વર્ષાનું પ્રાયશ્ચિત આપવા ભુમાતાના ગર્ભમાં દબાએલી ઘો અને ઝેરી જંતુ પોતાની નગ્નાવસ્થાથી શરમાઇ, લેલાના ઉંટ પાછળ આશક મજનુન અસાવધાનીમાં હસતો હોય—આબાદ તેવીજ સ્થીતીએ મનુષ્ય આત્માના વેરી જીવાત્મા તેનો નાશ કરી માટી સાથે ઓતપ્રોત કરવા ચોમેરથી દોડી આવે છે.

સ્વયમ સંહાર, મનુષ્યાત્માના પ્રાણ હરવા ઝેરી વામાં બદલાઇ તત્પર

થયેલો છે, છતાં પણ કોઇ કમનસીબ મુસાફર પોતાનુ કીસ્મત અજમાવતો દેખાઇ આવે છે. લ્યો જુઓ! સામે ઉભેલા બોડીયા પર્વતમાંની પેલી ખીણના ખડબચડા માર્ગમાં ઠોકીયા કરતા બે સાંઢણીસવારો દેખાયા. સાંઢણી સવારોએ પર્વતની ખીણમાંથી બહાર નીકળી આરબના રેતીલા રણની ભયાનક–બીહામણી દશાનું અવલોકન કર્યું. રાસ ખેંચી અને સાંઢણીને કયામતના મેદાનમાં કુદતી અટકાવી–આંખો આગળ હાથ ધરી તીક્ષણ નજરને લાંબા છેડા સુધી દોડાવવા માંડી. એકે બીજાને કહયું.

"હવે તો મૃત્યુ સાથે સંગ્રામ છે!"

બીજો—"ગમે તે હોય, છતાં આપણે તો જવાન.જ."

"ઠીક!" નિશ્વાસ નાંખતો પહેલો માણસ બોલ્યો "જો મોતના વકાસેલા મ્હોંમાં કુદવું હોય તો વાંધો નથી. આ જીવલેણ જંગલમાં ઝીપલાયેલો, જીવતો નજ બચે એવી મને તો ખાત્રી છે,–જીવતો બચી શકતો નથી."

"પરંતુ હવે!" બીજાએ કહેવા માંડ્યું "તરસ સ્હેવાય તેમ નથી. મુવાવાળાના મુળમાંથી હવે તો પાણીની ઇચ્છાઓ પ્રગટ થાય છે."

પહેલો—"કયમ! રણમાં વસતી પ્રજામાં તરસ વેઠવાની તો શક્તિ હોવીજ જોઇએ."

કયસ—"ઉઝરા! અમે બની ઉઝરાના કબીલાવાળા કંઈ તરસના દુખ સહન કરવા નથી સર્જાયા. ચપળતા અને ચંચળતા એ અમારા વંશનો વારસો છે. તરસથી બચાય ખરૂં કે!" અને કયસના મ્હોડા ઉપર અટહાસ્યની રેખાએ દેખાવ દીધો.

"પરંતુ" પહેલો સોબતી બોલ્યો "આવા રણમાં પાણી ક્યાં?"

"સાલબા" કયસ બોલ્યો "ઇચ્છા અને પ્રયત્ન હોવો જોઇએ," 'શોધ્યું તેણે મેળવ્યું'"

સાલબા—"પરંતુ ભાઇ! આગળ પગ મુકવાની મારી તો હીંમત ચાલતી નથી"

કયસ—"ત્યારે ખુદા હાફીઝ!" બીજી પળે રાસ મુકી દઇ સાંઢણીને આગળ વધવા સુચવનારી એડ મારી.

"કયસ !" કાકલુદી ભર્યા સાદે સાલમ બોલ્યો "પયગમ્બર સાહેબની મર્યાદા વચમાં માનજે જે તમે આગળ વધ્યા !"

"નહી" કયસે ચાલતાં ચાલતાં કહેવા માંડયું "તમને જવાબ આપવા જેટલો વખત પણ હું ફોજલ પાડી શકતો નથી."

કેમે કરતાં કયસ નહિ માનવાથી સાલમ લાચાર થયો અને પોતાની સાંઢણી સાથે એક પ છળ એક બન્ને મિત્રોએ પર્વતની તળેટીનો આશરો લઇ રેતના જ્વાળામુખીમાં વહેવા માંડયું. વ્હેતા જ્વાળામુખીના લાવા જયમ ઉનો વાયુ ઉછળી ઉછળીને અફળાતો હતો. હવાના સપાટા સાથે રેત અને કાંકરાએ ખબર લેવા માંડી. રણમાં થોડાક આગળ વધ્યા કે વાનો એક વંટોળીઓ વનાત્માઓના હુમલા જયમ, ઉની રેત અને ધુળનાં શસ્ત્ર સાથે તેમની ઉપર ધાયો. ભાવિ સંકટની આગાહી થતાં સાંઢણીઓની રાસ મુકી દોડવા માંડયું પરંતુ તે બિચારા કયાં જઇ શકે? વંટોળીયાના હુમલાએ ઝપાટાબંધ ઘેરી લીધા. બળતી રેતીએ ખોળામાં લેવા માંડયા, ચોમેરથી છરાની વૃષ્ટી થવા માંડી, તે એવી ઘડી પણ આવી લાગી કે હરેક વસ્તુ દેખાતી બંધ થઇ, અને તન બદનની સન વિચારવા માંડી. બન્ને બેભાન જેવા હતા અને સંકટો ટાળનારી કુરાનની શીખામણોનો પાઠ કરવા માંડયો, હવા બંધ થઇ ગઇ અને અગ્નિનો વરસાદ અટકયો. જ્યાં મેદાન હતો ત્યા પર્વત અને જ્યાં સપાટી હતી ત્યાં ખાઇઓ દેખાવા લાગી. કયસ હવે શુદ્ધિમાં આવ્યો. શરીર પર પડેલી રેત ખંખેરી આંખો અને મ્હોં લુછ્યું. અને આગળ વધવાનો માર્ગ રેતના પર્વતને બંધ કરેલો તેણે જોયો અને સાથેજ સોબતી સાલમ ગુમ થયેલો જણાયો. કયસ નીરાશા ભર્યો દુઃખી નિશ્વાસ નાંખ્યો અને કહ્યું—

"અફસોસ ! મારા અને માત્ર મારાજ કારણે સાલમાએ પોતાનો જીવ ખોયો. તે નહોતો આવતો, પણ હું જોરાવરી સાથે લાવ્યો. આહ ! આ રેતના ઢગલા તળે તે દબાયો છે—દફન છે. વ્હેતા વાયુના શ્રોતે કેટલી જલદી અને કેટલી વીશાળ કબર બનાવી !' તેણે રેતના પર્વતની ચારે દીશાએ ફરી સોબતીનું ચીન્હ મેળવવા પ્રયત્ન કર્યો, ઘણી શોધ કર્યા છતાં નિરાશાજ ઉપજી. નિરાશા ભરી દયામણી દશામાં કેસે આકાશ તરફ હાથ ઉઠાવ્યા અને ગળગળીત કંઠે પ્રાર્થના કરતાં કહેવા માંડયું.

"ઓહ! પેદાના કરનાર ધણી! તેને મુકતી આપજે, તે શહીદ છે શહીદ થયો છે, તેણે તારી એકતાનાં ગુણગાન કરતાં પ્રાણ છોડયો છે." આજ નિરાશામાં તેણે મન સાથે બબડવા માંડયું "મારી પણ આવીજ દશા થવાની. હું કેટલી સલામત ઘડીઓ વીતાડીશ તે કોણ જાણે છે! ભુમાતાશ જળ કેળવવાની આમાં વ્યર્થ છે. પાણી—યમદુતની વિકાગ આકૃતિના ભયથી છુટનારા પરસેવાનાં દર્શન પણ હવે તો દુર્લભજ દેખાય છે. તરસ જીવલેણ દુઃખ છે છતાં અંતરમાં લાગેલી લ્હાવ તેથી અતિ તિવ્ર છે" સોબતી માટે નિરાશાનો છેલો શ્વાસ લઈ આગળ ચાલ્યો. તરસ! તરસ!! પાણીના અભાવે તેનું આખું શરીર સુખા ઝરડાનો ખ્યાલ આપતું હતું. તેની સ્થીતી અતિ દયામણી હતી, તેની કાંતિ કરમાએલી હતી અને તે સાથે દાઝ્યા ઉપર ડામ દેનારા ઉના પવનના સપાટા અંતર સાથે પ્રત્યક્ષ શરીરને પણ બાળતા હતા એટલુંજ નહિ પણ અંતરમાં લાગેલી તરસને પ્રતિ પળે ઉશકેરતા હતા.

કયસ પર્વતની ગગન ભેદી ભીતનો આશરો લઇ આગળને આગળ ધસ્યો જતો હતો. કેટલોક માર્ગ કાપ્યા પછી ગગન ભેદી દીવરમાં એક ખોએ દેખાવ દીધો. તેણે સાંઢણી તે ખો તરફ લીધી. તે સમજ્યો કે હવે હું શાંતિપુર્ણ સ્થાને પહોંચ્યો, છતાં પણ તેનું વ્યાકુળ મન તેની મનો દશાનું ખરૂં ચિત્ર સ્પષ્ટ સ્વરૂપ સ્વરૂપમાં આલેખાતું હતું. પર્વતની ખીણમાં દાખલ થઇ તે આગળ પાછળ જોયા વગર આગળજ વધ્યો જતો હતો. તેની ચપળ આંખો પર્વતની ખીણો કે શિખરો, મેદાનના ઢગલા કે હવામાં ઉડતાં રજકણો સાથે પાણીની શોધમાં જતી અને નિરાશા સાથે પાછી ફરતી. આંખની દરેક ગતિ સાથે તેની નિરાશા વધુને વધુ મજબુત થતી.

ચિંતાતુર દશામાં કયસ આગળ વધતો જતો હતો કે તેણે બાવળના એક ઝાડ ઉપર કલોલ કરતાં પક્ષીઓનો નાદ સાંભળ્યો. સાંઢણીપરથી નીચે કુદી પડી ઝાડનીચે ઉભો રહયો. બાવળ ઉપર ચઢવા તેણે વિચાર કર્યો પરંતુ પોતાને અશકત જોયો. તે થોભ્યો અને નમેલી બાવળની ડાળ તોડવા લાગ્યો. ડાળ હાલવાથી પક્ષી ઉડયાં. કયસની નજરે પક્ષીઓનો પીછો પકડયો. વિચાર બદલાયો અને પક્ષીઓની પાછળ પાછળ તેણે ચાલવા માંડયું. કેટલીક દુર ગયા પછી તેને કાંઈ તંબુ જેવી વસ્તુ દેખાઇ

વધુ આગળ જતાં જોઇ શક્યો કે તે કોઇ બદુનો તંબુ હતો. કયસની વૃત્તિ આનંદી દશામાં બદલાઇ, તેણે બાવળની સોટી ફેંકી, અને સાંઢણીને તંબુ તરફ દોડાવવા માંડી.

બે એક કલાકમાં તે તંબુ પાસે પહોંચ્યો. પાસે પહોંચતાં તેણે જોયું કે એકજ નહી પણ ઘણા તંબુ ઠેકેલા છે. તંબુની હારમાળા સાથે વગડાનાં ખીચો ખીચ જંગલે અને લીલાં પત્રોએ ઉકળી રહેલી આંખોને ટાઢક આપવા માંડી જીવનનું આ સુખી દ્રશ્ય જોઇ જીંદગીથી નિરાશ બનેલા મુસાફરના શરીરમાં જીવાત્મા આવ્યો, પરંતુ સંખ્યા બંધ ઠોકાએલી અને ગોઠવાએલી તણુઓની છાવણી મનુષ્ય રહિત જોઈ તે અજાયબીમાં પડયો. નજરના જાસુસ શોધખોળમાં દોડયા તેની ચપળ આંખે એક વખડા તળે રમતાં બે બાળકોને શોધી કાઢ્યાં. તે સમજ્યો કે કબીલાના પુરૂષો કામે ગયા હશે અને સખત તાપથી કંટાળેલી સ્ત્રીઓ તંબુના ખુણા ખચકામાં સંતાએલી હશે.

કયસે પોતાના વિચારની રાહબરીમાં કબીલાના સરદારનો તંબુ શોધવા માંડયો. ઉંચો અને વિશાળ તંબુ જોઇ કયસ તે તરફ ચાલ્યો. તંબુના દરવાજા આગળ સાંઢણી બેઆવી નીચે કુદી પડ્યો અને જોરથી બોલ્યો.

"અલ-અતશ! અલ-અતશ!! તરસ! તરસ!! એક તરસ્યા મુસાફરને જળસિંચન કરી જીવતદાન આપનાર કોઇ છે!"

કયસનો નિરાશ—ગંભીર અવાજ સાંભળી, અરબની કુદરતી ચપળતામાં રંગાએલી એક સુકોમળ, ખુબસુરત કુવારિકા તંબુમાંથી બહાર આવતી જણાઇ. તેણીએ કયસની પાસે આવી પુછવા માંડયું. "તમે કયા કબીલાના છો?"

"કમનસીબ" કયસે આસ્તે આસ્તે-સુકાએલા અને તરસથી ભારી થયેલા સાદે કહયું "આ તરસ્યો મુસાફર એક ઉઝરી છે?"

બની ઊઝરાનું નામ સાંભળી બાળા હસી અને તંબુમાંથી પાણીની ભરેલી ડોળ લાવી કયસની આગળ મુકતાં બોલી. "બીસ્મીલ્લાહ! લ્યો પીઓ!" પાણી જોઇ કયસની આંખોમાં નુર આવ્યું, કરમાએલી તેની કાંતિ ચમકવા લાગી, ડોલ ઉંચકી મ્હોંએ લગાવી અને એકી ટસે અરધી ડોલ ખાલી કરી. હાથ અને પગમાં સમસણી આવવા લાગી. ગભરામણ શરૂ થઈ,

ડોલ નીચે મૂકી હાથ પગમાં કંપારી છુટી. પડી જવાના ભયથી તે માથે હાથ દઇ બેસી ગયો.

કૈસની દશા બગડતી જોઇ કુવારિકાએ કહ્યું. "તમને ઘણા લાંબા વખત પછી પાણી મળેલું જણાય છે."

"લાંબા વખત પછી" કયસે કુવારિકાને અજાયબી આપતાં કહેવા માંડયું. "બે દીવસ પછી અત્યારે પાણી જોઇ—મેળવી શકયો છું. તરસના દુઃખ સાથે લુના સપાટા અને વંટોળીયાના વાર વેઠતો રહયો છું."

કુંવારીકા—ત્યારે તો આપે આટલું બધું પાણી પીવું જોઇતું નહોતું. તંબુમાં આવો અને વિસામો લઇ તમારી દશા સુધારો."

"મેક ૧ઉઝરી પુરૂષે" કયસે બોલવા માંડયું. "કોઇ પણ કબીલાના પુરૂષોની ગેર હાજરીમાં સ્ત્રીઓ સાથે રહેવું જોઇએ નહી. અમને લાંછન લગાડનારૂં છે."

કુંવારીકા—"પરંતુ બની કાબના બેમા મુસાફરો અને અરબના રણ અને તાપથી કંટાળેલા પથિકો માટે સઘળા સંજોગોમાં ખુલ્લા છે. તેઓ કુળવાન અને ઉદાર છે. તેમની બાળાઓ બહાદુર અને શીયળવાન પારસા છે."

"છતાં અફસોસ !" કયસ ગંભીર સાદે બોલ્યો. "હવે તો મારાથી ઉઠાતુંએ નથી." બાળાએ કોમળ હાથની મદદ આપી પોતાના દુઃખી પરોણાને ઉભો કરી તંબુમાં લઇ ગઇ અને બીછાણા ઉપર બેસાડયો. કયસમાં બેસવા જેટલી પણ શકિત નહોતી, તે બોલ્યો. "જો પરવાનગી હોય તો સુઇ રહું."

"ખુશીથી" બાળાએ કહયું "આ તંબુ તમારો છે. આનંદથી સુઓ." કયસમાં હવે બોલવા જેટલું પણ બળ નહોતું. બેભાન અવસ્થાનો સંચાર થવા માંડયો અને શુદ્ધિ રહિત—પડતાંજ સુઇ ગયો. તે બેભાન

---

૧. ઉઝરી—બની ઉઝરાના કબીલાનો મેમ્બર વાંચકોએ જાણવું જોઇએ કે બની ઉઝરાનો કબીલો ખુબ શુરતીમાં પ્રખ્યાત હતો. પ્રેમ જગતના તે સમયે તેઓ રાજા હતા. પુરૂષો કે સ્ત્રીઓ પ્રેમના મેદાનમાં હરીફાઇ કરતી. અરબને લગભગ ઘણા કવિઓ અને આશકોનો સંબંધ બની ઉઝરા સાથેજ હતો

થયો હતો. બાળા પરોણાની આવી માઠી દશા જોઇ ગભરાઇ. તેણી પાસેના બીજા તંબુમાં ગઇ અને પોતાની માતા અને બીજી સખીઓ સાથે પાછી આવી. નવા પરોણાને દેખાડતાં તેણી બોલી. "પાણીની ભરેલી ડોલ આપવામાં મારાથી મોટી ભુલ થઇ, તે બે દીવસથી તરસ્યો હતો અને એકી ટસે નહી જીવાંએ તેટલું પાણી ચઢાવી ગયો." માતા અને બાંઓએ કયસ તરફ બારીક નજરે જોયું. કયસનો ચાલતો શ્વાસ જોઇ બાળાની માતા બોલી. "ગભરાવા જેવું કંઇ નથી."

"માતાજી!" બાળા બોલી. "કદાચ તે મરી ગયો તો શું થશે? મને મોટું પાપ લાગશે?"

માતા—"લુબના તું તો વ્હેમાયેલીજ રહે છે. આપણો પરોણો તનદરૂસ્ત છે અને તે મરવાનો નથી."

લુબના પંખો લઇ આવી અને પરોણાની પડખે બેસી હવા નાખવા લાગી, તેની માતા બારણામાં બેસી ઉન સાફ કરવા લાગી, અને લુબનાની સખીઓ આસ્તે આસ્તે વાતો કરવામાં ગુંથાઇ. એકે કહ્યું "લુબના! તું કંઇ જાણી શકી કે તે કોણ છે અને કયા કબીલાનો છે."

લુબના—"નમની તો ખબર નથી, પણ તેણે બેભાન થવા પહેલાં એટલું કહ્યું હતું કે તે બની ઉઝરામાંથી છે."

"બની ઉઝરામાંથી!" અજાયબ થતાં સખીએ કહ્યું. "ત્યારે તેની આ દશા ખરેખર દયા ઉપજાવનારીજ છે."

"લેલા!" લુબના બોલી "તે કેમ?"

"કારણકે" લેલાએ કહ્યું "જરા મશકરીની મોજ તેની શુદ્ધિથી મેળવી શકાતી. અને આપણે જાણી શકત કે તે ખરેખર ઉઝરીજ છે કે નામ માત્રનો."

"તે કમનસીબ!" લુબનાએ કહ્યું "મુસીબતમાં પડયો છે અને તને મશકરીઓ સુઝે છે." સોઅદા નામની બીજી સખી આ બધું સાંભળી બોલી "એટલું તો હું અવશ્ય પુછી લેતી કે બની ઉઝરાની બાળાઓ અમારા કરતાં વધારે સુંદર હોય છે,"

લેલા—સુંદરતા વધારે હોય કે નહિ હોય છતાં, પોતાની સુંદરતાનો તેણીઓ ઘણો સરસ ઉપયોગ કરી શકે છે.

"તમે કેવી રીતે જાણ્યું ?" લુબનાએ જાણવાની ઈચ્છા બતાવતાં કહ્યું "કોઇ ઉજરી બાળાને તેં જોઈ છે?"

લેલા—"જો નહિ જોઇ હોય તો શું સાંભળ્યું એ નથી!–તેણીઓનેજ વારે જતાં આશક મળે છે અને બીજીઓને નહી એનું કંઇ કારણ ! તેનાં બેજ કારણ મને તો જણાય છે. પ્રથમ તેણીઓ અલંકારોના શણુગાર કરવામાં નીપુણ હોઇ ફરેબની કળા ખુબ જાણે છે અથવા અરબના બીજા કબીલાઓની સફમાં સ્થાન મેળવવા જેટલું શિયળવંત તેણીઓમાં નથી."

સોઅદા—"દેશના બધા કબીલા કરતાં તેણીઓજ વધારે ખુબસુરત હોય એ બનેજ કેમ ?"

લેલા—"હું પણ માની શકતી નથી. પરમાત્માએ દરેક દેશ અને કોમમાં સુંદરતા ઓછાવત્તા પ્રમાણમાં આપી છે. તેણીઓ શું અમારી લુબના કરતાં પણ વધારે ખુબસુરત હશે !"

સોઅદા—"પરોણોજ તેનો ચુકાદો આપી સકે છે. પરવરદેગાર તેને જલદી શુદ્ધિમાં લાવે."

સખીની વાતો લુબનાને પસંદ પડી નહિં. તેણે ઠપકો આપતાં કહ્યું "આવી અઘટીત છુટ તમારે લેવી જોઇતી નથી."

સોઅદા—"પણ તેમાં ખોટુંજ શું છે!"

લુબના—"તમને ખોટું ભલે ન લાગે! મને તો માફજ કરો."

બારણા આગળ બેઠેલી લુબનાની માતા આ બધું સાંભળતી હતી, તેણી બાલિકાઓને બોધ આપતાં બોલી "પરપુરૂષની હાજરીમાં, છોકરીઓ! આવી વાતો કરવી ઘટારત નથી. તે શુદ્ધિમાં હોય તો! તે શું ધારશે! બની કાબની બાળકીઓ શું આવીજ ઉદ્ધત હશે!" તંબુની બહાર ગઇ. બાળાઓ થોડી વાર ચુપ થઇ, પણ લેલાએ લુબના તરફ જોઈ કહ્યું "બ્હેન પરમ દીવસે બનુ આમીરના તળાવે પાણી ભરવા જવાનો મારો વિચાર છે. તમે પણ ચાલજો એક દિવસ આનંદમાં વીતશે."

લુબના—"જરૂર હું આવીશ અને સોઅદાને પણ સાથે લેતો આવીશ."

કમનસીબ ઉઝરાએ પાસું બદલી બાળકીઓની મોજમાં વિઘ્ન નાંખ્યું. તેણીઓ જાણી શકી કે હવે તેને ભાન આવતુ જાય છે. પરોણાને જીવતો અને સાવધાન થતો જોઇ હરખાતી લુબનાએ લેલાને કહ્યું. "તમે બોલાવો, વખતે જવાબ આપશે."

લેલા—"તું પોતે કેમ નથી બોલાવતી ! લે તું પણ શું યાદ કરીશ." લેલાએ બેભાન સુતેલા પરોણા તરફ વળી કહેવા માંડયું "ઓ ઉઝરી પુરૂષ !" કયસના કાનમાં સાદ પહોંચતાં, આંખો ઉઘાડી. તેણે જોયું કે સંખ્યાબંધ સુંદર બાળાઓ તેની પરોણાગતમાં ગુંથાએલી છે. તેણીઓ ઉદાર મને પરોણાની સેવા બજાવવા આતુર છે. કયસનું મન ચાકરી કરતી બાળાઓ તરફ આભાર બતાવવા લલચાયું તેણે નિર્બળ સ્વરની તુટતી રેલ ચલાવતાં કહ્યું "તમારી ઉદાર પરોણા ગતના ઉપકાર અવર્ણ્ય છે. મારી સારવાર માટે તમને—જન્નતની હુરો સ્વર્ગની અપ્સરાઓને આજ્ઞાકારી ફિરિશ્તા બનાવી ખુદાએ મોકલ્યા છે,"

"ત્યારે હવે" લુબનાએ માયા બતાવતાં કહ્યું "થોડું ઘણું ખાઇ લેશો તો નિર્બળતા અને કમ કઉવતી ઘટશે. અને તબીઅત સુધરશે."

"જરાક થોભી જાઓ." આભાર ભર્યા દેખાવે કયસે જવાબ આપ્યો.

સોઅદા—"ઠીક પણ જરા ઉઠીને બેસો."

"એટલી શકિત તો નથી પરંતુ તમારી ઇચ્છાનું અપમાન કરી શકાય નહી." કયસ બેઠો થયો અને લુબનાના હાથમાંથી પંખો લેતાં બોલ્યો, "નાજુક કોમળ હાથને તકલીફ આપવામાં પાપ છે."

ત્રીજા પહોરથી આગળ વધેલો દીવસ સંધ્યા થવાની આતુરતામાં સુર્યને અસ્તા ચળે મોકલી રહયો હતો. દીવસનો તાપ ઘટી ઘટી નાશ પામતો હતો. વાદીએ રાકનાં પક્ષીઓ પાસેના ઝાડો ઉપર ચોમેર ફરી ફરીને થાકેલાં હારેલાં પાછાં આવતાં હતાં. વખડાના ઝાડ ઉપર પોતાના માળામાં કલોલ કરી રહયાં હતાં. પહાડની તળેટીમાં આશરો લેનારાં જંગલી કબુતરો દીવસના પ્રયત્નોથી થાકેલાં હારેલાં આવી આવીને ઝાડની ડાળો ઉપર બેસી ગુંજી ગુંજી વનવાસી અરબોને ઇશ્ક અને મહોબ્બતના

સરોદ સંભળાવે છે. રેત તળે સંતાએલી ઘો જંતુઓ હવા ખાવા બહાર નીકળી પડયા હતા.

ઘો જેવા ઝેરી જંતુઓ શીતળ હવા લેવા માટી તળેથી બહાર નીકળ્યા છે. કેટલીક સ્ત્રીઓ તેમને ઘેરીમારવાનો આનંદ આનંદ મેળવે છે. આકાશ ઉપર અંધારું થવા માંડયું હતું કે સામેથી ધુળ ઉડતી જણાઇ, બની કાબનાં ન્હાનાં બાળકો તંબુમાંથી બહાર નીકળી ખુશીમાં કુદવા લાગ્યાં. તેઓ સમજતા હતા કબીલાના વીરપુરૂષો આવે છે. અંતે ધુળ ચીરાઇ અને તેમાંથી સવારોની ટુકડી આવતી દેખાઇ. બની અમીરના બજારમાંથી જરૂરીયાતની વસ્તુઓ લેવા પાછલા પહોરની થોડીક રાત મુકી ગયા હતા. સ્ત્રીઓનું કાંતેલું સુતર, ઉંટો પરથી ઉતરેલું ઉન અને દુધ તથા પનીર લઇ બજારમાં વેચી આવશ્યક ચીજો લેવા આ પુરૂષો ગયેલા હતા.

વખતને વ્હેતાં વારજ શી લાગે. તબુઓ પાસે આવી સવારો ઘોડા ઉપરથી કુદી પડયા અને પોતાના તંબુઓમાં જઇ સ્ત્રીઓ અને બાળકોમાં મળી ગયા. એક બળવાન અને તનદુરસ્ત સવાર–ગંભીરાઈ, દાનાઇ અને ઉદારતા તેના કપાળ પર કોતરાએલી દેખાતી હતી–લુબનાના તંબુ પાસે આવી ઘોડા ઉપરથી ઉતર્યો. આવકાર આપવા બહાર નીકળી પડેલી બાળાએ સાથે એક અજાણ્યા પુરૂષને જોઇ તેની મુદ્રા ઉપર ક્રોધ અને અજાયબી રેખાએ અણસમજુ દેખાવ દીધો. કયસની મુખાકૃતિ, શરીર અને વસ્ત્રોને બારીક નજરે તપાસવા લાગ્યો, લુબનાએ આગળ વધી ઘોડાની લગામ હાથમાં લીધી અને કહયું—“પીતાજી! ધન્ય ભાગ્ય કે આજે તરસનો માર્યો એક મુસાફર આપની મેળવી શકયા. અમે ન મળ્યા હોત તે આજે મરીજ ગયો હોત.” લુબનાના શબ્દો તેણે કાન વાટે સમજ્યા, નજર કયસના માથામાં પરોવેલીજ હતી. તે બે ડગલા ચાલ્યો અને કયસની પાસે આવી પુછ્યું, “ તમે કયા કબીલાના છો.”

“બની ઉઝરામાંથી છું.” કયસે ઉત્તર આપ્યો.

“બની ઉઝરા!” તે સવારે ઉતાવળમાં કહયુ, “પરંતુ બની કાબના તંબુ અને ઉજરા માટે ખુલ્લા નજ હોય!” થોડીક વાર તેણે પુછ્યું “અને તમારૂં નામ શું?”

" કયસ બીન ઝરીહ બીન સિનાહ " કયસ સહેજ નિરાશ બન્યો હતો. ઉદાસી તેના ચ્હેરા ઉપર દેખાય છે તે પહેલાં તેણે કહ્યું " અને મારો કુળ સંબંધ બક્ર બીન અબ્દે મનાત સાથે પણ છે." અજાયબી ભર્યાં કરૂણ સ્વરે બોલવા માંડયું " ગમેતેવા દુઃખી, નીરાધાર અને દુઃખમાં ફસાએલા ઉઝરીઓને સામાન્ય રીતે બની કાઅબના મથકો માંથી કાઢીજ મુકવામાં આવે છે ! "

સવાર—" બની કાઅબવાળા એવા નીર્દય અને દુરાગ્રહી નથી છતાં તેમની બોળાઓ પણ બની ઉઝરાજેવી નથી ! "

લુબના વચ્ચે બોલી " પીતાજી ! રણની સખત ગરમીથી કાયર થયેલો આ પરોણો અતિ દીન સ્થીતીમાં આપણા તંબુ પાસે આવ્યોં હતો. તંબુના દરવાજા આગળ ઉભો રહી, તેણે પાણી માગ્યું હતું, અણુ વિચારે પાણીથી ભરેલી ડોલમેં તેને આપી, દીવસોનો તરસ્યો ગાજી મુસાફર એકીટસે પાણી ચઢાવી ગયો. પાણી પીતાંજ બેભાન થયો. તે વખતથી બેભાન પડેલો અત્યારે તમો આવ્યા તેની થોડીક પળો પહેલાં શુદ્ધિ માં આવ્યો. "

" બેટા " તે સવારે લુબના તરફ જોઇ કહેવા માંડયું " તારી ઉદારતા અને પરોણાગત મારા આનંદ સાથે માનમાં વધારો કરનારી છે. અને તેજ બની કાઅબનો ઉત્તમ ગુણ છે. " તે સવારે કયસ તરફ જોયું અને સ્હેજ હસતાં કહ્યું " તમારી મુખાકૃતિ મને બતાવે છે કે ખરેજ તમે કોઇ કુળવાન છો, શુદ્ધ હૃદયના છો. તમારા જેવા કુળવાન પરોણા મેળવવા હું ધન્ય ભાગ્ય માનું છું અને અંતઃકરણથી તમારી પરોણાગત કરવા માગું છું. અફસોસ છે કે અત્યાર સુધી તમારા ખાવાની કશી ગોઠવણ કરવામાં આવી નથી.

કયસ—" અફસોસ ! મારો સાઅલબા સોબતી આફત કારક વંટોળીયા અને તપેલા રણનો ભોગ થઇ પડયા પછી ! તમારા જેવા ઉદાર પુરૂષના પરોણા થવાનું માન મેળવી શકયો છું ! રસ્તે ચાલતાં મારો તે વ્હાલો સોબતી રેતના ઉડેલા પહાડ તળે દબાઇ, જીવતો જુગમમાં દબાઇ સદા માટે અને ત્યજી ગયો ! "

" એ વળી કયારે ! " સવારે જાણવા માગ્યું.

"આજેજ" કયસે દુઃખી સ્વરે કહેવા માંડયું "અહીયાં આવ્યાની થોડી ઘડીઓ અગાઉ તેની ઇચ્છા પહાડ છોડી રણમાં જવાની નહોતી તેથી મને વધારે ખેદ થાય છે. મોતના મ્હોંમાં હોવા છતાં પણ તરસ ઉપર તેણે કાબુ રાખ્યો હતો. હું બે સબર બન્યો, આ અસંતોષમાં હું તેને પહાડમાંથી ખેંચી લાવ્યો અને રેતના ઉકતા ડુંગરો વચ્ચે ઉભો કર્યો. તે નર્કના રણમાંથી જીવતા જોખમે જીવ બચાવી હું તો નીકળી આવ્યો. પરંતુ, ઓહ ! મારા સોબતી સાઅલબાની જીવનદોરી તુટેલી હતી તે ન બચ્યો ! અને નજ બચ્યો !!"

"પરંતુ" સવાર દીલાસો આપતાં બોલ્યો "શોકની તે અસહ્ય વેદના ઉપર તમારો વિલાપ શું કરી શકે તેમ છે. ખુદાપાક તેના ગુન્હા માફ કરી મુક્તિ આપશે. હું રજા લઈશ, મારે તમારી પુરી પરોણા ગત કરવી છે.

"મારી પરોણા ગત કરનારનું માન ભર્યું નામ જાણવાની મારે ઈચ્છા રાખવી જોઇએ." કયસે પુછયું.

"હું બની કાઅબનો શેખ" તે સવારે જવાબ આપ્યો, "સરદાર હુબાબ છું. જે બાળાએ તમને પાણી પાઈ, તંબુમાં ચાકરી કરી તે મારી પુત્રી લુબના છે."

"બેશક" કયસ બોલ્યો, "અરબ કબીલાના માયાળુ સરદારોનોજ તે આગેવાન ગુણ છે."

હુબાબ ઘરના કામ ધંધાની ગોઠવણ કરવા તંબુમાં ગયો અને લુબના પોતાના અજાણ્યા પરોણાની સેવા ચાકરીમાં ગુંથાઇ.



# પ્રકરણ ૨ જું.

## વનવીરોની સેવા.

સંધ્યાના રળીયામણા સમયે જંગલમાં પડેલા બની કાઅબ કબીલાના તંબુઓ હવે આનંદોત્સવ પેરે ગાજી રહયા હતા, મુસાફરીથી થાકેલા ઘોડા ચરવા માટે છોડી દેવામાં આવ્યા હતા. અને અરબ બાળકો. રાતના ચોકી આત કુતરાં સાથે રમતમાં પડેલા દીસતા હતા. વાદીએ આશકના મેદાનમાં કેટલાક લોકો ખુલ્લી હવા લેવા આવી સાંજના સમયે મધુર પક્ષીઓની કલોલ, કાગડાની, કાંય, કાંય અને ડાળીઓ ઉપર બેઠેલા કબુતરોની ગટરગું સાંભળીતા હતા. તંબુની બહાર પ્રજ્વલીત અગ્નીના ભડકામાં ભોજન બનાવવાની જંજાળમાં ગુથાએલી રમણીઓનાં દર્શન થઇ જતા હતાં.

જીવીત પ્રજાનો ગૌરવવાન સરદાર જરૂરીઆતોથી પરવારી પોતાની સ્ત્રી ખેલા પાસે આવી કહેવા લાગ્યો. "આપણા મહેમાનની પરોણા ગત માટે ગોઠવણ કરવી જોઇએ."

"હું પણ તમને પુછવાની હતી "ખેલાએ જવાબ આપ્યો "તમે કહો તેમ કરીએ"

હુબાબ—"આખુ ધણતો અત્યારે જંગલમાં હશે, પણ તંબુ પાસેના બકરાંમાંથી લઇ આવું છું"

લુબના પાસેજ હતી અને સાંભલી રહી હતી. પીતાનો ઇશારો થતાં હડી મારી ત્રણ બકરાં પકડી લાવી. હુબાબે તે હલાલ કર્યો, ખેલા લુબના અને પાડોશની સ્ત્રીઓએ ચામડું ગોસ્ત સાફ કર્યું. તંબુની પાસે ચુલા સળગાવવામાં આવ્યા. પાસે રહેતા સ્ત્રી પુરૂષોને પણ દાવતમાં બોલાવ્યા. હુબાબે તેમની સાથે કયસની ઓળખાણ કરાવી.

ભોજન તઇયાર થવા આવતાં પરોણા સાથે પાડોશીઓને બેસાડવામાં આવ્યા. હીન્દુસ્તાનની તમીઝ જેવીજ તમીઝ—મર્યાદા ત્યાં હતી નહી. જે રંધાઇને આવતું તે ખાઇ લેતા અને બીજા માટે વાત જોતા. "ખાઇએ, અને નોશ ફરમાઇએ, તનાવુલ કીજે" નો વાર્તાલાપ અહીંયા

ન હોતો. જેને મળતું તે ખાઇ લેતા અને કોળીઆ ઉપાડવામાં ખુદાનો પાડ માનવા સાથે એક બીજાની હરીફાઇ કરતાં, ઘર વાળા અને પરોણા વચ્ચે ભેદ ન હોતો. ભોજનમાં સ્ત્રીઓ પણ સાથેજ હતી અને આનંદી વાર્તાલાપમાં પોતાનો પુરતો ફાળો આપતી હતી.

હુબાબે પોતાના કુળવાન પરોણાને કહયું "આ સાદા ભોજન પછી પનીયર અને રોટલા પણ તઇયાર છે, ખુજારો છે અને સાંઢણીનું દુધ પણ આવી ગયું છે. અમારી સાંઢણીનું દુધ બધા કબીલામાં વખણાય છે"

કયસ—"તમારી પરોણા ગતનો આભારી છું પણ પયગમ્બર સાહેબની વ્હાલી ખોરાક અને નબી સાહેબને ભાવતી વસ્તુ પણ ધ્યાન બહાર રાખવી જોઇતી નહોતી"

ઉદાર હુબાબે આતુરતાથી પુછયું" વળી તે શું!"

કયસ—"મને સુરીદ વધારે ભાવે છે* નબી સાહેબે ઉત્તમ બતાવેલા ખોરાક તરફ રાખવાનું મને માન છે."

હુબાબની ઇશારત થતાં ખેલા તપેલી ધોઇ લાવી અને ગોસ્તના સારા મોટા સાથે પાણી નાંખી તરત ચુલા ઉપર ચઢાવવામાં આવ્યા. ગોસ્ત ગળી જતાં કાઢી લેવામાં આવ્યું અને તેમાં રોટલાના ન્હાના ન્હાના કકડા કરી નાંખવામાં આવ્યા. દાવતમાં એક વાર્તા કહેનાર હસમુખો પણ હતો. સરીદ તઇયાર થવામાં થોડીકવાર લાગી પણ તેણે પોતાની મન રંજન કરનારી વાતોમાં બધાને લીન બનાવી રાખ્યા હતા. તેની વાતોમાં ભોજન પણ ભુલી જવાતું હતું.

સરીદ તૈયાર થઇ અને મોટી કથરોટ ભરી વચ્ચે મુકવામાં આવી ચોમેરથી હાથ લંબાયા અને પેટ ભરેલાઓ પણ તેની લ્હેજતદાર ચાશણી લેવા લાગ્યા. કથરોટ ખાલી થઇ અને પરોણાને પાછો ખુશમીજાજ—આનંદી વાતોમાં ગુંથવામાં આવ્યો.

---

* સુરવા—રસામાં પકાવેલા રોટલા, પયગમ્બર સાહેબને ઘણા ભાવતા હતા અને અરબસ્તાનમાં તે ઉત્તમ ખોરાક ગણવામાં આવતો હતો. પયગમ્બર સાહેબે કહયું છે કે જેવી રીતે આયશા સ્ત્રીઓમાં સર્વોત્તમ છે તેવી રીતે ખોરાકમાં સરીદ ઉત્તમ છે.

દાવત હવે ખલાસ થઇ હતી. અને કયસે મહેમાની કરનાર ઉદાર પુરૂષ પાસે જવા માટે રજા માગવાની જરૂર હતી.

દુન્યાના બીજા દેશો પ્રમાણે અરબોમાં અને ખાસ કરીને જંગલોમાં રહેતા આરબમાં પરોણાએ રાત્રે રહેવાનો રીવાજ નહોતો. રાત રહેવા માટે નહિ પણ મુસાફરે બીજા પડાવ તરફ ઉપડી જવાના યતન માટે હતી. કયસને આ વદી એટલું પસંદ પડયું હતું કે કેમે કરી ઉઠવાનું કે આગળ પાછળનું તેનું મન થતું નહતું. વખતો વખતે તેણે ઉઠવા અને રજા માગવા વિચાર કર્યો પરંતુ બની કાબના આકર્ષણે તેને અટકાવ્યો.

કયસના આકર્ષણનું કારણ પરોણાગત, ખુશ મીજાજ મીજલસ કે મશકરી ભરી મીઠી વાતોમાં નહોતું, પરંતુ સુંદર લુબનાની મોહની તેને તેમ કરતાં અટકાવતી હતી. લુબના ચંદ્ર મુખનો તે ચકોર બન્યો હતો. તે બની ઉઝરામાંથી હતો, અને બની ઉઝરામાં પ્રેમની લાંછન નહોતી. તેમના જવાનો અને કવિઓની તે એક પ્રચલિત રૂઢી હતી એટલુંજ નહી પણ આશકીને તેઓ આદર્શ જીવનનો હેતુ ગણી મગરૂરી માનતા હતા. પરંતું અહીયાં બધું પ્રતી કુળજ હતું. લુબના બની ઊઝરાના કબીલામાં નહોતી અને બની કઅબ વાળા ઉઝરીઓની પ્રેમ વર્તણુંકને હલકી ગણતા હતા. અને અત્યારેજ બની ઉઝરાની તે વર્તણુકને ટીકાઓ સાથે ધીકારવામાં આવી હતી. અનેક મુશ્કેલીઓ અને ભય વચ્ચે કયસ ઉપર ભરૂંસો મુકવામાં આવેલો હોવાથી લુબનાને ભુલી જવા તે પ્રયત્ન કરતો હતો. પરંતું તેમ કરવા તેના અધીકારમાં નહોતું. તેને એવો ભાસ થતો કે પ્રેમાળ લુબના તેના પડખામાં બેસી, હાવ ભાવ અને નાજનખરા કરી અંતરમાં અગ્નિ સળગાવી રહી હતી. અખ્યાલ ભુલી જવા તે પાસેના રેતના બરફજેવા દેખાતા રણ તરફ જોતો—તત્તજ તેની નજર પલટી ખાઇ આકાશ તરફ જતી તેજસ્વી ચંદ્રમાની ચારે દિશાએ ફરતી તારાના ગુંછળામાં ગુંચવાઇ લુબનાની મુખચંદ્રામાં પોતાની ગુંચવણોનો ઉકેલ કરતી. તેણી સામેજ કહાણી કહેનારની વાતો સાંભળવામાં મગ્ન હતી. અદ્રશ્ય શકિતવાળો નહી દેખાતો ફિરસ્તો તેના કાનમાં કહેતો કે "જુઓ! તે ચંદ્રમુખી દીલરૂબાની પ્રતીબા આગળ ચંદ્રમાનું તેજ પણ ઝાંખું પડી ગયું છે." છતાં તેણી સમજી શકતી નહી. વિચારવેલમા ગુંથએલો કયસ કહાણી કહેનારની હારમાળામાં પોતાનું મન પરોવતો છતાં

અંતરમાં લાગેલી અગ્નિ તેવા વિચારોને બેલાના દોરકામાં ગુંચવી ફરી ફરી લુબના તરફજ ઘસડી જતી. ઇશ્ક-પ્રેમનો ગોરખ ધંધો તેને ફેરવી ફેરવી લુબનામાંજ લાવી મુકતો. વિચારો ભુલભુલામણીયા લાંબો પંથ કાપી જ્યાંની ત્યાં લુબનાના અટહાસ્યમાંજ ઉભો કરતી, ત્યારે તે વ્યાકુળ અને ચિન્તાતુર દેખાતો.

ચઢતી અને ઉતરતી મનની પ્રગતીઓથી કંટાળી તેણે અંતરનાદ વાટે અંતરાત્માને કહેવા માંડયું "હવે શું કરવું! આ કબીલામાં આવતાં હું પોતાને ભાગ્યશાળી ગણતો હતો પણ હવેજ જણાયું કે હું હતભાગી હતો. હા! લુબના બની ઉઝરામાં કેમ ન અવતરી. હું નિર્ભય બની તેની સામે પ્રેમાળ કાવ્ય કલાપતો. પરંતુ તેણીએ એવા કબીલામાં જન્મ લીધો છે જેઓ કવિતામાં અવગુણ—એટલુંજ નહી પણ અપમાનકારક ગણે છે! અંતર! હીણભાગી અને કમનસીબ અંતર! મુર્ખ અને ઉદ્ધત અંતર! બની કાબબની મનહર મોહીનીના પ્રેમ પાસમાંજ પડવું હતું? દુન્યામાં કોઇ બીજી મોહની પ્રેમદા નહોતી. અફસોસ લુબનાએ મને કયાંયનો ન રાખ્યો!"

કયસ પોતાની પ્રેમ તરંગોમાં લીન હતો. વાત કહેનારે કોઇ એવો લતીફો કહયો કે બધા હસી પડયા પરંતુ કયસ બીજી દુન્યામાં હતો. તેને ખબરે નહોતી કે શું થયું અને મજલસ ખડખડ, કેમ હસી પડી. વિચારોમાં બેભાન બનેલા કયસને હુબાબે પારખ્યો. તેણે કયસની ઉદાસીનતાનું કારણ જાણવાની ઇચ્છાએ પુછયું—

"કયસ! કહાણીની વાતો તમને ન ગમતી હોય તો બંધ કરાવીએ."

"નહી! નહી!" કયસ બોલી પડયો "ચાલવા દયો."

"ત્યારે તમને કઇ ચીંતાએ ઘેર્યો છે." હુબાબે પુછયું.

"કંઇ નહિ" કયસે જવાબ દેતાં કહયું "'મારાં દુઃખો અને કમનસીબીનાં કષ્ટો ઉપર વિચાર કરતો હતો."

લુબના વચ્ચે બોલી ઉઠી "ત્યારે તો તમો તમારા સંકટોનું આખ્યાન વાંચવા માંડો તો તેમાં વધારે આનંદ પડશે. શું તમે સંભળાવી શકો છો.

"મારી આપવીતી!" કયસે ગભરાઇ ઉત્તર આપ્યો. "તેમાં તમને કશી મોજ મળવાની નથી. લ્યો સાંભળો. ઘેરથી નીકળ્યો, અરબસ્તાનમાં

રહ્યુંમાં આવ્યો, સુરજની ગરમી અને લુનું સંકટ વેઠયું અને ધન્ય ભાગ્ય કે તમારા જેવા ઉદારનો આશરો મેળવી શક્યો." વાતો કહેનાર તરફ જોઇ કયસે કહ્યું "તમે તમારી કહાણી ચલાવો; હું ઉત્સાહથી સાંભળું છું અને મોજ મેળવું છું.

વાતો કરનારાઓ કહાણી ચલાવી અને બે ચાર વાકય સાંભળ્યા પછી કયસ વિચાર વમળના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યો. તેણે મનમાં કહેવા માંડયું. "મારે અંતર વેદના સમાવવી જોઇએ. સહનશીલ બનવું જોઇએ; પરંતુ અફસોસ તે બનેજ કેમ? પ્રેમ અને સંતોષ; એ શું બનવા કાળ છે? ગમે તે થાય પરંતુ હવે મારે રજા લઇ અહીથી—આ લોકોમાંથી જવુંજ જોઇએ. પરંતુ કયાં જાઉં? પ્રેમ શેરી ત્યજી કયાં જઇ શકું તેમ છે? અફસોસ! કમનસીબી.

## જ્હાં લગી આંખ જહાં અપના ગુઝારાહી નહી.

(જયાં પહોંચવું અશકય છે ત્યાં જઇને કામણગારી આંખે વસ કર્યાં બની કાબ્યમાં આપણું વળે નહી. વળી જો પ્રેમની કોઇ વાત મ્હોંમાંથી નીકળી ગઇ અથવા પ્રેમનો ભેદ ખુલ્લો પડયો તો આખી જીંદગી નિરા શામાંજ વીતવાની. ગમે તે થાય છતાં મારે હવે જવુંજ જોઇએ. અહી થાંથી નીકળ્યા પછી કાળની બીજી ઘટના અને સંસારનું નુતન ચિત્ર જોયા પછી, અત્યારના વિચારો અને અહીની ઇચ્છાઓ ભુલી પણ શકાય. પરંતુ નહી, લુબના ભુલાય તેવી નથી. તેની વ્હાલી મુખમુદ્રા, છબીલી છબી, ચતુર કામિનીની ચંચળ ચાલ. તેની ખીલતી યોવન કળી, તેનાં શરમાળ પણ કાતીલ નયન, તેના ગોરા પણ ગુલાબી ગાલ, ચંદ્રમાને લજાવનારૂં તેનું શીતળ તેજ, નાગણને ઈર્ષા ઉપજાવનારા કાળાકેશ, અંત રમાંથી અળગા થવા કઠણુજ નહી પણ અશકય છે. છતાં પણ હવે અહીની મારી હાજરી અઘટીતજ કહેવાય. પોતેજ નહી જાઉં તો અપ માન વેઠી ઉઠવું પડશે."

આવા અસ્ત વ્યસ્ત, સાનુકુળ અને પ્રતિકુળ વિચારોમાં ગાંડો બને લો આશક અશકયા શકય સ્વપ્નાં જોતો જોતો, ઝેરી વીંછીના ડંખથી બેભાન સુતેલો વટેમાર્ગુ ઝબકી પડતો હોય તેમ, વિચારોમાં મસ્ત બનેલો આપણો મદન રજા લઇ ચાલ્યા જવાના નિર્ણય સાથે ઝબકી પડયો. પ્રેમ

જગતની લીલા ત્યજી મીજલસના સોબતીઓમાં આવતાં બોલ્યો "રાત ઘણી વીતી ગઇ છે. હવે જવું જોઇએ."

"અત્યારે અને વળી એકલા!" લુબનાએ પરોણાને કહેવા માંડયું.

"ઉનાળાના ઉષ્ણ દીવસોમાં રાત્રે મુસાફરી કરવી જો કે આ ભયાનક નર્કનો સ્વાદ ચખાડનારા અરબસ્તાનના રણમાં અનુકુળ છે, છતાં તમે એકલા છો એનોએ વિચાર તો કરો. મુસાફરીમાં કોઇ તમારી સાથે નથી, રસ્તો જાણતા નથી, વનનો જંગલી ચોર રીંછ અને ખીવાબાનનો રાજા સિંહ ચોમેર રાતના અંધારામાં ફરતા હશે."

"તમારી માયાળુ પરોણાગતનો આભારી છું" કયસે રજા માંગતાં બોલવા માંડયું" આ મીજલસમા મેળવેલી મોજ અને થયેલો આનંદ મરણ ઘડી સુધી વીસરાય તેવો નથી. બની કાઅબની પરોણાગત મેળવવાની ઇચ્છા સદાકાળ મારા અંતરમાં રહેશે. પરંતુ મને જવાની ઉતાવળ છે. મને હવે રજા આપો એમાંજ મારૂં હીત છે."

હુબાબ—"બની કાઅબના તંબુઓ તમારી પરોણાગત માટે ખુલ્લાજ જોશો. હું જો કે તમને અટકાવી શકતો નથી છતાં મને અફસોસ થાય છે કે તમે એકલા અને એકલવાયા છો. રસ્તો બતાવનારો પણ તમે મેળવી શકયા નથી."

કયસ—"રસ્તા સંબંધી તો ઘણી ખરી જાણ તમારી પાસેથી મેળવી શકીશ અને તે પછી આકાશના તારા મારી રાહબરી કરશે."

હુબાબ—"અહીંથી ઉત્તર દિશામાં બે દિવસના પંથે બની આમીરનું તળાવ છે."

"અને મારે પણ" કયસ વચ્ચેજ બોલ્યો. "ઉત્તર દિશામાંજ જવું છે. જુઓ પેલો લુતુબ ધ્રુવનો સામે દેખાય છે. બસ હું તે તરફજ ચાલ્યો જઇશ."

હુબાબ—"પરંતું સાથેજ તમારે બીજા તારાની મદદનું એ કામ પડશે જો અહીંથી ધ્રુવ તરફ સીધાજ તમે ચાલ્યા જશો તો કાલે પરદેશી મુસાફરોની માવજત—પરોણાગતમાં પ્રખ્યાત બની લખમના તંબુ અને ખોલ અને હુમલ પર્વતની તળેટીમાં મેળવી શકશો. દીવસ ત્યાં પુરો

કરી રાત્રે શોઅરાયે અમાનીયા (એક તારાનું નામ છે) ની મદદ લઇ તેની પાછળ પાછળ જશો તો બન્ને પહાડોની વચ્ચેથી નીકળતો માર્ગ વટાવ્યા પછી વાદી ઉસ્સબામાં પહોંચશો. એક રાતમાં આ પહાડી વાસ તમે વટાવી જશો ત્યારે બીજા પરોઢીયામાં તમને બની આમીરનું તળાવ દેખાશે."

"પીતાજી" લુબનાએ કહેવા માંડયું "ત્યાંથીજ તો આપણે પાણી લાવીએ છીએ અને પ્રત્યેક પાક્તક જુમ્માએ અધીકાંશ આપણે ત્યાં જઇએ છીએ ને!"

"બસ, ત્યારે તો સ્હેલાઇથી સીધો ત્યાંજ પહોંચી જઇશ" ઉભા થતાંજ કયસે ઉપકાર માન્યો અને વિદાય થતાં બોલ્યો ઉદાર પરોણાગત કરનાર હયો ખુદા હાફીઝ! મુસાફરો તરફ માયા બતાવવાનો બદલો ખુદાજ આપશે." હુબાબને ગળે મળતાં કયસે કહયું "રહેતી જીંદગી સુધી તમારી પરોણાગત યાદ રહેશે. કદાચ તમો બની ઉઝરા તરફથી નીકળશો તો તેમને તમારા ઉપકારોમાં દબાએલા અને તમારી ચાકરી માટે તેમના દરવાજા ખુલ્લાજ જોશો."

કયસ હવે એક પછી એક બધાને મળી રજા લેવા લાગ્યો. છેવટમાં તે લુબના પાસે આવ્યો અને વ્હાલા પરોણાથી વીખુટી પડતી વેદનામાં ઉદાસ ઉભેલી લુબનાને કહયું.

"લુબના! વનમાં વસ્તી અપ્સરાઓની તમે મહારાણી છો. તમારા ઉદાર કરમભે મારા જીવનની રક્ષા કરી છે. તમે જો મને ન મળ્યાં હોત તો અત્યારથી ઘણો વખત પહેલાં રેતાળ રણના ધીગતા અંગારામાં મારૂં શરીર બળીને રાખ બન્યું હોત. હું ગમે ત્યાં હોઊં પણ તમે ખચીત જાણજો, તે ભુલશે નહિ કે આ જીવન લુબનાએ આપેલું છે. અને તે માત્ર તમારી આજ્ઞામાંજ જીવે છે." કયસે છેલ્લી પ્રાર્થના માટે હાથ ઉઠાવ્યા તેના શુદ્ધ અને નિર્મળ અંતઃ કરણે પ્રાર્થના કરી "પરમાત્મા પ્રેમાળ મદનને આ મોહીની સુર્તીઓ અને મનહર છબીઓનાં ફરી પણ દર્શન કરાવજે!" પુરૂષો સાથે હાથ મેળવી કયસ પોતાના ઊંટ પાસે આવ્યો. બની કાઆબની સ્ત્રીઓએ ઊંટને ખવાડી પીવાડી મુસાફર માટે તઇયાર રાખ્યો હતો. અડધા દીવસમાં તેને મળેલી રાહત બમણી

મુસાફરીનું જેમ તેમાં રેડી શકી હતી. પોતાનો સામાન ઉંટ ઉપર મુકી, સવાર થઇ ઉત્તર દીશાએ ચાલવા માંડયું. વાદીએ અરાકની સીમા હુબાબા, ખેલા અને લુબના સાથે થોડાક માણસો તેને વળાવવા ગયા. સરહદ ઉપર બધાને વીદાય કરી એકલો કયસ ! અજાણ્યો કયસ સહરાની મુસાફરી કાપવા પહાડની તળેટીમાં આગળ વધ્યો. મેદાનમાં આવી ઊંટનું મ્હોં ધ્રુવ તરફ કરી રાસ છુટી મુકી હુદા—ઉંટની અરબ રાગણીમાં રચાયેલી કવિતા ગાવા લાગ્યો. ઉંટ મન પસંદ રાગણી સાંભળી ઉતાવળે ચાલવા માંડયો.



## પ્રકરણ ત્રીજું.



## નિરાશ પ્રેમી



રાત્રિના બે ભાગ વહી ગયા. એક ભાગ બાકી છે. હવે શીતળ પવન હતો. શરદી સાથનો પવન શાંતિ ભરી રાત્રીમાં અતિ આનંદી લાગતો હતો. હવે તાપમાં તપેલી રણની રેતીનો પ્રાણહર પવન નહોતો. દીવસ આખાની ધીગતી ભુમાતાને ટાઢીપાડી શાંત કરવા, કુદરતે શરદાયુનો સંચાર કર્યો ત્યાં થાકેલા પાકેલા વટેમારગુઓ દીવસ આખાની થાક અને તાપમાં તપેલા શરીરને શાંત કરી આગળ વધવાનું સાહસ કરવા ઉશ્કેરતો. મુસાફરોની રાહબરીમાં આકાશી તારા હસી હસી વાટ જોઇ રહયા છે. કોઇ કોઈ સ્થળે વિશાળ ઝાડ કે કોતરમાં બેઠેલો જંગલ બિયાબાનનો ચોકીદાર ધુવડ, એકાએક ભયાનક નાદ સાથે પોતાની ઉપસ્થિતીની ખબર આપે છે.

કુદરતની લીલાનું અવલોકન કરતો, કાડીમાં ઝુલતો, મેમાળ કાચ્યો લલકારતો કયસ ચાલ્યો જતો હતો. પ્રેમ વિયોગનું હૃદાનું સંગીત કયસના આત્માને આનંદ આપી ઉંટને ઉતાવળીયા બનવાનું સાહસ સીંચતું. એકાએક મનમાં આવેલા તરંગે તેને સંગીત ગાતો અટકાવ્યો. બીજી ક્ષણે તે પ્રેમ જગતમાં હતો. પ્રેમ પ્રતિમાને વીચાર તરંગની આંખોએ જોઇ અને તે બબડયો.

"બની કાઅબના કબીલામાંથી સલામત આવ્યો, એજ ઘણું સારૂં થયું. પરંતુ સબુરી કયાં! લુબના! એ પવિત્ર લુબના!! તારા જેવી પવીત્ર બાળાએ પરદામાં રહેવું હતું. પરદેશી અને પરનાતીલાથી તો તારે અવશ્યજ પરદો રાખવો જોઇએ. અરે! ફરી, બેધડક, વળી મારી સામે તું કેમ આવી? નહી, તું નથી જાણતી કે મારી આંખો તને કેવી નીષ્ટાએ જોઇ રહી છે! લુબના! મારો શો દોષ. હું તો પ્રયત્ન નહી, સાહસ, કરી રહયો છું કે તારો ખ્યાલ-તારૂં સ્મરણ અંતરમાંથી કાઢી નાંખું. બળજોરીએ બીજી તરફ મોકલું છું, પણ નહી, તે નથી માનતો અને ફરી ફરીને તારીજ તરફ આવે છે."

પ્રેમ જગતના સ્વપ્નાસ ધ્રુવડની ચીચીયારીએ તેને જંજાળી જગતમાં આણ્યો. બેચાર કડીએ ગાયો અને પાછો ચુપચાપ. બીજી પળે નિરાશાનો નિશ્વાસ નાંખ્યો અને અંતર વેદનાનો ઉભળકો બહાર લાવ્યો. તે મન સાથે બબડયો "પરંતુ હવે થશે શું? હતભાગી ઉંઘ પણ આવતી નથી જેમ જેમ ઉંટની ગતી મને બની કાઅબથી દુર કરે છે તેમ તેમ અંતરની ગતી મને બની કાઅબ તરફ ધસડી રહી છે. અંતર! જકડી બાળક છે! ગમે તેટલું વારો પણ છુટયું અને ત્યાંજ. કંઇ ઉપાય હશે કે? લુબના સાથે લગ્ન થવાં શક્ય છે? પરંતુ માવતર માને કેમ! તેમની મરજી કબીલામાં પરણાવવાની છે, ત્યારે મને લુબના વગર જગતમાં કશું જણાતુંજ નથી. જ્યાં જોઉં ત્યાં લુબનાજ દેખાય છે."

તે એકજ વિચારોના વમળમાં રાત પુરી ગઇ. જગત દર્શને આતુર બનેલી રહવારે સબુરીની સહનતા ત્યજી. કયસની આંખોએ તેને પર્વતની તળટીમાં જોયો. પરોઢીયાના મરઘાની નોબતે તેના કાનોને ખબર આપી કે બની લખમની રહવાર પાસે છે. કાઠા ઉપર પડેલું કયસનું માથું ઉંચકાયું. ને પોકરી ઉઠયો "અરે! રહવાર! આટલી જલદી વાણું વાયું?! જગત કહે છે કે વિયોગની રાત લાંબી હોય છે અને કેમે કરી પુરી થતી નથી! પણ મારી રાત વિયોગ રાત્રી હતીજ કયાં! આખી રાત તો લુબના મારી સામે જ હતી. તેની પ્રેમ ભરી આંખો મને જોઇ રહી હતી. તેની તેજોમય કાંતિના ચમત્કાર મારા આનંદની સમા વટાવી રહયા હતા. તેણી બોલતી અને હું સાંભળતો! આ વિયોગ હતો! પુરી થઇ, પ્રેમ મીલાનની પ્રખર રાત્રી હતી અને તેથીજ ઉતાવળી વહી ગઇ. કાંતી તેની વાતોથી અને

આંખો તેના દર્શનથી તૃપ્ત પણ નથયા અને તેણી ચાલી ગઇ! જુઓ ખોલ અને હુમલાના બન્ને પર્વતો દેખાય છે. લુબ્નાના પીતાએ રહવારે પહોંચવાની ખબર આપી હતી, આ હ્યો બની લખમના તંબુ આવ્યા. એ કમનસીબ પર્વત! જરાતો તારે વેગળા રહેવું હતું કે મારી પ્રેમરાત્રી આટલી જલદી નાશ પામતી નહી! બની લખમ! તમે બની કાયબથી આટલી નજીક કેમ પડયા! શું હજુ થોડીક દુર તમને જગ્યા ન હોતી? તમારા નજીકના પાડોશ પર મને રરક અને અંતકરણમાં હરીફાઇની આગ લાગે છે. કાશ! હા! હું ઉઝરીની જગ્યાએ લખમી થયો હોત તો સદા તમારામાંજ રહી શકતો. તમે પાસે છો એટલુંજ નહી પણ પ્રત્યેક પક્ષ પછી પ્રેમ પ્રતિઓનાં દર્શન કરી શકો છો. આહ! તેણી બની આમીરના તળાવે પાણી ભરવા જતાં તમારે ત્યાં એક દીવસ રહેતી હશે. તમે ભાગ્યશાળી છો, પ્રેમ નગરમાં નથી પણ પ્રેમી વાટે આવશ્ય છો. જે દિશામાંથી બની કાયબની હવા જતી હોય તે દિશા ઉપર મને તો ઇર્ષા થાય છે, ત્યારે તમારી તો વિશાદાજ શી? પરંતું ઇર્ષાની આંખોમાં વ્હાલનું નુર સીચીંકુ મને જોઇશ. આ ભાગ્યશાળી આંખોને લુબ્નાની પ્રતિમાને પ્રેમ દ્રષ્ટીએ જોવાનું આવકાર દાયક માન મળેલું છે."

સુર્ય દેવતા દર્શન આપે તે અગાઉ કયસે પોતાને બની લખીમના તંબુઓ પાસે જોયો. ઊંટથી ઉતરી નફીલની રાસ બાવળની ડાળીએ બાંધી તંબુ તરફ વળે તે અગાઉ બાંગીએ અઝાન માટે આમંત્રણ કર્યું અઝાનને જવાબ આપતો મસજીદે ગયો. નમાજની બંદગી પુરી થઇ. લોકોને મલ્યો. કયસના કુળ અને કબીલાને જાણ્યા પછી બની લખીમે પરોણાને એક રહેવાનું આમંત્રણ આપ્યું. તે સરદારનો મેમાન થયો. સુરજ નીકળતાં ખજુર સાથે દુધથી ભરેલો વાટકો આવ્યો. ગઇ રાતની પરોણાગતની યાદ સાથે ખુદાના શુંકરાના પછી, નાશતાથી પરવાર્યો,

લખીમ સરદારની ઉદાર અર્ધાંગનાએ પોતાના પતિને પુછ્યું

"અય આમીર! અમારા પરોણા તરફ તમારી વર્તણુંક સારી વખાણવા લાયક નથી. ઘરમાં પડેલું માંખણ કેમ ન આપ્યું? જવના તાજા રોટલા તઇયાર કરવાનો વખત પણ આપ્યો નહિ."

"યા, ઉમ્મતુલ્લાહ!" કયસે તરત નમ્ર ઉત્તર આપ્યો "હું કંઇ

તદ્દન ભુખ્યો નથી. બની કાઅબની પરોણાગતમાં એટલું ખાધું છે કે સાંજ સુધી ભુખ લાગશે નહિ."

"ત્યારે તો ઠીક" સરદારની બાનુએ કહ્યું "સાંજ સુધી બકરાનું ધણુ આવીજ પહોંચશે."

**અબુ આમીર**—"બની કાઅબ જેવી પરોણા ચાકરી અમારાથી નહીજ થાય પરંતુ અમારા પડાવનો મુસાફર ભુખ્યો તો નહીંજ જાય."

"ધન્ય છે!" કયસે ઉપકાર માન્યો "વનમાં વસ્તા અરબો ઉદાર અને વીરતો હોયજ!"

**અબુ આમીર**—"અમારામાં ઉદારતા કયાં, હવે રહી વીરતા, તેમાં પણ ઈરાક અને મીસરના બેવફા બળવાખોરોએ મદીના મુનવ્વરાની મર્યાદા ઉપરના હુમલા સાથે ખલીફાએ રસુલિલ્લાહને શહીદ કરી અબ અને બટ્ટો લગાવ્યો છે. અમારી આવકનો મદાર જેહાદ ઉપર હતો. અમીરૂલ મુમેનીન ઉમર ફારૂકના વખતમાં રોમનો સાથે થયેલા જેહાદમાં અમે સારી ખ્યાતિ મેળવી હતી. સાથેજ ધનનો પણ ઠીક સંગ્રહ થયો હતો. મારો જવાન પુત્ર અને ભાઇ સીરીયામાં શહીદ થયાં છતાં અમારા ઉત્સાહમાં બેવડું જીવન આવયું હતું. જીંદગી અને મોત બન્ને લાભ અને આનંદની વસ્તુઓ હતી પરંતુ હવે જેહાદ બંધ થયો અને બળવા ફાટી નીકળ્યા. અંદર અંદરના મતભેદ અને બળવા સમાવવાનાં કામોથી હઝરત અલી (ર૦) મે પરવારનાતા નથી ત્યારે જેહાદનો હુકમ કેવી રીતે આપી શકે? ખુદાજ જાણનાર છે કે જેહાદ બંધ થયો ત્યારથી દરીદ્રતાએ અમને ઘેરી લીધા છે."

"બેશક" કયસે કહ્યું "આજનો વખત અરબ પ્રજા માટે સારો તો નથીજ."

**અબુ આમીર**—"તમે તો જાણતાજ હશો કે લુટ માર અને ખુના મરકી અરબોનો ધંધો હતો અને તેજ તેમની આજી વિકાનાં સાધન હતાં. સાથેજ મુર્ખા અરબ કબીલા આપસમાં લડી મરતાં અને સબળ નિર્બળ લીલાની રમતમાં પાયમાલ પણ થતા. પરંતુ હઝરત રસુલુલ્લાહે આપણામાં જન્મી તે આચારને હરામ અને તે પ્રગતિને જુલમાટ કહયો આજીવિકાના સાધનો માટે જેહાદનો નવો માર્ગ સુચવ્યો; ત્યારે આપસની

ખુનરેજી મુકી અમારી તરવારોએ દુન્યાના બીજા દેશો તરફ જોયું. તે પ્રગતિ ચાલતી રહી ત્યાં સુધી સુખ મેળવ્યું અને આબાદ બન્યા પરંતુ હવે વખત તદન ઉલટો છે. માર ધાડ અને જુલમ ખુદાના હુકમ સામે ઉદ્ધતાઇ છે. બીજો ઊદ્યમ નથી. જાનવરો પરતી અમારી પાસે જમીન નથી. જેહાદ રહયો નથી, હવે અમારે કરવું શું એજ સવાલ ચરચાઇ રહયો છે."

"બેશક, વખત ઘણો બારીક છે.', કયસે ઉત્તર આપ્યો.

"વળી હવે તો" અણુ આમીરે આગળ ચલાવવા માંડયું અરબ દેશનાં માન મર્યાદા પણ ઘટતાં જાય છે. હીજરત પછી—મક્કા શરીફ છોડયા પછી-પયગમ્બર સાહેબે ધર્મ અને સતાનું પાટનગર મદીના મુનવ્વરાને બનાવ્યું હતું. છેલ્લા ત્રણે ખલીફાએ પયગમ્બર (સ.) સાહેબનો આશરો છોડયો નહોતો. તેમની આર્શીષથી અમે પણ સુખી હતા. સાથેજ મોટી મોટી ઇચ્છાઓ પણ હતી. પરંતું દશા અને દિશા બન્ને પ્રતિકુલ છે. પવિત્ર અરબ ભુમીનો તિરસ્કાર કરી હઝરત અલી (ર.) એ પયગમ્બર ખુદા (સ.) નું પાડોશ મુકી, કુફાને પાટનગર બનાવ્યું છે, કીસરાના દેશનો પાડોશ શોધ્યો છે. અમીર માવીયાએ ઉદ્ધત બની દમીશ્કમાં પોતાનું જુદું રાજ્ય સ્થાપવા માંડયું છે. આ સ્થીતિ શું બતાવે છે. પવિત્ર મથકો હરમેનની માન મરજાદ રહી કે ગઇ!"

અણુ ઇચ્છાએ કરાવવામાં આવતા ઇતિહાસીક અવલોકનમાં કયસનું મન પરોવાતુ નહોતું. તેને રાજદ્વારી રાગણીમાં રસ પડતો નહોતો. એ પરવાહથી તે બોલ્યો.

"પરંતુ ઉદારતાને ધન દોલત સાથે કશો સબંધ નથી. દ્રવ્ય રહિત દરિદ્ર હોય છતાં મન ઉદાર રાખે તેજ ખરો ઉદાર છે."

"બેશક" અણુ આમીરે કહેવા માંડયું "એવો ગુણ મારી સ્ત્રી ઉજમે આમીરમાં છે. ગમે તેવા નુંકસાનના ભોગે તેણી ગરીબની મદદે પહોંચવામાં પાછી પડતી નથી. હું ખરૂં કહું છું કે જેટલો હું ઉદાર નથી."

"એમાં શું!" કેયસે અણુ આમીરની પ્રશંસા કરતાં કહયું. ઘર માત્રમાં બે ગુણ હોવા જોઇએ. શુરાતન અને ઉદારતા. અણુ આમીર શુરવીર છે ત્યારે ઉમ્મે આમીર ઊદાર છે. આવી રીતે વ્હેંચાયલા બન્ને સદગુણો બની હ્યખીમના સરદારના તંબુમાં એકત્ર થાય છે."

"ખુદાના સમ છે" અબુ આમીર હસી પડયા, "તમે કદાચ કવિહશો"

સદભાગ્યે!" કયસ જવાબ આપતાં કહ્યું "હું એક કવિજ છું."

"તમે કવિ છો? અજાયબીમાં અબુ આમીરે પુછયું અને કબીલા ના એકત્ર થયેલા માણસો તરફ જોઇ કહ્યું આપણો પરોણો કવિ છે" અબુ આમીરને સાંભળી બની લખીમના બધા માણસો કેયસની ચોમેર એકત્ર થઇ ઘેરી લીધો. આનંદના ઉત્સાહમાં તેઓ બોલી ઉઠયા "કંઈક સ્વચ્છ ઉદગારો સંભળાવો, બની લખીમનાં ધન્ય ભાગ્ય કે આજે તેઓ એક અરબ કવિને પોતાનો પરોણો જોઇ રહયા છે"

પ્રથમ તો કયસ પોતાની કવિતાઓ સંભળાવવા અચકાયો પરંતુ લોકોની ઉપરા સાપરી માગણીઓથી તેને બે કડીઓ કહેવાની ફરજ પાડી—તેણે કરૂણ સ્વરે કરૂણ રસીક હૃદયનો ભાવ બહાર પાડયો.

(જો ખોડ ખાંપણ કાઢવાની ઇચ્છા હોય તો પુર્ણીમાં ચંદ્રમાની સરખામણીમાં મુક; શુકલ પક્ષની ચૌદમી રાતની ઉપમાં આપવામાં એજ તેના માટે અદધી છે.

(હજાર મહીના ઉપર શબે કદરને જે પ્રમાણે વડ પણુ છે તેજ રીતે લુબના મનુષ્યોમાં આગ્રપદ ધરાવે છે.)

અબુ આમીર—"નિર વાણીમાં કંઈ કહેલું સંભળાવો તો વધુ ઉપકાર થશે!"

કયસ—"અમે તો ઉઝરી કવિ છીએ, પ્રેમમાંથીજ વખત નથી મળતો.

અબુ આમીર સમજ્યો પોતાના કબીલાની લુબના નામની કોઇ સ્ત્રી ના પ્રેમમાં પડયો છે. તે પુછયું તમારી કબીલાની લુબના ઘણી સુંદર હશે."

અબુ આમીરના છેલ્લા શબ્દોએ કયસ ઉપર ભારે અસર કરી ઇશ્કના જોગમાં તે દીવાના પેઠે બોલી ઉઠયો "ખુદાજ માત્ર જાણે છે કે તે અમારા કબીલામાં છે કે બીજામાં. પરંતુ તમે ખચીત માનજો કે પરદો ઉઠાવતાં ટોળા બંધ લોકો તેના ચર્ણો તળે નમનમા ઉંધા પડેલા જણાય"

"અલ હમદો લિલ્લાહ" રહેજ હસતા અબુ આમીર બોલ્યો," કવિ ત્વ તમને મુસાફીર ન બનાવે. બની ઉઝરાની ખુબસુરતી પણ પ્રખ્યાત છે.

પણ અત્યારે તો જરીરતુલ અરબની પ્રજા મોઝીન બની તોહીદના આશરામાં આવી છે."

'અલ હમદો લિલ્લાહ" કયસે બોલવા માંડયું "અને હું પણ ઇસલામનું ગઉરવ પ્રાપ્ત છું. પરંતુ ભાઇ! પ્રેમે કરી પરવશ છું માત્ર કવિત્વ માટે પ્રેમ નથી. પરંતુ ખરેખરો અંતઃકરણનો ઉમળકો છે. પ્રેમની વમળ વેદનાનો ત્યાગ કરવા આતુર છું પરંતુ કયમે કરી તજી શકતોજ નથી.

"ત્યારે તો કાબા શરીફે જાઓ." અબુ આમીર બોલ્યો 'અને કાબા શરીફનું પલ્લવ પકડી પ્રાર્થના કરો. આશા છે કે તમારી દુઆ સંભળાશે અને મન વાંછના પુંરી થશે."

અબુ આમીર કયસને સાથે લઇ, તંબુમાં ગયો. સુરજ હવે ચઢયો આવતો હતો, તડકામાં ઉષ્ણુતા આવવા માંડી હતી. બધાએ તંબુમાં બેઠક લીધી.



# . પ્રકરણ ચોથું.

## મોહન નગરી.

અબુ આમીર કયસને તંબુમાં એકલો મુકી ધંધાધાપે લાગ્યો. કયસને એકાંત મળતાં પ્રેમજગતની પટરાણી લુબનાની જાપ જપવા તરફ વળ્યો. થોડોક વખત વિચારોમાં મસ્ત બન્યો રહયો. તે પછી તેના મનમાં વિચાર ઉદભવ્યો કે જાણે લુબના તેના અંતર આત્માનો ત્યાગ કરી ચાલી જાય છે અને તે નિરાશાના સમુદ્રમાં ગોથાં ખાય છે, ત્યારે તેણે નિરાશાનો નિશ્વાસ નાંખ્યો અને મન સાથે બબડયો.

"નિરાશા! અંતે તેજ નિરાશા!! પાછી તેજ વિયોગની ભ્રમણા! પાછો તેજ તડફડાટ! પાછા તેજ હૃદય પર કાતિલ ઘા! ઓહ! શું કરૂં? અને કયાં જાઉં? અરે મને તો યાદ પણ નથી કે મારે જવું કયાં છે! જતો કયાં હતો! અબુ આમીરની સલાહ સાચીજ છે. મારે કાબા શરીફમાં જઇ પ્રેમથી પીછો છોડવવા માટે પ્રાર્થના કરવી. પણ નહી–પ્રેમ વ્યાધીથી કંટાળો? અને લુબનાના પ્રેમનો પરિત્યાગ? જે અંતરમાં પ્રેમ નથી તે પાષાણુનો પાણો છે, જે આંખે મનગમતી મોહિનીને નથી જોઇ તે આંખો, આંખોજ નથી.

અરબ કવિએ કેવું સારૂં કહયું છે કે જે આંખ્યોએ પ્રેમાળ–દર્શનનો લ્હાવો ન લીધો હોય તે આંધળીજ સારી.

ત્યારે આ વજ્ર સમ જીવનના દિવસ મારે કેવી રીતે ગાળવા અને કયા ધંધામાં મન પરોવવું? લુબના અંતરમાંનો મારો પ્રેમ જાણનારને, ખુદાજ છે. કોણ જાણે છે તે મને સ્હાય છે કે નહી? તેના વિયોગમાં હાલથી બેહાલ છું; જીવતરથી કંટાળ્યો છું, છતાં તેણી વાદીએ અરાકમાં બેસે, તંબુ આગળ રમે, બની કાઅબના પડાવમાં ગજગામિની થઇ ફરે અને સાહેલીઓ સાથે મોજ મેળવે, તેણીને ખ્યાલ સરખો પણ કયાંથી હોય! બની કાઅબના ઉદાર સરદાર હુબાબને ત્યાં, મારા જેવા થાકેલા સેંકડો મુસાફરો આવ્યા હશે, વીસામો લીધો હશે, ખાધું હશે પરોણા ચાકરી કરાવી

હશે અને ચાલ્યા ગયા હશે. તે અનેકમાંનો હું પણ એક છું. સદભાગ્યે ત્યાં ગયો, રહયો અને ચાલતો થયો. તે સંસારના સ્વર્ગનાં દર્શન કર્યાં અને હવે રાત દિવસ અંતર નાદ નીકળે છે કે "એક વખત જોયું અને બીજી વખત જોવાની ઇચ્છા છે" પરંતુ મારા જેવું ચીરાયેલું-ઘવાયેલું હ્રદય લઇ બધાએ ગયા હોય, એવું તો નહીજ બન્યું હોય! મારી આ સ્થીતીએ તેના અંતઃકરણમાં છાપ નહી પાડયો હોય?"

એટલામાં બાવળની એક ડાળી ઉપર, ઉડતો કાગડો આવીને બેઠો. અને અરબોમાં મનાતા શુકનોની મધુર વાણીમાં કલોલ કરતો સંભળાયો, કયસ ચમકયો, ભાનમાં આવ્યો અને બોલ્યો.

"ઓ વિયોગ સંદેશના વાચક—કાગા. નહી! નહી! તું આશા વાચક છે, સ્નેહ સદેશ સંભળાવ! શું તેણી મને મળશે! એવું ભાવીએ લખ્યુંજ કયાં છે!" કંઇક વિચાર કર્યા પછી તે પાછો ઝબકયો અને બબડવા લાગ્યો "હા, હા! પ્રત્યેક પક્ષે-પંદરમે દીવસે તેણીએ પાણી તીરે આવવાનું કહયું હતું. આંતરીયા જુમ્માએ તેણી બની આમીરના તળાવે જાય છે. મારે ત્યાં થોભી તેણીની વાટ જોવી! હા, હા!"

"મારે ત્યાં જઇ થોભવું. કાગડો પણ તેનીજ આગાહી આપે છે. તે સંદેશો લાગ્યો છે કે વચન બની આમીરના તળાવેજ પળાય છે." પાછો તે વિચારોમાં પડયો. તે ચુપ હતો અને એકી ટસે દરવાજા આગળના બાવળમાં આંખો પરોવી બેઠો હતો. તે પાછો મન સાથે બોલ્યો. "તે દીવસ સુધી અહીં રહેવાનું સદભાગ્ય કયાંથી મળે! તેણીની સાહેલીઓ સાથે તળાવે જવામાં કેટલી મોજ મળે. પણ નહી, તેમ તો નજ બને. બની લખીમ વ્હેમાશે અને બની કાઅબને ખબર પડશે. મારા ઉપર ગમે તે બને, જીવ સટોસટનું જોખમ કાં ન ખેડવું પડે! જીવ જાય કે બચે છતાં તેણીના આબરૂ અને મર્યાદા જાળવવાની મારી ફરજ છે"

તે વિચાર વેલને આગળ લંબાવે તે અગાઉ ઉજમે આમીરે તંબુમાં પ્રવેશ કર્યો. કયસની પાસે આવી કહયું "ભોજન તઇયાર છે. બાજુના તંબુમાં અબુ આમીર તમારી વાટ જોતા બેઠા છે."

'પરંતુ' કયસે શુદ્ધિમાં આવતાં કહેવા માંડયું 'મેં તો સમજયું હતું કે સાંજરે ખાઇશ. બની કાઅબના સરદારે એટલું ખવાડયું છે કે હજુ સુધી ભુખ લાગી નથી."

ઉજમે આમીર—"અત્યારે અમે કંઈ ઉત્તમ ભોજન નથી બનાવ્યું બાફેલા ગોસ્ત, ખજુર, ધાણી અને સાંઢણીના દુધ સિવાય તમે કશું જોશો નહી. રોટલા મુધ્ધાં નથી રાંધ્યા."

"બાનું!" કેયસે કહ્યું "તમે ગણાવેલી વસ્તુઓ મારા સારૂ તો ન્યામત છે. પરંતુ મારૂં ભોજન સાંજ ઊપર ઉઠાવી રાખો તોજ સારૂ"

ઉજમે આમીર—"ચાલો. થોડુંક ભોજન કરજો."

કયસ લાચાર બન્યો. ઉઠયો અને બાનુની પાછળ પાછળ બીજા તંબુમાં ગયો. અબુ આમીરે પરોણાને આવકાર આપી સત્કાર કર્યો. પોતાની પાસે બેસાડયો. બાનુ આમીર અને પુત્રીએ ભોજન સામગ્રી ગોઠવવા માંડી. બીસમીલ્લાહ બોલી ભોજન કરવા માંડયું. થોડાક કોળીયા ખાઇ કયસે પાણી માગતાં પુંછયું "તમે કયાંથી પાણી લાવો છો!"

બની આમીરનાં તળાવથી સારૂ પાણી પાંચ પડાવ સુધી મળતું નથી" અબુ આમીરે જવાબ દેતાં કહ્યું "અમો ત્યાંથી પાણી લાવીએ છીએ"

"અલબત્ત" કયસે કહેવા માંડયું "મેં બની કાઅબના તંબુઓમાં સાંભળ્યું હતું. તે લોકો પણ ત્યાંથીજ પાણી લઇ જાય છે."

"હા" અબુ આમીરે પાણી આપતાં આગળ ચલાવ્યું "તમારૂં કહેવું ઠીક છે. દશ, પંદર દીવસે તેમની સ્ત્રીઓ અને બાળીકાઓ પાણી ભરવા આવે છે. અને એક દીવસ અમારે ત્યાં રહે છે. તેમની ઉપરજ શું છે, ત્રણ ત્રણ અને ચાર ચાર મંઝીલના લોકો અહીયાંજ પાણી લેવા આવે છે.

"બની આમીરના તંબુ તળાવથી કેટલી દુર છે.' કયસે જાણવા માગ્યું

"એમ લાગે છે કે તમે આ તરફ કદી આવ્યા નથી' અજાયબી પામતાં અબુ આમીરે કહ્યું "પુર્વ કાંઠા ઊપર બનુ આમીર વસે છે અને પોતાનું પાણી કીમત લઇને વેચે છે. કીમત આપ્યા વગર બળજોરીથી પાણી લેવાને સબબે ખુના મરકીની ઘાટનાઓ પણ થઇ છે.

"ત્યારે શું તે લોકો બની કાઅબ પાસેથી પણ કીમત લઇનેજ પાણી આપે છે!" આશ્ચર્ય ભર્યા અવાજમાં કયસે પુછ્યું.

અબુ આમીર—"બધાનેજ આપવી પડે છે. બની કાઅબ પર શાની છાપ છે!"

કયસ—"બની કાઅબ કયા આરે પાણી ભરે છે."

સામે તીરે "અણુ આમીરે કયસને સમજાતાં કહ્યું." બની આમીરના પડાવની તદ્દન સામે, કારણ તેમનો સંબંધ સારો નથી. બની આમીરના મિત્રો અને સબંધીઓ તેમના પડાવની પાસે રહે છે અને ત્યાંથીજ પાણી ભરે છે"

કયસ—"ત્યારે તો બની આમીર સાથે મારો મતભેદજ રહેવાનો"

અજાયબી પામતાં અણુ આમીરે કહ્યું 'તે વળી કેમ? બની કાઅબ સાથે તમારો શો સંબંધ કે વગર કારણ બની આમીર સાથે તમે અણુબનાવ કરો. બની ઉઝરા સાથે તો તેમને કશો સંબંધજ નથી."

"બની ઉઝરા સાથે તો અલબત સબંધ નથીજ" કયસે થોભતાં થોભતાંકહેવા માંડ્યું છતાં પણ હું બની કાઅબનો મિત્ર છું. અમારા ઉપર તેમ—તેમના અનેકાનેક ઉપકાર છે. કદાચ બની કાઅબના તંબુઓ મને ન મળ્યા હોત તો રેતીના રણનું—ધગધગતી ધુળનું તોફાન અને જીવલેણ હવાના ઝપાટાથી જીવન બાળવવા નિરાધાર હતો. જો ખુદાની કૃપા સાથે બની કાઅબનો આશરો ન મળ્યો હોત તો અત્યારથી ઘણા વખત પહેલાં હું દુન્યાથી કુચ કરી ગયો હોત."

વાદોમાંજ ભોજન પુરૂં થયું.. કયસ, અણુ આમીરની રજા લઇ પહેલા તંબુમાં જઇ સુઇ રહયો. સુતાંજ ચોમેરથી મેમદાના વીચારોએ તેને ઘેરી લીધો, મેમાળ રહસ્યમય વાર્તાલાપ, વિચાર તરંગની રાહબરી સાથે પ્રેમ જગતમાં પ્રવેશ કર્યાને હજુ વારે નહોતી લાગી, કે અચાનક તે ચમકયો, તેણે જોયું કે દીવસ પુરો થયો અને રહાંજ થવામાં વાર નહોતી. સુરજ અસ્તાચળના સમાગમની તઇયારીમાં હતો. સંધ્યા થવા આવી હતી. તરતજ તંબુની બહાર આવ્યો, અણુ આમીરને મળ્યો અને કહેવા લાગ્યો "મારે હવે જવું જોઇએ, સરંજામ ઠીક કરવો જાઇએ."

"પરંતુ ભોજન તો જમતા જાઓ" અણુ આમીરે આગ્રહ કર્યો.

"બહુ સારૂં" બોલી કયસ તંબુની સામે ભોંયપર બેઠો. પરોણાને ઉદાર આવકાર આપવા માટે કબીલાના સ્ત્રીપુરૂષો સરદારને ત્યાં એકત્ર થવાનો આરબોમાં પુરાતન રીવાજ છે. અણુ આમીરને ત્યાં અત્યારે કબીલાના સ્ત્રી પુરૂષો હાજર હતા. બાળકોની પોતાના જાનવરો-બકરાં મેંઢાં સાથે

રમી રહ્યા હતા. બધા આનંદ અને મોજમાં હતા. બાળકો નિરપરાધી અને ભોળી ભોળી મુખમુદ્રા, અવલોકન કરનારાના અંતરનો મેલ ધોવાની કુદરતી સેવા બજાવે છે. ઉનાળાના અત્યાચારથી સંતાપેલાં પક્ષિઓ ભુમંડળના ભવાડા જોવા આકાશે ચઢવા પ્રયત્ન કરતાં જણાય છે. સલુણાં પક્ષિઓ વૃક્ષ ડાળે છુપાઇ-લુંકાઇ સંધ્યા પ્રાર્થના સાથે આફતાબે આલમ તાબને બીજી દુન્યા તરફ વળાવી રહ્યાં છે. સંધ્યાનો રળીયામણો સમય અને બાળ-પક્ષિની મનમોહક લીલાએ કયસ ઉપર ઉંડી અસર કરી. તે મનમાંને મનમાં બબડયો.

"આવો મનમોહક રમ્ય દેખાવ કાલે અરાફની ભુમી ઉપર જોયો હતો. આ પ્રયોગ કુદરતે કાલે બની કાઅબમાં ભજવ્યો હતો અને આજે બની લબીમમાં. પરંતુ હા! આજ કાલ જેવી અસર કયાં? તે પ્રભાવ કયાં? અહીયાં લુબના કયાંથી આવશે? જે દિવસે લુબના પોતાની સખીઓ સાથે અહીઆં આવી, અત્યાર જેવા સમયે આ બાળકોમાં રમતી હશે, તે પ્રસંગનું દ્રશ્ય—કુદરતની લીલા—કેવો આનંદ આપતી હશે. તેનો ભાસ સરખો પણ આવી શકતો નથી. લુબના આ છોડીઓ સાથે રમતી હશે ત્યારનો તો દેખાવ જોવા લાયક હશે. મા બાપનાં આંકુશ રહિત તેણી અહિંયાં વધુ સ્વતંત્ર, વધુ શોભ અને વધુ પ્રફુલિત દેખાતી હશે. તેના આગમન વચ્ચે ત્રણ ચાર દીવસજ આડા છે. અને મનોભાવનાઓ આળે-ખેલી કેફીયત તે દીવસે અહીંયા દેખાશે પરંતુ હા!—અફસોસ ત્યાં, સુધી હું રહી શકતો નથી. મારૂં ભાવી એવું કયાંથી! નહી, અહી નહી પણ બની આમીરના તળાવ તીરે તો અવશ્ય પ્રેમદાનાં દર્શન કરીશ! અહીં કરતાં પણ ત્યાં તેણી વધારે આઝાદ હશે, કાં જે ભેદ ભરમના ભ્રમમાં ભમરો બની ભમતી ભોળી—ચતુર સખીઓ પણ સાથેજ હશે, બીજું કોઇ ત્યાં હશેજ નહિ."

કયસનો વિચાર સંગ્રામ અઝાનના અવાજે કરી પરાજય પામ્યો. બધાએ મળી સંધ્યા પ્રાર્થના બજાવી. દીવાને બદલે તંબુની બહાર ચુલા સળગવા માંડયા. અબુ આમીરના તંબુ પાસે ચુલાની મોટી હાર જણાઇ પોતાના કવિ પરોણાના માનમાં તે બદવીએ દાવતના ચમત્કાર બતાવવા માંડયા હતા. કબીલાની દશ બાર બાનુઓ અને છોડીઓ આવી પહોંચી અબુ આમીરની બાનું તેણીઓમાં અધિષ્ટાતા હતી. થોડુ ઘણું પકવાન

ઉતરવા લાગ્યું પુરૂષો જમવા બેઠા. ક્રયસ સાથે કબીલાના ઘણા પુરૂષો અને સ્ત્રીઓએ હાજરી આપી. થોડુક જમ્યા પછી ક્રયસે સાંઢણીનું દુધ માગ્યું. ભાણામાંથી હાથ ખેંચી બોલ્યો—"બસ ભાઇ પેટ ભરાઇ ગયુ."

ભોજનથી પરવારી તેણે એક પછી એક મળી છેવટની સલામ સાથે આશીષ મેળવવા માંડી. સાંઢણીની રાસ પકડી સીધી સડકે ચાલ્યો તારાની રહબરીમાં તેણે ચાલવા માંડયું. આજની રાત પણ આશકોની ભય અને આશા ભરી રાત હતી, વ્યાકુળ—વ્યગ્ર, આશા—નિરાશા, હાસ્ય–રૂદન, બુદ્ધ—અબુદ્ધ, ભાતાભાત, મનાપમાન કે સંસાર સંસર્ગની કશી ખબર નહોતી. તે કોણ છે અને કયાં જાય છે તેનું એ ભાન નહોતું કોઇ કોઇ વાર નિરાશામાં ધીક્કાર સાથે બબડતો અને કોઇ કોઇ વાર પ્રેમ રાગ અલાપતાં અલાપતાં સુઇ જતો અને ઉંઘમાં મન તરંગનાં આવતાં સ્વપ્નાએ કરી ઝબકી પડતો. અજાણી અજાયબીમાં વાણું વાયું. ઝુલમતનો કાળો પરદો ફાટયો—ચીરાયો અને સ્હવારના ઝાંખા ઉજાશમાં પાણીના ચળકાટે વધારો કરયો. તેણે જાણ્યું કે બની આમીરનું તળાવ આવી ગયું. તળાવની પાળે પક્ષીઓના ટોળે ટોળાં બેઠાં હતાં. તળાવનાં જીવન દાન દેનારાં ગળ્યાં પાણી જોતાં, રેતના રણોમાં દઝાએલા—તપાયેલા, પશુ, પક્ષી અને મનુષ્યોમાં નવજીવન આવતું, જીંદગીની આશા બંધાતી અને ખુદાના શુકરાનામાં પોતાની વાચાનો પ્રારંભ કરતાં, તેજ બની આમીરના તળાવ આગળ અરૂણોદયે તેને ઉભો કર્યો.

તે એક વિશાળ તળાવ હતું, તેનો ફેલાવો ચાર પાંચ માઇલથી ઓછો નહોતો, ચોમેરનો પ્રદેશ જો કે રેતાળ છે, છતાં તેનું તળીયું રેતા રહીત હતું તેનો થાગ મજબુત પથરા સાથે અટકતો હતો. અરબસ્તાનનાં બીજાં તળાવો માફક ભુખી ડાંસ–રેતી તળાવનાં પાણી ચુસી જતી, તેવું આ તળાવના સંબંધમાં નહોતું. કાળા પર્વતનાં કાળરાત્રી જેવાં બે ભયાનક કાળાં શીખરો અહીંયાથી પાંચ સાત માઇલને અંતરે મ્હોં વકાસેલાં અજગર જ્યમ દેખાતાં હતાં. વર્ષા રૂતુમાં આ પર્વતોને પલાળતાં વરસાદનાં પાણી દરીયા સાથે મળી પોતાના પીતામાહના ખોળામાં આળોટી આશીર્વાદ લેવાની ઇચ્છામાં નદી નાળાનો વેશ લઇ ધર્મ ધામની મુસાફરીએ નીકળતાં. પણ અરબસ્તાનની રેતનું રણ તે યાત્રાળુઓ—હા તેજ આતુર યાત્રાળુઓનો–મનીચ્છા સાથે નાશ કરતું–પાયમાલ કરતું. તેમનો

પ્રવાહ પ્રાણુ ચુસી તૃપ્ત થતું. પરંતુ કાળા પહાડની આ દીશાનાં પાણી ઇચ્છાએ કે અનીચ્છાએ ધર્મ ધામની નિરાશ્રામાં બની આમીરના તળાવનો આશ્રારો લેતું. આ નિરાશ્રીત પાણી બ્હોળા પ્રમાણુમાં એકત્ર થતું અને પોતાની ઇચ્છાઓ સાથે હૈયાતીના ભોગે મંઝીલો સુધીના આરમાનો ઇચ્છાઓ તૃપ્ત કરતું.

પરોઢીયું થઇ જવાથી નમાઝની તઇયારી કરતા માણુસોથી ખળીભળી રહેલા બની આમીરના તંબુઓ હવે સામે હતા. કેટલાક લોકો પત્થરની પાળે બેસી વુઝુ-અર્ધાંગોળ—કરતા ત્યારે કેટલાક સ્નાન કરતા, તળાવમાં ઉભા હતા. જેઓ પરવારતા, તેઓ કાંઠે બાંધેલા ચોતરા ઉપર ફીબલા તરફ મ્હોં કરી જઇ બેસતા. આ બધું સામે ઉભેલો કયસ જોઇ રહયો હતો. તેને જમાત સાથે નમાઝ પઢવાનું મન થયું, પરંતુ મનને સમજાવતાં—વારતાં બબડયો.

"તેમના સમાગમમાં મારાથી કેમ જવાય? તે લોકો બની કાઅબના પ્રતિપક્ષિ-વીરોધી હોવાની વાત સાંભળી ચુકયો છું." છેલ્લા વિચાર સાથે સામા નીરે જઇ થોભ્યો. ઊંટ ઉપરથી ઉતરી વઝુ કર્યું અને નમાઝની બંદગી બજાવી. દુઃખાયેલા હૃદયની વ્યાકુળ દશાને શાંતિમાં બદલવા પરમાત્મા આગળ અંતઃકરણ પુર્વક પ્રાર્થના કરી. પ્રાતઃ ક્રીયાઓથી પરવારી, શીળા ઉપર બેસી, તોબરામાંથી ખજુર અને ખારેક કાઢી ખાવા માંડી. તોબરો ઊંટ ઉપર બાંધ્યો અને વીચારવા માંડયું કે મારે હવે કયાં વીસામો લેવો. મન સાથે કહયું. "જો અહીયાના ખુલ્લા મેદાનમાં રહીશ તો આવતાંજ લુબના ઓળખી લેશે અને લોકો જાણી જશે કે હું તેણીના કારણેજ અહીયાં પડયો છું તેમ થવાથી મને અને તેણીને, બન્નેને સહન કરવું પડશે. મારે એવી જગ્યાએ રહેવું જોઇએ કે ત્યાંથી મને કોઇ જોઇ શકે નહી પરંતુ હું દરેક આવતા જતાને જોઇ શકું. તળાવના તીરે પડયા રહેવું બની આમીરને ગમશે નહિ. મારે હવે કયાં ગોઠવણુ કરવી!"

તેણે શીળા ઉપર ઉભા થઇ ચારે દિશાએ જોયું. તેણે ઉત્તર દિશાએ જોયું કે કાળા પર્વતની એક લાંબી હારમાળા છેક તળાવ સુધી લંબાએલી છે અને વચ્ચે વચ્ચે અનેક નાનાં મોટાં શીખરો તળાવના પાણીને જોઇ ચક્ષુ પીપાસા તૃપ્ત કરવા ડોકાઇ રહયા છે. તળાવની પાસેના એક શીખર તરફ જોતાં તે બોલ્યો.

"શીખરની તળેટીમાં વાસો કરવાથી આનંદ અને શાંતિ મળશે. અત્યારની મારી એકાન્તપ્રિય એકાંતાવસ્થામાં પણ વિઘ્ન પડશે નહિ. કબીલાને કોઈ માણસ જાણશે નહી કે અમારા પ્રદેશમાં કોઇ અજાણ્યો માણસ છે. દરેક આવનાર જનારને ત્યાંથી હુ જોઇ શકીશ અને હુ પોતે પ્રગટન થાઊ ત્યાં સુધી મને કોઇ જોવાનુ નથી.

કયસે પોતાના ઊંટને બાવળ સાથે બાંધયો. પોતે શીખરે ચઢયો. આખું મેદાન અને તળાવ તેની આગળ હતું. ચઢાઇ ઊપર થોડાક અંતરે તેણે એક નિર્ભય ખીણ જોઇ તે ઉંચી, દુર અને ભયાનક હતી છતાં મનુષ્ય વાસ માટે નિર્ભય અને સુરક્ષિત હતી, વળી ઊંટ ત્યાં સુધી ચઢ ઉતર કરતો પહોંચી શકે એવો રસ્તો પણ હતો.

આ ખીણમાં જીંદગીના થોડાક દીવસો ગાળવાનો નિર્ણય કરી ઉંટની રાસ પકડી તે ડુંગર ઉપર ચઢયો. સામાન ઉતારી નીચે મુકયો અને કામળની રાવઠી બનાવી. રાવઠીમાં બીછાણું પાથરી નીરાંતે બેઠો. જે શીળાના આશરામાં રહી. દેખાવ દીધા વગર દરેક આવનાર અને જનારને જોઈ શકવાની સગવડ હતી તે પાષાણ પાસેજ હતો. ત્યાંથી તે આખો સમય તળાવના સ્વચ્છ પાણીના દર્શનથી આંખોની જયોતિમાં વધારો મેળવી શકતો હતો. રહેવાનું ઠીકઠાક કરીને અહીંઆં બેસી તળાવનું મનહર દશ્ય જોવા લાગ્યો.

સરીરીતા કે તળાવનો કીનારો જગતના દરેક દેશમાં મનહર અને આનંદી મનાતો આવ્યો છે. આપણા દેશમાં પણ સંધ્યા સમયે પ્રજાનો મોટો સમુહ નદી કે તળાવને તીરે સ્વચ્છ હવા ખાવા જાય છે. ગંગાના કિનારાને હિંદુઓએ ધર્મધામ બનાવી માઇલોના અંતરેથી આવવામાં પુણ્ય માન્યું છે. તે ઉપર ઉધ રાતા અંતરાત્માઓને આનંદ આપનારી અજબ શકિત કુદરતે નીર તીરની લીલામાં સમાવેલી છે. દુઃખી આત્માઓ અધિકાંશ તેનો લાભ લેતા રહે છે. હિંદના પુરાતન કવિઓએ કુવાના કાંઠા અને પાણીના નીરને પ્રેમ જગતનાં પાટનગર આળેખ્યાં છે. પનઘટના આરાનું ચિત્ર આળેખવામાં તેઓએ પોતાની વિદ્વતા કળા કુશળતાની સીમા વટાવવા પ્રયત્ન કર્યો છે.

અરબસ્તાનમાં તળાવનો કિનારોજ સંસારી સુખનું મુખ્ય મથક

અને પ્રેમજગતનું પાટનગર ઓળખાતું આવ્યું છે. અરબમાં પાણીની અછત—પ્રજાની આંખો તેનાં દર્શન માટે આતુર—તેથી અરબ કવીઓની કળા નજર પાણીના મોજાંને જેટલી મહત્વતા આપી. મહત્વાકાંક્ષાઓને જન્મ આપે છે તેટલી જગતની ઇતર પ્રજાઓ આપી શકે નહી. વળી હીન્દના રીવાજાનુસાર પાણી ભરવા માટે અરબસ્તાનમાં પણ સ્ત્રીઓજ જાય છે. પરંતુ અહીં અને ત્યાંમાં મોટો અંતર છે. અહીયાં થોડાંક ડગલાંએ પાણી મળે છે. બેચાર સખીઓ સાથે થઇ પાણીના આરે પહોંચી, ચાર છ હાથના દોરડાને ગતિ આપી કે ઘડો ભરાયો, બેચાર વાત પુરી પણ ન થઇ કે ઘર આવી ગયું. પરંતુ અરબસ્તાનમાં તેમ નથી. અરબસ્તાનની સ્ત્રીઓ ત્રણ ત્રણ અને ચાર ચાર મંઝીલોના અંતરે દીવસોની મુસાફરી પછી પાણી મેળવી શકે છે. એટલે ત્યાં બે ચાર ઘડી માટે નહી પણ પુરા રાત અને દીવસ માટે અને કેટલાક બનાવોમાં પુરા ચાર ચાર દીવસો માટે સાથે રહેવાનું હોય છે. સ્વતંત્ર છુટાપણું ભોગવવાનું મળે છે, રમત ગમત કરતી, ખાતી પીતી અને ન્હાતી ધોતી આનંદ મેળવે છે. તળાવના તીરે પહોરો સુધી તેમના મોહીની ઉત્સવો રહે છે અને આનંદી આયુષ્યનું સંપુર્ણ ચિત્ર આળેખે છે. જીંદગીની આ ઘડીઓ દુન્યાના બીજા દેશોમાં દુર્લભજ છે. આ અનુપમ મોજનું દશ્ય અને પ્રેમ જગતના જીવતરની સ્વચ્છ લ્હાણુ હતી જેને શીળાના પરદા પાછળથી જોવાની કયસે ગોઠવણ કરી હતી.



# પ્રકરણ પાંચમું.

## લુબનાનો ભ્રમ કે બીજી લુબના.

કયસને તળાવ પહોંચ્યાને ચાર પાંચજ કલાક વીત્યા હશે કે સામેથી દશ બાર ઉંટની હાર આવતી તેણે જોઇ. ઉંટની હાર તેના શીખરની તળેટીમાં અને તેની આંખો તળે—નજરની સામે આવી ઉભી રહી. પંદર વીસ સ્ત્રીઓ ઉંટો ઉપરથી કુદી પડી. ઊંટ બેસાડવામાં આવ્યા અને તે ઉપરનો સામાન ઉતારવામાં આવ્યો ન્હાની રાવટી ઠોકવામાં આવી અને યુવાન બાળાઓ તળાવની ઝીણી રેતીમાં રમવા કુદી પડી. સામાન્ય રીતે બધીજ છોકરીઓ ચપળ અને ચતુર જણાતી હતી પરંતુ તેમાંની થોડીક યૌવન માતી ખીલતી કળીઓ જોનારને અજાયબી પમાડે તેવી હતી. રેતમાં રમી, કુદી, આળોટી પોતાના કંચન જેવા શરીરને માટીમાં રગદોળી મેલું કર્યું. કયાંયે તેણીઓ ઠરીઠામ બેસતીજ નહી. પડતી, આખડતી કુસ્તી કરતી, રેતમાં આળોટતી, બાલુમાં ખરડાતી, લોટતી પોટતી, પળોટાતી મેલી ખરડાટ જેવી શરીર ધોઇ સ્વચ્છ થવા તળાવમાં કુદી પડી. ન્હાવામાં પણ ધીંગામસ્તી તો ચાલુજ હતી, પાણી ઉછાળતી, પાણીના થપેડા મારતી, હાથપગ ફફડાવતી પાણી ઉછાળતી, એક બીજીને કાયર કરતી મોજ મજામાં મગન હતી. કેટલીકની આંખો પાણીના સખત મારાએ રાતી ચોળ બનાવી દીધી હતી.

કયસ શીળા પાછળ બેઠો બેઠો આ બધું જોઇ રહયો હતો. અને મનમાં કહેતો હતો કે અહીં આવી લુબના પણ આવીજ રમત ગમત કરી મોજ મેળવતી હશે. સોઅદા અને લેલા જેવી બાળ સખીઓ સાથે રમતી અને કુદકા મારતી હશે. આ છોકરીઓના બદલે સાહેલીઓ સાથે લુબનાજ આવી હોત તો કેવું સારૂં થતું હું કેટલો આનંદ મેળવત, મને કેટલી ખુશાલી થતી.” કંઇ વીચાર કરી થોડીકવાર માથે હાથ મુકી તેણે મનમાં કહેવા માંડયું “તેણીને હજુ ચાર દીવસ બાકી છે. આજે

મંગળવાર છે અને તેણી જુમાએ આવશે. આ ચાર દીવસો કેવી સખતા ઇમાં વીતશે! કશો કામ ધંધો પણ નથી તેમ કોઈ સોબતી કે દીલાસો દેનાર પણ નથી. સામે રમતી બાળાઓની રમતમાં સ્હેજસ્હાજ મન લાગ્યું પરંતુ તેથી તેણીનું સ્મર્ણ વધવા માંડયું અને અંતરમાં પ્રેમ જ્વાળા વહેવા લાગી."

સામે વખડા ઊપર પ્રેમ પંથમાં પડેલા કબુતરના જોડાને ગટરગું કરતા કયસે સાંભળ્યા. મહોબ્બત ભર્યા તેમના હાવભાવ જોઇ કયસના હૃદયમાં બળત્રાની હોળી પ્રજ્વલીત થઇ. કયસે ઉપરા સાપરી નિશ્વાસ નાંખ્યા અને તેના હૃદયમાં અંતરનાદ પ્રગટયો—

(મારા દીલ વગર સેંકડો કળીયો ખીલી, હાય મારા દીલ–ઓ–હાય મારા મન.)

કબુતરથી કંટાળી કયસે તળાવ તરફ ફરી નજર નાંખી. તેણે દક્ષિણ કાંઠે ચાર પાંચ મૃગીયાને પાણી પીવા આવેલાં જોયાં. મન સાથે બબડયો ખરેખર, વ્હાલી લુબનાનું સ્મરણ કરાવવા મૃગિયાં સામે આવ્યાં છે. તેમની મનમોહક ડોક, ચંદ્રાશી ચક્ષુઓના ઉજ્વળ ડોળા, મસ્તાની આંખો તેમની ચાલાકી અને ચપળતા એ બધુ લુબનાને અનુકુળજ છે. પાણીમાં પડેલી અને ન્હાવામાં મોજ મેળવતી અબળાઓમાં તેણીની તુલનાએ આવે એવી એક પણ નથી. કયાં વ્હાલી લુબના અને કયાં આ એરાબણો!

(પવિત્ર જગત સાથે મેલી માટીનો શો સંબંધ.)

તેણી સંસ્કારીણી અને આ ઉદ્ધત, તેણી ગંભીર ત્યારે આ હલકટ, અને સત્યજ કહું તો તેણી કામણગારી પદ્મણી અને કયાં આ સંખણી કુબજાઓ.

વિચારોને વિચારોમાંજ સંધ્યા થઈ. સંધ્યાચળે જતા સુરજના નિશ્વાસ નાંખતાં સોનેરી કીરણે પર્વતના શીખરોએ સોનેરી ઢોળ ચડાવવા માંડયો. અને ગતિમય જળાશય ઉપર પોતાનો અંતિમ પ્રકાશ નાંખી અદ્રશ્ય થવા માંડયો. પક્ષીઓનાં ઝુંડના ઝુંડ ઝાડો ઉપર આવી આવીને બેસવા લાગ્યાં અને કાગળાના ટોળાએ બબડાટ કરવા માંડયો હૃદય રહિત કયસ સંધ્યા પ્રાર્થનાનો સમય થતાં પોતાના ખીણવાસમાંથી નીકળી જીંદગી માટે વુઝુ બનાવવા તળાવના કાંઠે આવ્યો અને જ્યાં બાળાઓ

ન્હાવાની મોજ મેળવતી હતી તે તરફ પહોંચ્યો. ચંચળ છોકરીઓમાં એક ચપળ કન્યા કયસને જોઇ મશકરી કરતાં બોલી.

"બ્હેનો બની આમીરના તળાવને આપણે તો દારએ જુલ જુલ બનાવ્યો. જુઓ પેલો સામેથી અમરૂલ કયસ આવી પહોંચ્યો."*

કયસે હસતાં હસતાં કહ્યું—"હા, હા! દારએ જુલ જુલ અને અમરૂલ કયસ બન્નેએ છે, પરંતુ અફસોસ મારી ગનીઝાનો પતો નથી." કયસનો જવાબ સાંભળી બાળકીઓ શરમાઇ ગઇ અને તેણે વીચાર કરી જવાબ આપે તે અગાઉ કયસ પાણી પાસે બેસી વુઝુ કરવા લાગ્યો. તરતજ એક ચપળ છોકરીએ કયસના બેસવા સાથેજ કહ્યું.

(સ્થીર પાણીમાં કોઇએ પેશાબ કરવું નહી.)

બધી છોકરીઓ ખડ ખડ હસી પડી શરમાળ કયસ ઝેપી ગયો. તેણે વુઝુ કરવા માંડયું એટલે એક ચંચળ છોકરીએ પાણીમાંજ તેની સામે આવી પુછ્યું.

"સખા, તમે કયા કબીલાના છો?" તેણે બની ઉઝરાનું નામ વુઝુ કરતાં સુચવ્યું. બની ઉઝરાનું નામ સાંભળતાંજ બાળાઓ હેરત પામી ગઇ. તેણીઓ આપસમાં કહેતી સંભળાઇ કે "અમે તો બની ઉઝરાના કબીલામાં પ્રેમ વિલાશી આશકો • સિવાય કોઇ આબેદ પરહેઝગાર તો સાંભળ્યેએ નથી.

કયસ—વળી હું પણ કવિ છું પરંતુ મર્ખાઇના સમયનો નહિ પણ ઇસ્લામનો કવિ છું જેની એક પણ નમાઝ કઝા થતી નથી.

એક છોકરી—ત્યારે તમો અમારા સંબંધમાં સુંદર કવિતા જોડી સંભળાવો. કયસ પોતાનાંજ કામમાં હતો. તે છોકરીએ અને સાથે બધી છોકરીઓ ખડ ખડ કરી હસી પડી.

વુઝુથી પરવાર્યા પછી કયસે પુછ્યું—"ત્યારે તમારૂં શું નામ છે."

---

* અરબસ્તાનમાં એવી વાત ચાલે છે કે પ્રખ્યાત અરબ કવિ અમરૂલ કયસની માશુક ગનીઝા દારએ જુલ જુલના તળાવ ઉપર ન્હાવા ગઇ હતી. અમરૂલ કયસે ત્યાં જઇ પોતાની માશુકના કપડા સંતાડી દીધાં હતાં. કવિએ આ બનાવ ઉપર અરબીમાં એક કસીદો લખ્યો છે.

"લુબના !" એક છોકરીએ છાતી ઠોકી કહયું.

આ તેજસ્વી નામના તાપથી કયસને ધ્રુજારી છુટી અને તે થર થર ધ્રુજી ઉઠયો. હોશ ઉડી ગયા. બેભાન બન્યો અને જમીન ઉપર તુટી પડવાની તૈયારીમાંજ હતો પરંતુ પોતાની સ્થીતીનું ભાન રાખ્યાં છતાં અજાયબીમાંજ હતો. જીભ બંધાઇ ગઇ, કોઇ શબ્દ મ્હોંમાંથી નીકળતો નહોતો. તેની અજાયબીમાં એક વધુનો ઉમેરો કરવા એક બાળાએ તેની પાસે આવી આસ્તેથી કહયું "શું તમેજ અમારી લુબના ઉપર મોહી પડયા છો !

"શું કહું !" કયસે અજાયબી વચ્ચે કહેવા માંડયું "મનની દશા સ્થીર નથી. અંતરનો કાબુ મારા હાથમાં નથી.—હાલ બેતાબીએ દિલ હોશમેં આવું તો કહું—(શુદ્ધિ હોય ત્યારેજ અંતર વેદના કહી શકું)

"આ લયો" એક બીજી બાળાએ કહયું "આતો કમાંનાએ નથી રહયા. લુબના! લ્યો જુઓ, બની ઉઝરાની માશુકોમાં તમારૂં નામ પણ લખાયું." તેણીએ કયસ તરફ જોઇ કહયું "ચાલો હવે તમારી કવિતાઓ સંભળાવો !"

કવિ એટલે હવે કહેવુંજ શું. પ્રિયતમાના પક્ષે કવિત્વ—શકિતની કરવા ધારેલી પરીક્ષામાં બેઠો. લુબના તરફના જીવતા પ્રેમની કુદરતી કડીઓ, અંતરના ઉમળકા અને હૃદયની ઇચ્છાઓને, મોહન માગણી પુરી કરવા પુરા બળ—શકિતથી કહેવા માંડી. ચતુર, ચપળા અને કેળવાએલી બાળાઓ તેની અતુલ કવિત્વ શકિત અને અખંડીત કાવ્ય રચનાની સ્વચ્છતાની પ્રશંસા કરતી દાદ આપતી, વાહ! વાહ!ની કદર શનાસીથી કયસને રીઝવી લેતી. કયસ પોતાની આવી સફળતા જોઇ વધુ અને વધુ ઉમંગમાં આવતો ગયો. તેના કાવ્યોએ વિયોગવેદનાની ચીણગા રીતે અંગારા, અંગારાને ભણુકા, અને ભણુકાને હોળીનું સ્વરૂપ આપવા માંડયું. તેની જીભે વિસામો લેવાના અખાડા કર્યાં. કડિયે કડી અને છંદે છંદ લુબનાના નામની પ્રશંસામાં ભરપુર હતા. કવિતા નહોતી પણ લુબના મંત્ર હતો, છંદ નહોતો પણ પ્રિયતમાની માળા હતી, પ્રયાસ નહોતો પણ મોહીનીનો જાપ હતો. બાળા—લુબના—પોતાનું નામ સાંભળી શરમાઇ શરમાઇ અધમુઇ થઇ જતી.

અરબ કવિઓની કાવ્ય રચના અનુસાર જ્યારે કયસે એવા શબ્દો વાપરેલા આવતા કે "લુબના મને ત્યાં મળી હતી, તેણીને મેં કહ્યું હતું, અને તેણીએ મને જવાબ આપ્યો હતો. પ્રેમ પ્રલાપ કરવામાં કશી ખામી રહી નહી, ત્યારે તેણીએ ઉશ્કેરાઇ સખતાઇ વાપરી અને ખીજવાઇ ગઇ" તે વખતે તે બાળા—લુબના ફીકી ફચ પડી શરમાઇ જતી. સાહેલીઓને સોગન ખાઇ ખાઇ કહેતી—"ખુદાના સોગન મેં તો તેને જોયોએ નથી."

કયસે આશાની તરંગ ઇચ્છા પુર્તીની લયમાં એક કવિતા સંભળાવવા માંડી જેમાં કહેવામાં આવ્યું હતું કે "..........વાદીમાં અડધી રાત્રે લુબના મને મળી હતી અને તે એકાંતમાં પ્રેમનો પ્રલાપ થવા માંડયો. લુબના હવે ખીજવાઇ, તેણીએ કપાળ ઉપર હાથ માર્યા અને ક્રોધમાં બોલી ઉઠી—" અરે ઝાલીમ! મને કેમ ફજેત કરે છે!"

કયસની આતુરતા અને દયામણીને હદ વટાવતી જોઇ એક બાળાએ કહયું "બસ, અને તો કવિજ રહેવા દયો. અને કવિથી આગળ વધારી દીવાનો બનાવવો નહિ." સાંજ પડી ગઇ હતી, અને અંધારૂં થવા આવ્યું હતું તેણીએ કયસને કહયું "કંઇ ખબર છે! મગરેબ—સંધ્યા વીતી જાય છે." કયસે સાંભળતાંજ આકાશ તરફ જોયું અને પાણી પાસેથી ખસી સુખી સ્વચ્છ ધોળી રેતી ઉપર આવ્યો. નમાઝની પ્રાર્થના માટે નીયત બાંધી ઉભો રહયો. તે નમાઝ પઢવા મંડયો અને છોકરીઓએ તંબુ તરફ જવા માંડયું. છોકરીઓ ઉપર કયસનો પુરો પ્રભાવ પડયો હતો.

ચાલતાં ચાલતાં અચપી એક છોકરીએ સાહેલી લુબનાને પુછ્યું "ક્ષણુ વારમાં એક અજાણ્યા માણસ ઉપર તેં આ શું જાદુ કરયું."

"જુઠો છે," લુબના બોલી "તરકટી છે, ફરેબી છે અને અમને ફરેબમાં ફસાવે છે. ઉઝરા, શું તને તેની અર્થ વગરની વાતોમાં વિશ્વાસ છે?"

ઉઝરા—"તેણે માત્ર મશકરી કરી, એવું તો કદાપી મારાથી કહેવાયજ નહી. તેના અંતરમાં વેદના છે, અને તે શુદ્ધ પ્રેમી છે. તું શું કહે છે કંઇ ડોળ છુપી શકે છે! તેની બોલવાની છટા, કહેવાના ચેન ચાળા, વર્ણનના હાવભાવ, તેની વિયોગી વાકય રચના, બેચેની અને

એતાળી એ બધું અસરકારક અને શુદ્ધ હોય એવું જણાતું હતું. તેના શબ્દેશબ્દમાં સત્યનો સુગંધી હતો!" પાસે ચાલતી સખી તરફ જોઇ ઉઝરાએ આગળ ચલાવ્યું "કેમ બ્હેન ઉફરાઅ શું ખોટું છે?"

ઉફરાઅ—"મને તો વિશ્વાસ છે કે તે પોતાના હૃદય ઉપરનો કાબુ ખોઇ બેઠો હતો. આટલી જલદી. માત્ર વાતની વાતમાં તે આવો શુદ્ધ આશક કેવી રીતે થયો હશે? કેવો ચતુર અને જ્ઞાની છે, વાતનીવાતમાં અલંકાર અને શણગારનો લુબના ઉપર એટલો વરસાદ વરસાવ્યો તે સહનજ કેવી રીતે થયો હશે. પ્રેમ કેટલી જલદી કવિ બનાવે છે તે તો બ્હેન, આપણે તો આજેજ જોયું."

જમીલા નામની ચોથી છોકરીએ પણ જીભ ચલાવવા માંડી—"બ્હેન, શું તમે એમ માનો છો કે આ માણસ અત્યારે અને અહીં ઉભો ઉભોજ આશક થયો! તોબા કરો બ્હેન, તેની સાથે તો લાંબા વખતનો નેહ લાગેલો છે. કોણ જાણે કયાં કયાં મળી આવી હશે, કેવો કેવો વચન આપ્યો હશે અને કોણ જાણે તે કયારનો તેના દીવાનો બની કવીતાઓ બનાવી રહયો હશે"

ઉઝરા—"તમે સાચું કહો છો, બ્હેન."

"તમારૂં કાળજું" ઝંખવાણી લુબનાએ કંટાળી ક્રોધમાં કહેવા માંડયું "મોટી પારખણુ, સાચુંજ કહો છો! જાણ્યો ન જોયો, કોણ જાણે કોણ છે, કયા કબીલાનો છે, કયાંથી આવે છે. આજથી અગાઉ કદિ તેનું મ્હોં જોયું હોય તો કહો તેવા સોગન ખાઉં."

"માનો તો સાચું કહું" ઊઝરાએ ટંકોર કરવા માંડી "મને તો લાગે છે કે અત્યારે તમેજ બોલાવેલો જણાય છે. અહીયાં મળવાનું તમે વચન આપ્યું હશે એટલે તે આવ્યો હશે. તેમ જો નહી હોય તો અજાણ્યા માણુસને આવવાનું પ્રયોજન?

ઉફરાઅ—"અને તેં જોયું હતું કે બ્હેન, બધાથી પહેલાં લુબનાજ તેની પાસે ગઇ હતી. અને કહયું હતું કે અમારાં વખાણુ કરો. તેને શું હતું તે તો તૈયારજ હતો. ઇચ્છા જાણતાં ઘરકની આગના અંગારા વરસાવવા માંડયા. તેજ ગઈ, અમારામાંથી બીજી કોઇ કેમ ન ગઇ?"

લુબના—“ખુદા વાસ્તે આવી વાતો ન કરો. સાંભળતાં સાંભળતાં સાન જવા માંડી છે.”

જમીલા—“લ્યો સાંભળો, વળી કોઇને બેભાન કહેશો તો બેભાનની સાંભળશોએ ખરા.”

“બસ કરો” લુબનાએ લજવાતાં અને કકળતા કંઠે કહેવાનું શરૂ કર્યું “વધારે સંતાપશો તો હું રડવા માંડીશ. હીણભાગીઓ અહી કયાંથી આવી ચઢયો, મારી પાછળતો બળાગત વળગી પડી.”

હસી, મશ્કરીની મોજમાં અંધારૂ થવા આવતાં છોકરીઓ પોત પોતાના તંબુમાં ગઇ. પરંતુ લુબના શોકાતુર હતી. લાગટ તે અજાણ્યા પુરૂષનો ખ્યાલ આવતાં તેણી ઉદાસ થતી. તેણીને વિશ્વાસ થયો હતો કે તે ઉઝરી કવિ તેનાજ ઉપર મોહી તેના ઇશ્કમાં દીવાનો બન્યો છે. આખી રાત ગભરાટ અને ઉદાસીમાંજ વીતી. મન સાથે કહેતી “કોણ છે અને કયાં રહેતો હશે, અત્યારે કયાંથી આવ્યો, માત્ર વાતો અને મશ્કરીઓમાં તેની પ્રજવલીત થયેલી; મોહીની અજાયબી ભરી છે.” સાથેજ સાહેલીયોનો ખ્યાલ આવતાં; તેણી મન સાથે બબડતી “હવે તો સાહેલીઓ દરરોજ મને વધારે ને વધારેજ ઉડાવશે, મશ્કરીયો કરશે અને પજવશે. વળી આખા કબીલામાં બદનામ કરશે.” સંતાપમાં સપડાયેલી બદવીન બાળા, ફરી ફરીને ઉઝરી જવાનની અજાયબી ભરી આશકીના ગુપ્ત નીરમાતમાંજ ફસાતી, એકત્ર થતા વિચારો તેના મગજમાં ઉઝરીની વર્તણુકનો ખ્યાલ અપાવતા અને જંપની ઝંખનાને સંતાપની સતામણીમાં ફેરવતા. વિચારોનો ચિત્રકાર આબેહુબ તેનું ચિત્ર આળેખી, પ્રતિમાના સ્વરૂપમાં તેણીની આગળ ઉભી કરતો. તેણી કહેતી “તે માણુસ જો કે રેઢીયાળ અને દળદરી દેખાય છે, દીવાના જેવી વાતો કરે છે ખરો, પરંતુ ખુબસુરત અને મનહર કાંતિ મેળવેલો છે. જંગલના બદ્દીઓમાં આવા રૂપાળા જવલ્લેજ જણાય છે. સેંકડે એક નહી હોય પરંતુ હું કહીશ કે હજારોમાં પણ નથી! સાંભળ્યું હતું કે અરબોમાં બની ઉઝરાના કબીલાવાળા કુદરતી રીતે વધારે ખુબસુરત હોય છે, પરંતુ હવે તે સાંભળેલી વાતો આંખે જોઇ લીધી. અનુભવ્યું કે પ્રેમની લગન, લાય કરતાં પણ અધિક વેગ ધરાવે છે. લલનાની લાન્ય

ઇચ્છામાં આશકો દીવાનાજ હોય છે. "ઊંઘતાં અને જાગતાં કાળી રાત પુરી થઇ, વાણુ' વાયું. લુબનાના ગાળ સુજેલા અને મુખારવિંદ ઉદાસીમાં ડુબેલા હતું. વાળ વિખરાએલા અને શરમાળ આંખો રાતીચોળ હતી.

વિચારોના વમળમાં બેઠેલી લુબના દુઃખી દેખાતી હતી, સાહેલીઓએ આવી આવીને પાછો મશ્કરીનાં ટાહેલાં કરવા માંડયા. સખીઓની સતામણીથી કંટાળેલી લુબનાએ કહ્યું "બ્હેનો, હવે તો હસી મશ્કરીની હદ વટી ગઇ, તમેજ બતાવો કે તે ઘટનાજ શું ઘટી હતી! તેનાજ સંતાપ ભર્યા વિચારોમાં મારી રાત જાગતાંજ વીતી છે. ખરેખર તમે ધારો છો કે તે મારા ઉપર મોહીજ પડયો છે!"

"શું ખરેખરજ" ઉફરાએ અજાયબીથી પુછયું "તેં તેને જોયોજ નથી!" "બ્હેન, ખુદાના સોગન" લુબનાએ લજ્વાતાં કહયું "જરાએ નથી જાણતી કે તે છે કોણ, અને કયાંનો રહેવાસી છે."

"ત્યારે તો અજાયબીજ!" ઉઝરાએ લુબનાને તપાસતા કહેવા માંડયું. "મને તો લાગે છે શુદ્ધ અંતઃકરણથી તે તમારા ઉપર આશક થયેલો છે. તેણે સંભળાવેલી કવિતાઓમાં પણ એમજ બતાવવામાં આવ્યું છે કે તે આશક ઘણા વખતથી પ્રેમ જાળમાં ફસાયેલો છે."

"અને વળી" ઉફરાએ વચ્ચેજ બોલવા માંડયું. "શું કાલે સાંજરેજ તમારૂં ભળકું જોઇ આશક થયો છે! જો એમ હોય તો ભારે અજાયબી, ભારે ચમત્કાર."

હવે જમીલા પણ આવી પહોંચી, ચારે બદવીન બાળાઓ તંબુમાંથી નીકળી તળાવના કાંઠે જઇ બેઠી. અને ત્યાં પણ તે માણસ એકદમ ક્ષણવારમાં કેવી રીતે આશક થયો" એ વિષય ઉપરજ વાતો થવા માંડી.

ઉફરાએ કહેવા માંડયું "કંઇ જાણ્યું કે તે માણસ ઊતર્યો કયાં છે! અને એકાએક આપણા માથા ઉપર ધસી આવ્યો કયાંથી. સામે તો આખો મેદાન ખાલી છે. કોઇ તંબુએ નથી કે નથી કોઇ બેઠેલો ઉંટ. વળી તે આવ્યો કયાંથી અને ગયો તે પણ કેયાંથી!"

"અલબત" ઉઝરાએ કહયું "તે પણ કંઇ જણાયુંજ નહી."

"વખતે" ઉઝરા બોલી "તે સામી પાળે બની આમીરના કબીલામાં કોઇને ત્યાં ઉતર્યો હશે."

"જો એમજ હોય તો," જમીલાએ સમજાવવા માંડયું આટલો લાંબો ચકરાવો ખાઇ ફકત વુઝુ સારૂં અહીંયાં આવવાનું પ્રયોજન."

"ખુદા ઇચ્છાએ" "ઉઝ્રાએ પાછી ટકોર કરવા માંડી" તે આજે પણ આવી જાયતો, આ બધા વાતો તેનેજ પુછી લઇએ."

ચારે બદવીન બાળાઓ, એકજ વિચાર અને ભેદ ખોલવામાં ગુથાએલી, વિચારોમાં મસ્ત બેઠી હતી, લુબનાને દુઃખી જોઈ તેણીઓને દયા છુટી હતી, સતામણી માટે પશ્ચાતાપ થતો હતો, અને લુબનાની દીલગીરી તરફ દીલસોજી બતાવવા લાગી હતી.

# પ્રકરણ છઠું

## પ્રેમ પંખીને શિક્ષા.

તળાવની પાળેથી દુઃખી અને દીલગીર કયસ પોતાની નિર્જન ખીણમાં રાતના કલ્પાંત માટે આવ્યો. તેનું ઇશ્ક જેમ હવે સેકડો ગણું વધારે થયું હતું. જે પ્રમાણે મુર્તી પુજકો પાષાણના પ્રતીમાને સામે રાખી, ખુદાની તરફ લય લગાડે છે, જેવી રીતે સુફી સંસારી જગતના પ્રેમ પછી અત્યંત પ્રેમના દ્વારમાં પ્રવેશ કરે છે, તેવીજ રીતે આ બદવીન લુબનાને જોઇ પોતાની ઇચ્છીત લુબનાની મેમજ્વાળાએ તેનું શરીર બાળવા માંડયું હતું. તે દીવાનો અને ગાંડો થતો હોય એમ જણાતું હતું. અસહ્ય અને અનેક વિચાર વમળની ગુંચવણો વચ્ચે કયસે રહવાર કરી, પરોઢીયામાંજ. લોકો ઉઠે અને તંબુનાં બારણાં ઉઘડે તે અગાઉ પર્વતના શીખરેથી ઉતર્યો વુઝુ કર્યું, નમાઝની બંદગી બજાવી અને સુરજ નીકળે તે અગાઉ શીખરે ચઢી શીલા અને ખીણના આશ્રરામાં સંતાયો. રહવારના રળીયામણા વખતે તે બધાને-બધું જોતો હતો પણ કોઇની રોશન આંખો તેને જોવા

અશક્ત હતી, સ્હવારમાં પાળ ઉપર આવેલી બાળાઓને જોઇ, તેમની વાતો તે સાંભળી શકયો નહી પરંતુ તેના તર્કે સમજવા માંડ્યો કે બાળાઓ કયસના સંબંધમાંજ વાદવિવાદ ચલાવી રહી છે.

"તે છોકરી એમજ માનતી જણાય છે કે હું તેણી ઉપર મોહયો છું. તેના મનને જરાએ ખોટું નથી, મતલબ હું આશક છું, પરંતુ તેની કઇ વસ્તુ ઉપર? તેનું જોબન મારી માશુકા આગળ લજવાય છે, અદાઓ અને હાવભાવમાં કશુએ લાવણ્ય કે આકર્ષણ નથી, તેની કેશ લટાઓમાં તેવો ચળકાટ નથી કે નથી તેવા વાળ. ત્યારે કઇ વસ્તુની ઘેલછા મારામાં સમાઇ છે! આહ! તેજ, તેજ! તેણીના નામની—નામ લુબના—છે. કેવું સારૂં અને કેવું રસીલું છે. તે નામ લેતાં જીભને લ્હેજત લાગે છે, સાંભળતાં કાનોને પ્યારૂં લાગે છે. વ્હેતા વાને વ્હાલું લાગે છે. નામ–માત્ર તે નામની સીપારસ, આ બદવીન બાળાને મારા અંતરમાં સ્થાન આપે છે. જેનું નામ લુબના હોય તેમાં કશી ખોડખાપણ હોયજ નહી." પ્રીવતમાની યાદના ઉછળતા ઉમળકાએ જોમ અને જુસ્સો તીવ્ર થયો. માશુકાની જાપ જપતો આશક ઉભો થયો અને બબડયો.

"ચાલો આપણી વ્હાલી લુબનાના દર્શને જઇએ. તે નામના પ્રતાપે તેણીની દરેક વાત અને વસ્તુ મને પ્યારી લાગશે. તેની મુખાકૃતિ અને શરીર આખું, મ્હારી વ્હાલી લુબનાની યાદમાં તેના જેવુંજ સુંદર દેખાશે."

કયસ શીખરેથી ઉતર્યો, ઘાટીમાંથી બહાર નીકળ્યો અને તળાવની પાળે અને બાળાઓની વચ્ચે ઉભેલો જણાયો ચારે સખીઓ વિચારમાં એવી તો બેભાન હતી કે કયસને આવીને ઊભા રહેવાની કોઇને ખબર સુદ્ધાં પણ થઇ નહી. કયસ ઊભેલો પણ તેણીઓ નહોતી જાણતી. છેવટે કયસે મોહીની અને પ્રેમની પ્રાર્થી કવિતા સાથે, બદવીન બાળાઓને શુદ્ધિમાં આણી. કવિતા સાથેજ બાળાઓ ચમકી પડી અને સામેજ કયસને જોઇ અજાયબી પામી, ભય અને અજાયબીમાં ઉભી થઇ કયસ તરફનો વા લાગી, બ્હીકથી ભારી પડેલા પગ અને જીભ વધવા કે બોલવા અશક્ત હતાં. ગઇ સાંજની રમત, ગમત અને મશખરીનો આજે શહસ્રાંશ પણ તેણીઓમાં નહોતો. પ્રેમભાવનાં અનેક દ્રશ્યો જગતે જોયાં છે. ઘણી ઘટનાઓ ઘટી અને બનાવો બન્યા છે કે જગવિજેતા યોધ્ધાઓ અબળા અને નિર્બળ કામિનીયોના મોહ પ્રભાવ આગળ રાંક બનતા આવ્યા છે.

પરંતુ આજનું દ્રશ્ય દુનિયામાં નવિ કુદરતનો વિકાસ કરતું હતું. તે બતાવતું હતું કે પ્રેમી પુરુષો—આશકોનો પ્રભાવ જગતને કેવી રીતે આંજે છે તે જુઓ! પ્રેમમાં પીડાતા આશકનું મ્હોં જોઇ બાળાએ પાષાણુની પ્રતિમા જેવી સ્તબ્ધ ઉભી હતી.

કયસે જોયું કે કાલની ચંચળ છોકરીઓ આજે પ્રતિકુળ દશામાં છે. તેણી અજાયબી સાથે અવાચક બની છે. એક શબ્દ પણ ઉચરતી નથી. જવાનીના જોરમાં વીજળીને વટાવનારી ચપળ લુબનાની આંખો આજે લજ્જાથી લળી લળી જાય છે. આગળ વધવાને બદલે પાછળ ખસી સાહેલીઓમાં સંતાતી જાય છે. આ દેખાવની કયસ ઉપર ભારે અસર થઇ. પ્રેમ મદદ ફિછાળા મારવા લાગ્યો, તે ઘેલો બન્યો અને ઉદાર મને પોતાની પ્રેમ કવિતા વાટે અંતરનો ઉભરો ઓછો કરવા લાગ્યો. અદ્રષ્ય પ્રેમનું તેની વિચાર શક્તિએ કવિત્વ જ્ઞાનમાં આળેખેલું ચીત્ર જોઇ અને બનાવી અંતર વેદના ઓછી કરવાના વ્યર્થ પ્રયત્ન કરવા લાગ્યો.

દુર ઉભેલી કબીલાની બીજી સ્ત્રીઓ આ બનાવ જોઇ અજાયબી સાથે ત્યાં આવી અને તેનું કાવ્ય સાંભળી હેરત પામી. લુબનાની મા પણ તે સ્ત્રીઓમાં હતી. તેણે લુબનાની પાસે જઇ પુછ્યું.—"આ બધું શું છે?" ઉદાસીનતામાં સ્તબ્ધ બનેલી લુબના શબ્દે બોલી શકી નહી. પરંતુ ઉદરાએ કહ્યું.

"કાકીજી, કાલથી આ માણસ અમને પજવી રહયો છે. લુબનાનું મ્હોં જોતાંજ પ્રેમ મદન—ઇશકનાં કાવ્યો સંભળાવવા માંડે છે. તમે જુઓ છો કે કેવા જોમ—જોશથી સંભળાવે છે. પાસે જવાની કે તેને સમજાવવાની પણ અમારી હીમત પડતી નથી."

"હેં!" લુબનાની માતાએ ક્રોધમાં સખ્તાઇ સાથે કહેવા માંડયું—"મારી લુબનાને અરબના કબીલાવાળામાં શું તે બદનામ કરવા માગે છે? આ આચરણ તો ગામના ગમારોનેજ શોભે. વનમાં રહેનારા મોટી નામોશી ગણે છે." લુબનાની મા કયસની પાસે ગઇ અને અજાણ્યા માણસને ઠપકો આપતાં કહ્યું "તમે કોણ છો અને કોના ઉપર આશક થયા છો?" કયસે કશો જવાબ આપ્યો નહી પણ કાવ્યની એક કડી સંભળાવી જેમાં પોતાને ઉદરી અને પોતાની માશુકને લુબના ઓળખાવવામાં આવી હતી.

લુબનાનું નામ માશુકની જગ્યાએ સાંભળી લુબનાની માને ક્રોધ ચડયો, ગુસ્સાના આવેશમાં હુમલો કરવા હાથ ઉગામ્યો, પરંતુ પરદેશી જાણી અચકાય અને ગુસ્સામાંજ કહયું " તને તારા કુટુંબમાં કોઇ છોકરી નથી મળતી ? કે શીયળવાન બાળાઓને ખરાબ કરી બદનામ કરવા આવ્યો છે ! બની ઉઝરાતું જોબન તો પ્રખ્યાત છે.

કયસે આ વખત પણ કાવ્યની એક કડી કહી જેમાં સમજાવવામાં આવ્યું હતું કે "મારી લુબનાના મોઢા ઉપરની નકાબ જો ખસી જાય તો જગતની બધી માશુકો તેને નમન—સીજદો કરે."

લુબનાની માતા—"લુબનાનો પ્રેમ ત્યાગવા ફરી પણ હું તને કહું છું."

"લુબનાને ત્યાગું !" અજાયબી વચ્ચે કયસ બોલ્યો "તે બનેજ કેમ ? યમદૂત પણ તે પ્રેમ મારા અંતરમાંથી કાઢી શકતો નથી. જગત આખાનું પાણી તે ઇશ્કની ચીણગારીને ઓલવી શકતું નથી. આ પ્રજ્વલીત પ્રેમાગ્ની, મારી વ્હાલી લુબનાએ મારા અંતરમાં સળગાવી છે."

"હું ફરી ફરી કહું છું" લુબનાની માએ ફરી કહેવા માંડયું અને સમજાવું છું કે લુબનાનું નામ નહી મુકો તો પરિણામ ઘણું ખરાબ આવશે."

કયસ—પ્રિયતમાના વિયોગમાં કાળજાના વેરાયેલા કકડાને, વિછિન્ન થયેલી ઇચ્છાની ઢગીનાં રજકણો સાથે મેળવી, રેતાળ રણમાં વીખેરું છું અને, બેસી બેસી એકઠી કરેલી રેતીમાંથી ને રજકણો વીણવા કરતાં પણ વધારે સહન કરવાનું દુનિયામાં કંઇ છે ?"

"લુબના !" ગુસ્સામાં રાતી બનેલી આંખે હોઠ ફફડાવતી અરબાણીએ લુબનાને પુછયું "તું જાણે છે કે એ કોણ છે ?"

"દયાળુ માતા !" લુબનાએ હાથ જોડી રડમસ આંખોમાં આંસુ સેરવતાં કહયું "પવિત્ર કાબતુલ્લાની મર્યાદિત આણ લઇ અરજ કરીશ કે આજ અને કાલથી પહેલાં કોઇ દીવસ મેં એને જોયો નથી.

લુબનાનું નામ સાંભળતાં કયસ કર્યાં, તેણે મન ઉપરનો કાબુ ખોઇ દીધો. તે બોલી ઉઠયો "કેવું પ્યારું અને વ્હાલું નામ છે !" સાથેજ સંખ્યા બંધ કાવ્ય લલકારવા માંડયાં. કાવ્યોમાં ખુલ્લા શબ્દો વાટે લુબનાનો પ્રેમ બતાવવામાં આવ્યો હતો.

"બસ, વધારે ઉદ્ધત ન થાઓ!" લુબનાની માએ ક્રોધમાં કહ્યું—"તમારા જીવતા દુશ્મન ન બનો, લુબના કબીલા વાળી છે અને પોતાની આબરૂના મદદગાર રાખે છે. તેમને ખબર થશે તો દુનિયાની કોઇ જગા તમને સંતાડી શકશે નહિ. પૃથ્વી તળેથી શોધી કાઢી તને કતલ કર્યાં વગર રહેશે નહી."

"આ જીવતો લુબના માટે છે." કયસ સાદા અને સરળ સ્વભાવે બોલ્યો. "અને તેણી ઉપર કુરબાન છે. આ કાયા જો તેણીના કામમાં આવતી હોય તો તેથી વધુ સદભાગ્ય કોઇ નથી. તેની નજરનાં બાણ પાછાં નીકળતાં પ્રાણને સાથે લેતાં જાય છે, અને તેના આ સ્વતંત્ર હક હું તેણીના આખા કબીલાને આપું છું. જેને જોઇતી હોય તે લઇ લે, કોઈ એક શબ્દ પણ સાંભળશે નહી."

લુબનાની માતા—"હવે મારાથી નથી સંભળાતું." બીજી પળે તેણે બુમ પાડી. બુમ સાંભળતાંજ અરબ બાનુઓ તરવાર અને ભાલા લઇ તંબુમાંથી નીકળી પડી. અને બીજી પળે કયસ ચોમેરથી ખુલ્લી તરવારો વચ્ચે ઘેરાઇ ગયો.

લુબનાની માતા—"આ છેવટની ઘડીએ પણ કહું છું કે લુબનાનો ખ્યાલ નહિ છોડે પરિણામ ભયંકર આવશે."

કયસ—લુબનાનું ઇશ્ક! રગ રગમાં પ્રસરી હળીમળી એક થઇ ગયું છે. અંતરમાં વાસ કરી રહયું છે. જીંદગી વહી જશે, આત્મા દેહ તજી જશે, શરીર નિર્જીવ રહી જશે—પણ—નહી જશે, નહી જશે—તે પ્રેમ નહીજ જશે! અંતરપટ ઉપર આળેખાયલું તેનું ચિત્ર, શુદ્ધ છે કે અંતર બળી જશે પણ તે ચિત્ર નહિ જશે.

છેલ્લા શબ્દો પુરા થવા સાથેજ લુબનાની માતાએ સ્વર સાથે સ્વર મેળવ્યો. "ત્યારે અમે પણ અમારૂં અપમાન સાંખી શકતા નથી. પુરૂષોજ નહી પણ અમારી સ્ત્રીઓ પણ ગેરત અને શરમ વાળી છે." શબ્દ મ્હોંમાં રાખી તેણીએ કયસ ઉપર તરવારનો ઘા કર્યો એટલે ચોમેરથી નાગણો કુડવા માંડી.

આ દેખાવ લુબનાથી સ્હેવાયો નહી. તેણી જાણતી હતી કે તેના અને તેનાજ વાળોમાં તેનું શુદ્ધ મન વીંટાએલું છે! તેની કાકુસોની બેડી

એનો કેદી છે. અને મારાજ મુખચંદ ઉપર દીવાનો છે. એથીજ તેણીના હૃદયમાં પણ ઓછી વત્તી લાગણીની માયા હતી, પરંતુ માતાની વીરૂદ્ધ એકે શબ્દ બોલી શકી નહી. મનમાં આવતું કે દોડી જાય, વચ્ચે પડે અને માતાના હાથ પકડી લે, પરંતુ એક બાળક બાળામાં એટલો જોશ કે હીમત કયાં ? ભયથી બ્હાવરી બનીજ બધું જોઇ રહી હતી. તેણી જાણતી હતી કે નિરપરાધી પરદેશી મુસાફર માર્યો જાય છે. ઉઝરા અને ઉફરાને ઇશારત કરી અને કહ્યું—બ્હેન જુઓ, કહો, રોકો, ખુદા વાસ્તે બચાવો પણ કશુંએ વળ્યું નહી. અંતે કયસ જખમોથી ઘવાઇ બેભાન થયો અને જમીન પર તુટી પડી જમીનદોસ થયો. લુબનાથી આ સહેવાયું નહી. કયસ પડયો તે સાથેજ લુબના, બ્હાવરી લુબનાએ ભયાનક ચીસ પાડી, અને બેભાન થઇ જમીન ઉપર તુટી પડી.

લુબનાની કઢંગી સ્થિતિ જોઇ ઉફરાએ બુમો પાડી "હાય ! હાય ! આ શું થયું'!" ઉફરાનો કરૂણ અવાજ સાંભળી કયસને મુકી બધી સ્ત્રીઓ લુબના તરફ વળી, લુબનાની માતાએ બે ત્રણ વખત બોલાવી પણ કશોએ જવાબ નહી મળવાથી માથું કુટતાં કહ્યું "કમનસીબ, એમજ હતું ત્યારે પહેલાંજ કેમન મરી ગઇ ! આજની નિર્લજ મોતથી તે મારે માનભર્યું ગણાત." માતાની આવી સખતાઇ જોઇ કમીલાની એક સ્ત્રીએ ભોંય બેસી લુબનાનું માથું ખોળામાં લીધું. ધુળમાં અટાએલુ મ્હોં અને શરીર પુછયું. લુબનાની માતા તરફ જોઇ કહયું.

"ગરીબડી લુબનાપર તહોમત ! નહી તેણી એવી નથીજ. આ નાદાન છોકરી શું જાણે ? તે અણસમજુ બાળક છે. લડતાં, લોહ વ્હેતાં કે કોઇને મરતો જોયો નથી. લોહીમાં ખરડાયેલા માણસને પડતો આખડતો જોઇ બ્હીધી !" જમીલા, ઉફરા અને ઉઝરાએ પણ ટેકો આપ્યો. તેણીએ કહયું.

" આજ સુધી તે બીચારીને કોઇ અજાણ્યા પુરૂષ સાથે વાત સરખીએ કરતાં અમે જોઇ નથી. આ આફતમાં પડેલો અજાણ્યો કોણ હતો, તેને જોઇ અમે બધી ભયથી ગાભરી હતી, લુબના પણ તેની વાતો સાંભળી અજાયબી પામી બ્હીકથી કંપી રહી હતી. કાકીજી, લુબના નિરપરાધી છે તેની કશી કસુર નથી."

"માતાની મમતા હવે ઉભરાઇ, આંખોએ આંસુની ધારા સેરવવા

માડી દીલમાં દુઃખનો ડંખ વાગયો. લુબના તરફ વળી, જોયું અને પુછ્યું "હજુ સુધી બેભાનજ છે!" ઉઝરાએ તળાવમાંથી પાણી લાવી લુબનાના મ્હોં ઉપર છાંટયું. સ્વચ્છ હવા પહોંચાડવા સ્ત્રીઓને ચોમેરથી હટાવી કેટલીએક વાર પછી આસ્તે આસ્તે લુબના હોશમાં આવવા લાગી. ઉઝરાએ પાસે જઇ પુછ્યું લુબના શું છે!"

"સારૂં છે." લુબનાએ ધીમેથી જવાબ આપ્યો. થોડીવાર પછી દુઃખ ભરી અજાયબીમાં આસ્તેથી પુછ્યું "તે અજાણ્યો માણસ મરીજ ગયો!,"

લુબનાની માતાએ ઉઝરાને ધીમેથી કાનમાં કહયું—"તે માણસના મોતની લુબનાને ખબર પડવા દઇશ નહિ." માતાએ લુબના પાસે આવી બેપરવાઇથી કહયું "ચાલો પાણી ભરી લીધું, હવે ઘેર જઇએ." લુબનાએ કશો જવાબ આપ્યો નહિ. કયસની લાશ જોઈ શકે નહિ એવી રીતે લુબનાને તંબુ તરફ લઇ જવાનો સ્ત્રીઓએ ઠરાવ કર્યો. સ્ત્રીઓ જાણતી હતી કે જો તેની લાશ લુબના જોશે બ્હીકથી પાછી બેભાન થઇ જશે. એક સ્ત્રીએ લુબનાને ખોળામાં લીધી અને તેની પાછળ બધી સ્ત્રીઓએ તંબુનો રસ્તો લીધો. મેદાન—તળાવની પાર ખાલી હતી. અને કયસની નિરાધાર પડેલી લાશ—ઉપર સુરજનાં કીરણો વિલાપ કરતાં હતાં.

લુબનાને તંબુમાં સુવાડી, સ્ત્રીઓએ પખાલો ભરી જલદી જલદી ઉપડી જવાની તૈયારી કરવા માંડી, એક પણ પુરૂષ તેમની સાથે હતો નહી. તેણીઓને સખત બ્હીક હતી કે તે અજાણ્યા માણસનો કોઇ સ્નેહી કે કબીલાવાળો જાણસે તો ભારે સંકટ વેઠવું પડશે. પળવારમાં તંબુ ઉખેડયા, સામાન બાંધ્યો, ઉંટો ઉપર લાધ્યો અને કુચની તઇયારી કરી, હજુ લુબના નાતવાન અને બેચીંત હતી, તેણીને પરદાવાળી મોહમલમાં સુવાડી, પોતાના ઘર તરફ ઉતાવળે ઉતાવળે જવા માંડયું.

● ● ● ●

નિર્જીવ કયસનું જખમી શરીર તળાવના કાંઠે ઝીણી રેતમાંજ પડયું હતું, પરદેશમાં પડેલી ગરીબ બીચારી લાશ! કોઇ રડનાર નહી કે નહી કોઇ પ્રેમનાં આંસુ સારનાર. હસરત તે ઉપર મરસીયા કહેતી, અને નિરાશા શોકમાં માથું નમાવી બેઠી હતી. મૃતક શરીરોને પીખી નાંખનારો અરબસ્તાનના એક નિર્દય પક્ષીએ આકાશ ઉપરથી કયસના શરીરને જોયું પાંખો બાંધી તે નીચે આવ્યું અને કયસની છાતીએ પગ મુકયો. કયસમાં

જીવન માત્ર હતી, તે મર્યો નહોતો, જખમોમાંથી વહેલા લોહીથી તે નિર્બળ બન્યો હતો. હદથી વધુ વહેલા લોહીએ તેને બેભાન—મુડદું બનાવ્યો હતો. પક્ષી છાતીપર પડેલા ભારે તેને હોશમાં આણ્યો, આંખ ઊઘડી અને ઉઠી બેસવાનો વિચાર કર્યો. કયસને જીવતો જોઇ પક્ષી ઉડી ગયું. પરંતુ પાસેના ટેકરા ઉપર બદ્દુનો એક છોકરો આ બધું જોઇ રહ્યો હતો. દોડતો દોડતો કયસની પાસે આવ્યો દયામણી દશામાં રીબાતા કયસને જોઇ તેણે દુઃખ થયું. લાગણી ભર્યા માયાળુ શબ્દોમાં તેણે કહ્યું "તમને કોણે નિર્દયપણે ઘાયલ કર્યા? સખત જુલમ થયો છે."

"નહી, નહી!" કયસ ધીમેથી બોલ્યો "જાલીમ ન કહો. મારી એ સજા હતી. જેણે મારી આ દશા કરી છે તેણે કશુંએ ખરાબ તો નથીજ કરયું."

છોકરો—"હમણાં હમણાં બની કલબની બીબીઓ અહીંથી પાણી ભરીને ગઇ છે તેમનુંજ આ કામ છે."

"બની કલબની બાનુઓ હતી?" કયસે પુછ્યું "આહ! ત્યારે લુબના ત્યાં કયાંથી પહોંચી!"

છોકરો—"લુબના કોણ."

"કોણ, એજ ન પુછ!" કયસે છાતીએ હાથ મુકતાંજ કહ્યું "જેના સબબે મારી આ દશા થઇ છે તેજ! તેણે અને તેની સાહેલીઓએ મને ઘાયલ કર્યો છે, પરંતુ હા! મારી કેમ ન નાંખ્યો?"

છોકરો—"ત્યારે કયાં સુધી આવી હાલતમાં અહી પડયા રહેશો. મારા ભેર ચાલો, અહીંથી, પોણો ગાઉ છે. ચાલવામાં તમને દુઃખ તો થશેજ, પરંતુ અમારા તંબુમાં પહોંચી તમે સુખ મેળવી સાજા થશો."

"જુઓ છો" કયસે લાચારી બતાવતાં કહ્યું "પાસું વાળવા જેટલીએ શકિત મારામાં જુઓ છો! બેટા! તમે જાઓ, અને મને મારા ભાવિ ઉપર મુકી જાઓ."

"મારા બાપુ કહેતા હતા," તે છોકરાએ ધીરજથી કહ્યું "કોઇ દુઃખી પીડાતો હોય અને બદ્દુનું લોહી ઉકળી ન આવે, તેને તમારા અરબ નસલમાં ગણ્યો નહી."

"ખરુંજ કહ્યું" પીડાતાં પીડાતાં કયસ પોકાર્યો. "બદ્દુએ કોઇ

પીડીતને પડયો રહેવા દેવો જોઇએંજ નહિ, પરંતુ હું તેવો પીડીત નથ આ સ્થીતી અને પીડ નેહી સુખ કરતાં છે. જો તમને વિશ્વાસ ન હો તો સમજી લ્યો કે એક શહીદ પડયો છે. શહાદતની જગા છોડી શહાદત ભુખ્યા કયાં જવાના, જાઓ બેટા, મને મારી કીસ્મત ઉપર રહેવા દયો.

છોકરો—"એમ તો બનેજ નહી. અત્યારે તો હું એકલો છું ક કરી શકતો નથી, પરંતુ ઘેર જાઉં છું, ઉંટ લઇને આવું છું અને ત્યાં સુધી તમે જીવતા રહયા તો લઇ જઇશ અને જો લાશ મળી ર દફન કરી દઇશ."

"ઠીક છે" કયસે કહયું એજ મુનાસીબ છે. હવે જાઓ."

છોકરો—"લ્યો મુળ વાત તો ભુલીજ ગયો, તમે ભુખ્યા હશો અ મારી પાસે પણુ ખાવાનું નથી જાઉં છું અને બની આમીર પાસેથ કંઇ ખાવા લઇ આવું છું."

કયસ—"નહી કશી જરૂર નથી."

"છોકરો—"તમે ભુખ્યાજ પડયા રહો એ તો નજ બને."

કયસ—"હું બની આમીરને ત્યાંની કોઇ ચીજ ખાવાનો નથી અ અત્યારે મને ભુખ પણુ નથી. ભુખ લાગશે ત્યારે ખુદા જેવો ધણી છે." અંતે બદવીન છોકરો કયસને નિરાધાર અવસ્થામાં મુકી પોતાના પડવ તરફ ચાલ્યો. એકલો પડેલો કયસ, હવે મન સાથે વાતો કરવા મંડયો.

"હવે આ શહાદતનું મથક મારે છોડવું જોઇએ નહી, આશકોન વેદી અહીજ છે, અને અહીં રહીનેજ મોતની વાટ જોવી જોઇએ. બન કાઅબની બાનુઓ અહીં પાણી લેવા આવે, ત્યાં સુધી જીવતા રહેવાન ઇચ્છા છે. તેમની સાથે રસીથી લુબના પણુ હશે."

આ કરપીણુ બનાવની ઘાટીમાંથી તે જીવતો રહયો છતાં તેની સ્થીત મુરદાથી પણુ ખરાબ હતી. બની કલબની જાણુમાં તો તે જીવતો રહયે નહોતો, તેણીઓના ઓછા ઘા, નિષ્ફળ નીવડયા હતા. જીંદગી હત એટલે બચી તો ગયો પણુ પરંતુ કોઇ દીલાસો આપનાર નહોતો ન નહોતો કોઇ માવજત કરનાર, કોઇ એટલું પણુ નહોતું કે લોહી બહેત જખમને પાટો બાંધી દર પળે વધતી જતી નિર્બળતા રોકવાની મદદ કરે

પાટા બાંધનારા હાડવૈદની સેવા પાળની પથરાએલી સ્વચ્છ રેતીએ બજાવવા માંડી. પક્ષીના ઉડી ગયા પછી તેણે બેઠો થવા પ્રયત્ન કરવા માંડ્યો અને પ્રયત્નમાં સફળ થવા માટે ઝીણી રેતમાં આળોટી બેઠો થવા વળખાં મારવા માંડ્યો. તેજ વળખામાં જરીના જખમો રેતથી ભરાવા માંડ્યા અને તેમાંથી વ્હેતું લોહી બંધ થયું. નિર્બળતા સ્થીર થઇ છતાં બળમાં વધારો થયો નહી. હાલત હવે એવી હતી કે બેઘડી ભાન આવ્યું તો ચાર ઘડી બેભાન પડ્યો રહ્યો.

બે ઘડી શુદ્ધિ અને ચાર ઘડી અશુદ્ધિ, આવીજ દશામાં સ્હાંજ પડવા આવી. પર્વતના શીખરે આવેલા એકાંતવાસમાં જવા કે ખાવા જેટલી શક્તિ તેમાં હતી નહી. અને ખોરાક પેટમાં ન ઉતરે ત્યાં સુધી સ્થીતી સુધરવાની આશા પણ હતી નહી. કોઇ બીજો માણસ નથી કે જે કંઇક ખવાડે. લોહી વહેવાથી વધી પડેલી બેભાન અવસ્થામાં સુધારો થયો છે, પરંતુ ભુખના ઝખમ હવે પજવવા લાગ્યા છે. કયસની સ્થીતી પાષાણ જેવા પુરૂષ અને વજ્ર જેવા હૃદયને પાણી કરે તેવી દયામણી છે. સુરજ અસ્ત થતી વખતે—સંધ્યા સમયે તે હોશમાં હતો. રેતીથી તયમુમ કરી ઇશારતથી તેણે નમાઝની બંદગી બજાવી અને સાથેજ બેભાન થયો.

આજની રાત્રિ કયસ ઉપર જોખમભરી છે. બેભાન જખમી ખુલ્લા મેદાનમાં સારવાર વગર નિરાધાર પડ્યો છે. વનપતિ રાત્રે આવી ચઢે અને આશાના દેખાતા શ્વાસોનો પણ અંત લાવે. અરબના પહાડી જંગલોમાં રાત્રે મોજ કરતો રીંછ આવે અને ઉચકી જાય એવી પણ ધાસ્તી છે. વરૂનું કહેવુંજ શું. આટલું છતાં પણ જો તે બચી જાય છે. માર્ગની વચ્ચે બેભાન પડેલા ઘાયલ માટે મજબુત ધાસ્તી છે કે શરદ રાત્રિએ આવતો કાફલાનો ઉંટ, પડાવે પહોંચવાની જલદીમાં, નિરાધાર કયસને કચડતો, ચગદતો, પરલોક પહોંચાડતો ચાલ્યો જાય. આપણે કબુલ કરીશું કે ખુદા મહેરબાન હોય અને જીંદગીના દીવસ બાકી હોય તો આ બધી વેદનાનો સમુદ્ર ટાળી, ઉભો થશે છતાં પણ આપણે જોએલી સ્થીતી કયસ ઉપર સવારની ઘણી થોડી આશા રખાવે છે.

આખી રાત, પીડા અને પરિતાપમાં વીતી. વખતો વખત બેભાન તો થતોજ પરંતુ ઘાની બળતરા જલદી જલદી, તેનું ભાન ઠેકાણે લાવતી

રેત ઉપર પડયો પડયો જખમની વેદનાથી કોઇક વેળા ચીસ પાડી ઉઠતો હતો. જંગલી પશુ તો સદભાગ્યે કોઈ આવતું નહી પણ રાત્રે પાણી પીવા આવતો હરણું-સૃગિયાં વખતો વખત દેને કચ ડીકચડી કુદી જતાં. રાતની શીતળ હવાએ ઉંઘની નીશા ફેંકવા માંડી અને કયસ સુઇ ગયો. મોડી રાત્રે તેની આંખ ઉઘડી. અત્યારે તે તરસ્યો હતો આળોટતો આળટતો પાણી સુધી પહોંચ્યો અને તળાવમાં મ્હોં નાંખી પાણી પીવા મંડયો. પાણીએ કંઇક આશા આપી, પાછો આળોટતો આળોટતો સુખી રેતીમાં આવ્યો શીતળ પવને તેને બેભાન બનાવ્યો અને બીજી વખત આંખ ઉઘાડી ત્યારે વાણું વાયેલું તેણે જોયું. સુરજ નીકળ્યો તડકો પડવા માંડયો પણ કયસ રેતીમાંજ પડયો હતો. નિર્જીવ શરીરમાં અને કયસમાં કશો અંતર જણાતો નહોતો.

સહવારના તડકામાંજ પાણી ભરવા આવેલા એક ન્હાના કાફલાએ તળાવની પાળે દેખાવ દીધો. ઉંટ બેસાડવામાં આવ્યા, સામાન ઉતારવા માંડયો અને તંબુ ઠોકાવા માંડયા તેમાંથી થોડીક નવયોવન બાળાઓ હસતી બોલતી પાણી તરફ આવતી જણાઇ. પાણીના કીનારે આવી તેણીઓ ફરતી ફરતી, લોહી અને રેતીમાં ખરડાયેલા, તળાવને કીનારે પથરાના આશરામાં બેભાન પડેલા કયસ બીન ઝરીહની લગોલગ આવી પહોંચી. કયસને જોઇ તેણીઓ અચકાઇ અને દયામણા સ્વરે એકી અવાજે કહ્યું "કોઇ નિર્દય માણસે આ કરપણ ખુન કયું છે.

સખી—"હા બ્હેન! અતિ કરૂણ દેખાવ. કોઇ ઝાલીમે સખત જુલમ કર્યો છે. કોઇ એટલુંએ નથી કે જખમ ઉપર પાટો બાંધી પાણી સરખું પણ પાએ."

બાળાઓ નમી નમી તેનું મ્હોં જોવા લાગી. અચાનક એક ચીસ નીકળી અને સાથેજ સંભળાયું કે "હાય! હાય!! આતો અમારો પરોણો કયસ છે!!"

"કોણુ કયસ!" સખીએ પુછયું "ભુખ્યો તરસ્યો અને થાકેલો, ચાર પાંચ દીવસ પર આપણા કબીલામાં આવેલો કયસ!" ધ્યાનથી જોયા પછી સખીએ કહયું. "હા બ્હેન હા! આતો તેજ પરદેશી મુસાફર છે."

ત્રીજી સખીએ ખેદ બતાવતાં કહયું. "તે ગરીબને કોણે મારી

નાંખ્યો હશે. તે તો કોઇની સાથે લડે એવો માણસ પણ નહોતો."

પહેલી છોકરીએ કહેવા માંડ્યું "મને તેની સાથે કુદરતી મહોબ્બત થઇ ગઇ હતી. ફરી પણ તેને જોવાનો વખત મેળવવા મનમાં હંમેશ ઇચ્છા આવતી હતી. હાય ! જ્યારે જોયો ત્યારે આ દશામાં ! ! સખત જુલમ ! કરપીણુ ખુન ! !" અચલ કંઇક વિચાર કરી તેણે કયસના નિર્જીવ શરીરની બારીક તપાસ નુરાની આંખવાટે કરવા માંડી. તેણી ચમકી બોલી ઉઠી "પરંતુ નહી, તે જીવતો દેખાય છે" તેણીએ નમી, કયસના કાન પાસે મ્હોં ધરી આસ્તે કહ્યું "કયસ ! કયસ ! !" જવાબ આપવાનું ભાન અહીં કોને હતું. બધી બાળાઓએ તેને કીચડમાંથી બહાર કાઢી સારી જગાએ સુવાડવા સલાહ કરી અને બની શકે ત્યાં સુધી તેની માવજત કરવા વિચાર કર્યો.

સલાહ ઉપર તરતજ અમલ થયો અને ત્રણે બાળાએ તેને ઉચકી બહાર કાઢયો. પહેલાં ઓળખનારી બાળા ઓશીગે બેઠી અને તેનું માથુ લુંછી પોતાના ખોળામાં લીધું. આસ્તે આસ્તે તેનું આખુ શરીર પુછી સાફ કર્યું. તેના મ્હોડા સામું જોઇ નિશ્વાસ નાંખતાં કહેવા માંડયું "ખુદા ઉગારે !"

બીજી—"મને તો ઘણી થોડીજ આશા લાગે છે. જુઓ છો, આટલું બધું થયું. ત્યાંથી ઉપાડયો, અહિં સુધી લાવ્યાં, ચલાવ્યા છતાં ભાનજ નથી આવતું. આ જીંદગીનાં ચીન્હ છે ?"

ગઇ કાલે કયસને નિરાધાર મુકી ગયેલો બદુ છોકરો દોડતો દોડતો આવ્યો પાસે આવતાંવાર અજાયબીથી બોલ્યો "હજી સુધી જીવતો છે !"

પહેલી બાળા—"તમે કહો છો તેમજ ખુદા કરે અને જીવતોજ હોય ! શું તમે જાણો છો કે આ જુલમ કોણે કર્યો છે ?"

"હા, જાણું છુ" છોકરાએ જવાબ આપતાં કહેવા માંડયું "પાણી લેવા આવેલી બની કલ્બની ઓઓએ કાલે તેને જખમી કર્યો હતો અને તરતજ ન્હાસી ગઇ હતી."

"બની કલ્બની બાનુઓ" પહેલી બાળાએ કહ્યું "આ ગરીબે તેમનું શું બગાડયું."

છોકરો—"તેમની વાતો ઉપરથી હું એટલું સમજી શકયો કે લુબના નામની કોઇ છોકરી હશે તેની ઉપર આ માણુસ આશક હતો અને નિરાશા સાથે પ્રેમગીત ગાતો હતો, તે ઉપરથી ક્રોધમાં આવી તેણીઓએ માર્યો હતો.

ખોળામાં માથું લઇ બેઠેલી બાળા તરફ જોઇ બીજી છોકરી બોલી, "તમે નહી, તમારૂં નામ તો છેજ ને!"

"અને તમે" અરબ છોકરાએ પુછયું "કયા કબીલાના છો."
"અમે બની કાઅબ છીએ" લુબનાએ જવાબ આપતાં લેલા અને સોઆદા તરફ જોયું અને કહયું 'બ્હેનો કયસ શુદ્ધિમાં આવે એવો ઉપાય કરવો જોઇએ."

છોકરો—મારા ધારવા પ્રમાણે તો ભુખને લીધે બેભાન થયો છે. જો કે જખમ ઘણા સખ્ત છે છતાં ફકત જખમથી માણુસ બેશુદ્ધ નથી થતો. કાલે હું અહીં આવ્યો ત્યારે તેઓ શુદ્ધિમાં હતો. મેં કહયું પણુ હતું કે બની આમીરને ત્યાંથી ખાવાનું લઇ આવું, પરંતુ કબુલ કર્યું નહોતું."

"ત્યારે તો હું જાઉં છું" સોઆદાએ કહયું "થોડીક દળેલી ધાણી લઇ આવું છું. પાણીમાં ઘોળી પાશું અને બેચાર ટીપાં પેટમાં ઉતરતાં શુદ્ધિમાં આવશે.

"બહુ સારૂં બ્હેન," લુબનાએ આતુરતાથી કહયું "ખુદા વાસ્તે જલદી જા અને જલદી લઇ આવ." લુબના અવાચક અને સ્તબ્ધજ બેઠી રહી તેણીએ ટગર ટગર કયસના મ્હોં તરફ જોવા માંડયું. પ્રેમજ-વાળાએ તેના અંતરમાં બળતું કર્યું અને આંખો વાટે ડગર ડગર આંસુનો ધ્હારો નીકળવા લાગ્યો.

"આશું, બ્હેન!" લેલાએ હેરતમાં કહયું. "એક અજાણ્યા માણુસ માટે તમે રડવા માંડયું."

"લેલા" આંસુ લુછી ડુસકાં લેતાં લુબના બોલી "તેની અનાથ દશા તો જુઓ! હસરતભર્યો મઝલુમ! પાછળ કોઈ રડનાર પણુ નથી!"

"ચાલો, હવે તો ખુદાએ રડનાર પણુ મોકલ્યા" લેલાએ ટકોર કરતાં કહેવા માંડયું 'આનાથી ઉત્તમ રૂદનકળાનો પ્રવિણુ કોને મળે!"

બેચાર મીનીટે નહીં વીતી હોય કે સુઅદા પાણીનો લોટ વાટકામાં પલાળી લાવી. કયસનું મ્હોં ફાંડી થોડી થોડી રેડવા માંડી. પેટમાં પહોંચતાંજ ખોરાકે પોતાનો ગુણુ બતાવ્યો. કયસે પાસું ફેરવ્યું. સાવજત કરનારી છોકરીઓને આજ્ઞા બંધાઇ અને પાણીનો લોટ પાછો મ્હોંમાં રેડયો. ઘડીએક પછી કયસે આસ્તે રહી આંખો ઉઘાડી અને ચોમેર નજર ફેરવી પાછી બંધ કરી દીધી. શુદ્ધિનાં ચિન્હ જોઇ સોઅદાએ કયસને બોલાવ્યો. કયસે ધીમેથી આંખ ઉઘાડી કહ્યું "હાં"

"કેમ છો!" સોઅદાએ પુછ્યું.

"સારો છું" કયસે આંખોમાંથી ઉપકારની રેખા આણી કહ્યું.

"ત્યારે" સોઅદાએ પ્રેમ ભર્યાં શબ્દો ઉચાર્યા "આંખો કેમ બંધ કરો છો."

કયસે, મીચેલી આંખેજ જવાબ આપ્યો. "કારણકે જે સ્વપનું જોઇ રહ્યો છું તે અતિ ઘણું આનંદી અને મનમોહક છે. આ આનંદી દ્રશ્ય આંખ આગળથી ખસી જવાના ભયથી આંખો ઊઘાડતો નથી."

"વ્હાલા કયસ, એ સ્વપ્નું નથી" સોઅદાએ કહેવા માંડ્યું "તમે જાગૃત છો અને જે જુઓ અને જે જુઓ છો તે ખરેખરો બનાવ છે."

"ખરેખર સત્યજ છે?" કયસે આશા અને ભય વચ્ચે કહ્યું ખરેખર હું જાગું છું! હું અને આવું અનુકુળ ભાવી!" કયસે આંખો ઉઘાડી અને ડોળા ચીરી ચીરી ચોમેર જોવા માંડ્યું. છેવટમાં તેણે જોયું કે માથું ખોળામાં લઇ બેઠેલીજ તેની વ્હાલી લુબના હતી. તે ચમક્યો અને બોલ્યો "કોણ, લુબના!"

"હા, હુંજ છું" લુબનાએ પ્રેમભરી નજરે કયસ તરફ જોઇ કહ્યું "પણુ તમારા આ શા હાલ! તમારો જીવ કેમ છે."

"કંઇ ન પુછો," કયસે નિશ્વાસ નાંખતાં કહ્યું.

"મેં સાંભળ્યું કે કોઇ લુબના ઉપર તમે મોહી પડ્યા છો! અને નિશ્ચે તમારા ઉપર આ જુલમ કર્યો."

"હા હું લુબના ઉપર આશક થયો." કયસે ધીરજથી કહ્યું "પણુ

આ નિર્દયતા તેણીએ વાપરી નથી. તે એટલી ક્રુર કે હત્યારી નથીજ"

"વારૂ, પણ થોડીકવાર છાના રહો" લુબનાએ માથા ઉપર હાથ મુકી પસવાળતાં કહયું "જ્યારે રહેજ કઉવત આવે, ત્યારે આરતે આરતે મારા તંબુમાં આવી આરામ કરો."

"હવે હું તદન સાજો છું" કયસે મન મજબુત કરી કહયું જખમમાં કશી વેદના નથી અને નબળાઇની અશક્તિ પણ હવે એટલી રહી નથી."

"કેમ ગાંડા જેવી વાતો કરો છો" સોઅદાએ રહેજ હસતાં હસતાં કહેવા માંડયું "અત્યાર સુધી તો દીન દુન્યાનો હોશ કે હાથપગની શુદ્ધિ પણ હતી નહી પણ એ ઘુટડા પાણીનો લોટ પીતાં આટલું બધું બળ આવી ગયું !"

"તમને વિશ્વાસ નથી !" કયસે હિમ્મતથી કયું "લ્યો સાથેજ કયસ પડયો હતો તે બેઠેલો દેખાયો. થોડીક વાર બેઠા પછી તે ઉભો અને બોલ્યો. "જ્યાં જવું હોય ત્યાં ચાલો, હવે તો તમને વિશ્વાસ આવ્યો કે હું સાજો થયો છું. શું હજી પણ તમને વિશ્વાસ નથી."

લુબના—ત્યારે બેહોશી અને બેભાનવસ્થા માત્ર કૃત્રિમજ હતાં કે શું?" "અને આખા શરીરમાં લાગેલા ઘા પણ કૃત્રિમજ હશે કે!" બધી અજાયબીમાં હતી કે મરવા પડેલો અને દુનિયામાં છેલ્લા શ્વાસનો વીસામો લેતો માણસ પળમાત્રમાં સાજો થયો કેવી રીતે!

સોઅદા—"ત્યારે, હવે તો જખમોમાં પણ વેદના તો નહીંજ હોય !"

"જખમોની ગણત્રીજ ક્યાં છે !" કયસે પ્રફુલ્લ વદને કહયું. "તેનો તો ભુલેચાસ પણ થતો નથી. અલબત એક અને એકજ જખમ મારા કાળજાને કકળાવવા કારી–પુરતો છે.

"તે વળી કયો જખમ છે !" લુબનાએ પુછયું.

"તે જખમ મારા કાળજાની અંદર છે" કયસે જલદી જલદી કહેવા માંડયું "તેણે કાળજું કાપી બે કકડામાં વ્હેંચી નાંખ્યું છે.

"કયસ !" લુબનાએ ઉપદેશ આપતાં કહેવા માંડયું "એવા મિથ્યા ભ્રમને મનમાંથી કાઢી નાંખ. તારી જીંદગી વ્યર્થ બરબાદ કરે છે."

કયસ—"પરંતુ તે કાતરકામને કાળજા પરથી ઘસી ભુંસી નાંખવાનું કામ તો મારૂં નથીજ."

"જો ઓ!" લુબનાએ આગળ ચલાવ્યું "આવી કરપીણ, નિર્દય અને ઝાલીમ હોય તેની સાથે પ્રેમ કેવો! આવો અત્યાચાર કરનાર સ્ત્રી નહીં પણ કોઇ પિશાચણી હોવી જોઇએ."

"મારી લુબનાનો તેમાં કશો વાંક નથી" કયસ વચ્ચેજ બોલી ઉઠયો—"તેણીના કોમળ હાથેજ ઘા કર્યો હોત તો કેવું સારૂ થાત!! હું મરતાં કે મુર્છા નહી ખાતાં નવજીવન મેળવી શકત!"

"હયો સારૂં!" લુબનાએ માયાળુપણે કહ્યું "વાતો તો થતીજ રહેશે પણ તંબુમાં ચાલો. રેત ઉની થવા માંડી છે અને સુરજ માથે આવતો જાય છે."

કયસને વાંધોજ કયાં હતો. કયસે ચાલવા માંડયું અને લુબના અને તેની સાહેલીઓ માટે ઠોકવામાં આવેલા તંબુમાં ગયો. છોકરીઓએ ભાથામાંથી સારાં સારાં પકવાન કાઢી કાઢી કયસને ખવરાવ્યાં. બધા જખમ ધોઇ સાફ કરી પાટા બાંધ્યા અને પાસે બેસી તેની સાથે કાલીકાલી વાતો કરી, કયસનું મન વેદનાથી હટાવવા માંડયું.



# પ્રકરણ સાતમું.

## પ્રેમ જગતનો અજાયબ ભેદ.

કૃયસ જીવન પર્યંત આવી સુખી—આનંદી પળો મેળવી શકે નહિ, રસીલી મેહબુબના વ્હાલા પડખામાં બેઠો છે. લુબના, પોતે, આશકની સારવાર અને માવજત અંતઃકરણના ઉમળકાથી કરી રહી છે. લુબનાની સાહેલીઓ મીઠી અને મધુર વાણીમા વાતો કરી કરી કૃયસને રાજી રાખવા પ્રયત્ન કરે છે. આ અઢળક દોલત અને અતુલ આનંદની કીમત આંકવા કૃયસ જેવા કવિની બુદ્ધિ પણ અશક્ત છે. તે પોતાની સુખી પળો અને ભાગ્યશાળી ભાવી ઉપર મગરૂર છે.

બની કાઅબની સ્ત્રીઓ પાણી લેવા આવતી ત્યારે તળાવના કાંઠે બે દિવસથી વધારે નહી થોભાવાનો તેમનો પુરાતન રીવાજ હતો. પરંતુ ઘાયલ કૃયસની માવજત કરવા તેણીઓને એક અઠવાડીયા સુધી રોકાઇ રહેવું પડયું. કબીલાના પુરૂષોની ચીંતા દુર કરવા માટે પાણી લઈ કેટલીક સ્ત્રીઓ બીજેજ દિવસે ઉપડી ગઇ. લુબના અને તેની સાહેલીઓ સાથે દસ બાર સ્ત્રીઓ કૃયસની પાસે માવજત માટે રોકાઇ. વફાદાર માશુકે પ્રથમ દિવસેજ તેને સાજો કર્યો હતો. તેને તે એક મહબુબ—શુદ્ધ પ્રેમી સીવાય બીજા કોઇ માવજત કરનાર મદદગારની જરૂર હતી નહી. શરીર ઉપરના ઘા હતા પણ તે ચાર પાંચ દિવસમાં રૂઝાવા આવ્યા અને ઘાયલ થયાના છઠ્ઠા દિવસે તે તદ્દન સાજો થયેલો જણાયો.

સ્હવારે અને સ્હાંજે, હર વખત બની કાઅબની બાનુઓ અને છોકરીઓ તળાવની પાળે તેને ઘેરીને બેસતી અને તે અંતરના ઉત્સાહ ભર્યાં ઉમળકાથી મોહન ગીત ગાઇ સાંભળનારાંને રીઝવતો હતો. છોકરીઓ અને સ્ત્રીઓ વધુ અને વધુ સારી કવિતા કહેવાં માટે કૃયસને હર વખત ટકોર ચાલુજ રાખતી. હસી, ખુશી અને મોજ મશ્કરી રાતો દિવસો પસાર થતા હતા. બધા એમજ જાણતા હતા કે તેની માશુક લુબના બની

કાબ્બબ વાળી લુબના હતી. લુબનાનું નામ સાંભળી સુગંધીમય ગુલાબ ઉપર ભમરો ભમણુંમાં પડી પ્રેમગાન કરે છે તેવીજ રીતે કયસ કવિત્વ શકિતની સીમા વટાવતો હતો.

બધી બાજુઓ અને છોડીએ જો કે કયસની કવિતામાં માત્ર મોજ માનતી પરંતુ લુબનાના અંતઃકરણ ઉપર કયસનો ભારે પ્રભાવ પડયો હતો. તેના નિરાશા અને દિલગીરી ભર્યાં કાવ્ય, તેણીના અંતરમાં અસહ્ય અને અદ્રશ્ય વેદનાને જન્મ આપતાં. કયારેક તેણી બ્હાવરી બનતી ત્યારે કયારેક તેણી શરમાઇ ઉંડા વિચારમાં લીન થતી. કયસની કવિતામાં વપરાતા રહસ્યમય શબ્દોની ભાવના તેણીનો ભાવ બદલી નાંખતી પરંતુ ચંચળ લુબના તરતજ વેદના છુપાવી, ગંભીર બનતી. મનમાંજ કોઈકોઇ વાર તેણી બબડતી કે "કયસ મનેજ તો નહી કહેતો હોય! તે અમારો પરોણો હતો ત્યારે પણ તેણે કહેલી કેટલીક વાતોની મારા મન ઉપર આવીજ ઉંડી છાપ પડી હતી. પરંતુ હવે–અત્યારે તો તે ચોકખા અને ખુલ્લા શબ્દોમાં પોતાનો પ્રેમ જાહેર કરે છે." બીજી પળેજ તેને કોઇ નવો વિચાર આવતાં મન સાથે કહેતી "નહી, એમ તો બનેજ નહી! તેના હ્રદયમાં મારો પ્રેમ હોય તો બની કાબ્બની લુબના આગળ પોતાની પ્રેમ વેદના જાહેર કરેજ કેમ! અને તેનીજ આ સજા મળી છે. તે લુબના ખરેખર કોઇ સુકોમળ, સૌંદર્યવાન, ખુબસુરત રમણી હશે. મારા માં એવું છેજ શું કે તે મારા પ્રેમમાં પડે!" આ વિચારો પણ તેણીને સંતોષવા અસમર્થ હતા. રહી રહીને વિચાર આવતો કે "માની લીધું કે તે બની કહબની લુબના ઉપર આશક થયો છે, ત્યારે અમારામાં બેસી પ્રેમ જગતમાં કવિ કલ્પનાઓના ઘોડા દોડાવવાનું કારણ શું! જો એમજ એમજ હોય તો બના કલ્બના પડાવને પુછતો ત્યાંજ કેમ ન જાય. અથવા અમારાથી ગભરાઇ જંગલ બીયાબાનને રસ્તે કેમ ન પડે, અમારી સાથે બેસી પોતાની માશુકને ભુલી જવાનો શું ભેદ!" વિચાર વમળનું ગુંછળું ન ઉકલાતાં કાયર થઇ મનને ઠપકો આપતી "આ ભેદ શું છે એ તો ખુદાજ બેહતર જાણે છે." ચિંતામાં ચિતભ્રમ બની કયસનું મ્હોં વકાસતી અને મનમાંને મનમાંજ સંતાપ કરી બળી રહેતી. આ એવા ઉમંળકા હતા કે તે સાહેલીઓને કહી શકિત નહી; તેના ખ્યાલ આપવા અને ચિતમાં ચિત્રાયેલું ચિત્ર બતાવવા તે અશક્ત હતી. તેણી દેખાડી શકિત નહી કે

પોતાની કોઇ સખી આગળ કહી શકિત નહી. પોતેજ મનમાંને મનમાં આ ભેદની જાળ ઉકેલવા પ્રયત્નમાં હતી.

વિચારમાળામાં પડેલી ગુંચવણુ કેમે કરી ન ઉકેલાઇ, વિચારોએ હવે દુઃખ દેવા માંડયું. મનમાંને મનમાં રીબાવા લાગી. રાત્રે પલંગ ઉપર જઇ પોઢતી પણ ઉંઘ આવતી નહી. વ્હેતા વાયુના વેગ સાથે તેના વિચારોનાં તરંગોમાં વધારોજ કરતો. રાતના ઉજાગરાથી ઘેરાયલી આંખો, આખો દિવસ કદી શરમાળ કે કદી શોકાતુર દેખાતી. તેના અંતરમાં છુપાવેલો ભેદ પ્રકટ કરવા તૈયારજ દેખાતી.

તળાવની પાળે બેઠાં બેઠાં એક દીવસે બપોર થવા આવી. તડકામાં તાપ પેદા થયો, હવાના સપાટા ઉની રેતી સાથે રમત કરવા લાગ્યા, એકેક કરીને બધી સ્ત્રીઓ તંબુમાં ચાલી ગઇ, બેચાર સાહેલીઓ તે પણ ઉઠતાં ઉઠતાં બોલી કે "તમે તો આજે કેસરી કવિતાઓજ સાંભળ્યા કરશો, અમે તો પડાવે જઇશું." અને તંબુ તરફ ચાલી લુબનાએ તેમને થોભવા કહ્યું." પણ તે ચાલતીજ થઇ. એકાંત થતાં મન મજબુત કરી તેણીએ કયસને કહ્યું.

"કયસ! ફકત કવિતાઓ ગાવાથી તારૂં શું વળવાનું હતું. બની કલ્બમાં જઇ તમારી લુબના સાથે સંબંધ જોડવા પેગામ કેમ નથી આપતા!"

નિશ્વાસ નાંખતાં કયસે ઉતર આપ્યો. "લુબનાના મોહ સાથે બની કલ્બનો શો સંબંધ."

લુબના—"જો તમે ન જઇ શકો તો હું મારા કબીલાના માણસો મોકલી તમારો સંબંધ જોડવા કોશીશ કરૂં."

કયસ—મારે તો માત્ર એટલુંજ જોવાનું છે કે મારી લુબના મારો તિરસ્કાર નથી કરતી. એ સિવાય બીજી કશી મતલબ નથી."

"ત્યારે" લુબનાએ કહ્યું "હું પોતે જઇ બની કલ્બની લુબનાને મળું?"

"બની કલ્બનું મારે શું કામ." આતુર કયસે નીચી આંખે ઉત્તર આપ્યો. "હું તો મારી લુબનાનો આશક છું. અને ખબર નથી કે તે બની કલ્બમાં છે કે બની કાઆબમાં."

છેલ્લા શબ્દો સાથે લુબનાના શરીરમાં વીજળીનો સણસણાટ આવ્યો અને પસાર થયો. અંતરમાં સાલતો કાંટો વીજળીના કડાકા સાથે હૃદયમાં ખેંચાયો, તડકાના તાપમાં તમતમતા ગાલ ઉંચા કર્યાં, પરસેવો પૂછ્યો, હેરતભરી આંખના તેજસ્વી ડોળા કાઢતાં કેસ તરફ જોઇ કહ્યું. "કંઇ પણ કહેશો કે તમે કોના વિયોગમાં, શા માટે ગાંડા બનો છો !"

"આહ ! લુબના માટે" કયસે ઠંડી સાંસ ભરતાં જણાવ્યું. "તેણીએજ મારા અંતરમાં વાસ કર્યો છે. તેણીએજ મારા જીવનાત્મા ઉપર અધિકાર મેળવ્યો છે."

લુબના—"અરબ કબીલાઓમાં તો સેંકડો લુબના છે.

"જે છે તે તો, તેજ છે." કયસે હસતાં હસતાં કહ્યું. સાચું પુછો તો તે એક લુબના વગર મને તો કોઇ લુબનાજ દેખાતી નથી."

"પણ" લુબનાએ ફરી જાણવા માગ્યું "કંઇએ જણાવશો કે તે એકજ લુબના તે કઇ !"

"તે એક તીલીસ્માત છે" અટહાસ્ય કરતાં કયસ બોલ્યો. "તે પ્રેમનો એક ભેદ છે, જીભ ઉપર આવી શકતો નથી, તેણી પોતાના કબીલામાં બદનામ થશે, અને તેમ થતાં મારી બધી ઇચ્છાઓનો નાશ થાય ?"

લુબના—હું વચન આપું છું કે તમારો ભેદ મરતાં સુધી ખુલ્લો નહી પડે. તમારી ઇચ્છા પુરી કરવા મારાથી બનતી બધી યુક્તિઓ કરીશ."

"શું તમે" કયસે ધ્યાનપુર્વક લુબના તરફ જોઇ કહ્યું "ખરેખરજ વચન આપો છો અને તે છેવટ સુધી પાળશો."

"હા," લુબના બોલી "અને વચન આપું છું કે તે છેવટ સુધી પાળીશ."

"અને" કયસે વધુ સાવચેત થતાં કહ્યું "કોઇને પણ કહેશો તો નહીને."

લુબના—"કોઇને પણ નહી."

"ત્યારે શું" કયસે શરમાળ આંખે લુબના તરફ જોતાં કહ્યું "તમને મારી દશા ઉપર દયા નથી આવતી."

"તે પહેલો દિવસ" લુબનાએ કહેવા માંડ્યું "તમે જાણો છો. જે દીવસે મોતની વાટ જોતા, તરસ્યા તમે અમારા પરોણા થયા હતા, તે દિવસેજ મારા મનમાં તમારી લાગણીએ જન્મ લીધો હતો તે દિવસથી હરવખત તમારી મદદ કરવાનું મને કુદરતીજ મન થાય છે."

કંઇક વિચાર કરતો કયસ અટક્યો. થોડીકવાર બધુ શાંત બન્યું. તાપથી મ્હોં લુછતાં કયસે તે ચુપકીદી તોડી. તે બોલ્યો "સાથેજ વચન આપો કે તમે નારાજ પણ નહી થાઓ."

"નારાજ?" લુબનાએ કયસ તરફ આંખ ઉઠાવતાં કહ્યું "આમાં વળી નારાજ થવાનું શું છે."

કયસ—"વખતે તમે એમ સમજો શીયળવાન પવિત્ર અને પાક બાળાઓ તરફ પરણ્યા પહેલાંજ પ્રેમ પગટ કરે છે!"

"તમારા સંબંધ એવો વિચાર આવેજ નહિ." લુબનાએ શાંતપણે જવાબ આપ્યો "હું જાણું છું કે મન ઉપર તમારો કાબુ નથી, અને તમારો પ્રેમ શુદ્ધ છે."

આનંદમાં કયસ ખડખડ હસી પડ્યો અને ધીમેથી બોલ્યો "ખરે-ખરજ તમારૂં અંતઃકરણ શાક્ષી આપે છે."

"ખરેખરજ શુદ્ધ છે" લુબના બોલી "મને ખાત્રી છે. અને પુરાવો પણ છે. બની કલ્બની સ્ત્રીઓએ નિર્દયપણે કરેલા જીવ લેણ હુમલા પછી જો શુદ્ધ ન હોય તો તે પ્રેમ રહેવાજ પામે કેમ?"

"ત્યારે શું ખરેખરજ!" કયસે અચકતાં અચકતાં કહ્યું "મારે સાચી વાત કહીજ દેવી જોઇએ."

"મને તમારો શુદ્ધ અને બિન સ્વાર્થી મિત્ર ગણી તમારે કહેવુંજ જોઇએ." લુબનાએ ટગર ટગર જોતાં કહ્યું. "તમારે જરાએ અવિશ્વાસ કરવો જોઇતો નથી."

કયસે લાંબો નીસાસો નાંખ્યો અને બોલ્યો "આહ! મારા પ્રેમી મોહનેજ મને પજવી રાખ્યો છે. મારી તરફ બાવણી મમતા રાખનારજ જુલમ કરે છે. મારી તરસ ખાનાર, દયાળુ હેવીજ, ક્રુર બની કરપીણ

દુઃખ આપે છે. તેણીજ મારી તરફથી ગાફેલ છે, તેજ ગાફેલત મને સંતાપે છે."

"એટલે" લુબનાએ કહ્યું "બની કાઅબની લુબનાજને?"

"હા લુબનાજ—પણ—" કેસ અચકયો, તેનો શ્વાસ રૂંધાયો, પરંતુ મન મજબુત કરી લજવાતાં આસ્તેથી બોલ્યો "તે બની કલ્બની નહી, બલ્કે બની કાઅબની લુબના!"

પોતાનું નામ સાંભળી લુબના અચંબામાં પડી, તેનો રંગ ઉડી ગયો, શર્મીળ આંખો ગજ ગજ જમીનમાં ઉતરી ગઇ, આખું શરીર પરસેવામાં ભીંજાઇ ગયું, શરમથી નમી ગયેલું માથું ઉચું ઉઠાવવાની હિમ્મત પડતી નહોતી. લુબનાની એક તરફ સાન ઠેકાણે નહોતી ત્યારે બીજી તરફ કયસ મસ્ત બનેલો પ્રેમ કવિતાઓનો પ્રેમ ઉત્સાહ અને શું કહે છે. તડકાના પ્રબળ પ્રભાવ અને તપેલી રેતીના અસહ્ય તાપે જડ પદાર્થો ઉકળાટ પામતાં હતાં, પરંતુ પ્રેમવાડીની એક કળી અને પ્રેમ બગીચાનો એક માળી, બેભાન જેવાં બેઠાં હતાં. આ તાપ કે ઉકળાટ લુકે, લપટની કશીપણ અસર તેમના ઉપર થતી નહોતી. ઉભયનાં અંતર હાસ્યવિનોદ કરતાં અને પ્રેમભરી આંખો એકબીજાને જોઇ પ્રેમ પિપાસા તૃપ્ત કરતી. પ્રેમના બુલબુલે અથવા ચંદ્રમાના ચકોરે ફરિઆદોનું દફતર ખોલી પ્રેમ વેદનાનું દાસ્તાન વાંચવા માંડયું છે. સાંભળતાં સાંભળતાં લુબના થાકી ગઇ, તેણી કંટાળેલી જણાઇ, તેણીએ શરમાળપણે કહેવા માંડયું. "તમારી પ્રેમ વાણી સાંભળી સાંભળી થાકી ગઇ, મને તમારી વાત ઉપર વિશ્વાસ આવતો નથી—મારૂં અંતઃકરણ કંઇ શાક્ષી ભરતું નથી."

"આવો અણુપતીજ" કયસે જવાબ આપ્યો "ચામડું ચીરી અંતઃકરણ બતાવું? ત્યારેજ તમે જાણી શકશો—વિશ્વાસ કરી શકશો, પ્રેમ પ્રતીમાએ મારા અંતરમાં કેવા ભયાનક જખ્મ કર્યાં છે."

"આવી અર્થ વગરની વાતોનું પરિણામજ શું." લુબના બોલી. બની કલ્બની લુબના ઉપર આશક નહોતા, ત્યારે બની કલ્બની બાનુઓએ વેર શાનું લીધું. દેમની લુબના તરફ તમે પ્રેમ બતાવ્યોજ હશેજ, અને તેથીજ તેમને ક્રોધ ચઢયો!"

"આહ! એજ ન પુછ" નિશ્વાસ નાંખતાં દિલગીર કયસ બોલ્યો.

"હું વ્હાલી લુબનાનો આશક હતો. અને તેના પ્રેમમાં જોડેલી કવિતાઓ કહેતો હતો. તેણીએ માની લીધું કે હું તેમની લુબના ઉપર મોહ્યો છું, તેથીજ આ ઘટના ઘટી. પરંતુ મેં કદીએ નથી કહયું કે હું તેમની અથવા બની કબ્બની લુબના ઉપર આશક થયો છું."

લુબના—ત્યારે જે લુબનાના પ્રેમે તમારા મનમાં વાસ કર્યો હતો તેનું નામ તમે કેમ ન બતાવ્યું.

"અરે! મારાથી કહેવાયજ કેમકે કાઅબીયા લુબના ઉપર હું મોહી પડયો છું!" કયસે જવાબ આપતાં કહેવા માંડયું. "બધા કબીલામાં મારે શું લુબનાને બદનામ કરવી હતી. મારી ઉપર ઉપકાર કરી જીવત-દાન આપનાર બની કાઅબની વચોવણી કરી ખુદાના તિરસ્કાર સાથે બની કાઅબને મારા દુશ્મન બનાવવા હતા! એની પણ ઝાઝી દરકાર નહોતી, પણ હું જાણતો હતો કે તેમ કરતાં મારી લુબનાને ઘણું સહન કરવું પડશે."

લુબના—"એટલું તો તમે કહીજ શકતા હતા કે, તમારી લુબના સાથે મને કશો સંબંધ નથી.

"પરંતુ લુબનાનો શબ્દજ મને વ્હાલો છે," કયસે કહયું. "જેનું પણ નામ લુબના હોય તેની ઉપર મને હેત આવે છે.'

લુબના—"આવા ગાંડપણનો તો ખુદાજ બેલી છે. એકાદ છોડીનું નામ લુબના નહી હોય એવો કયો કબીલો છે."

"કબીલો!" કયસે બોલવા માંડયું. "મને તો દરેક ઠેકાણે અને દરેક વસ્તુમાં લુબનાજ દેખાય છે. લુબના! દયા અને માયાભરી લાગણીથી અંતરના જખમોનો ઉપચાર કરવાનું વચન અપાઇ ચુકયું છે. વચનથી હવે ફરવાનું નથી."

"બેશક મને તમારી દશાપર દયા આવે છે." લુબનાએ આગળ ચલાવ્યું. "અને અગાઉ કરતાં વધારે માયાભરી લાગણી બતાવવા તૈયાર છું, પરંતુ એવી શરતે કે તમારે સંતોષ સાથે જે બને તે સહન કરવું."

કયસ—"તે કામ કરવા કહો છો, જે મને આવડતુંજ નથી. બસ.

તોયને અજેજ તો હું મ્હારી વ્હાલી લુબનાની કોઇને ઓળખાણુજ આપતો નથી."

"કયસ!" લુબનાએ ગંભીર બની કહયું. "તમારા ભલા માટેજ કહું છું. મારો પ્રેમ અંતરમાં ત્યજી નાંખ. આવી વાતોનું પરિણામ મને સારૂં નથી દેખાતું. અત્યારની તમારી વર્તણુંક બતાવે છે કે તમો પોતે ખરાબ થશો અને સાથેજ મને પણ ખરાબ કરશો. આપણુ બન્ને કરાર કરીએ કે ઉભયમાં શુદ્ધ પ્રેમ રહેશે. મને તમારી તરફ ઘણી લાગણી છે અને તમે મને ચ્હાવો છો. તે વગર તમારે કોઇ ઇચ્છા રાખવી નહી અને મારે કશી આશા બાંધવી નહીં."

"અશકયજ!" કયસે દ્દઢ મને કહયું "એ બનેજ કેમ! વ્હાલી લુબના! જીવના છેલ્લા શ્વાસ સુધી તારા નામની જાપ મારા મ્હોંમાં રહેશે. અને મરતાં મરતાં પણુ તારા નામ સાથે સંસાર છોડી જઇશ."

"કયસ, સાંભળ!" લુબનાએ કહેવા માંડયું. "હું ખરૂં કહું છું કે પરિણામે તમને ઘણું સહન કરવું પડશે."

"મારા અંતરનો ભેદ" કયસે બજીદ થઇ કહેવા માંડયું. "ઓ લુબના! તેં જાણ્યા અગાઉ માયાભરી લાગણી રાખવાનું વચન આપ્યું છે. મને અટકાવી, દાબમાં રાખવાનો તમને કશો અધિકાર નથી. પ્રેમ પ્રવાહ મારી રગેરગમાં પ્રસરી વ્હેતા રૂંધીર સાથે મળી ગયું છે. મારા, તમારા કે કોઇના પ્રયત્નો તેને છુટું પાડી શકતા નથી."

"કયસ!" લુબનાએ નિરાશા ભર્યો નિશ્વાસ નાંખતાં કહેવાનું ચાલુ રાખ્યું. "તમે માનો છો કે મારા કબીલાવાળા તમારી સાથે સંબંધ જોડવાનું પસંદ કરશે? મારા માતપિતા તમારી માંગણી સ્વિકારશે? આ ઇચ્છા અને માગણીઓ સ્વિકારાયાની ગંભીર ભુલના ભ્રમમાં તમારે રહેવું જોઇએ નહી. આવી બાબતોમાં બની કાઅબ અત્યંત સખત છે. તે સંબંધી મારાથી એક શબ્દ પણુ કહેવાય નહી. તેમના કબીલાની કોઇ બાળા ઉપર તમને પ્રેમ રાખતા સાંભળી તેઓ તમારા લોહીના તરસ્યા થશે. બની કાઅબના પડાવને જોઇ શકો એટલી પણુ તમારે આશા મુકી દેવી પડશે. કયારે પણુ તમને જોઇ લેશે તો જીવતો નહી રાખે"

"મને કશીએ બ્હીક નથી" કયસે નિર્ભય બની કહેવા માંડયુ.

"કાલને બદલે મને આજજ કતલ કરી કુળ ઉપરનો ડાઘ ધોઇ નાંખે, મારી વેદના મટશે અને સંકટો નાશ પામશે. આહ! મેં હેરત ભર્યું નિર્લજ જીવન મેળવ્યું છે. બની કલ્પની બાનુઓએ મારીજ કેમ નહી નાંખ્યો? અધમુઓ કરી મુકીજ કેમ ગઇ? મારા જીવાત્માના મ્હોંમાંથી આ કરપીણુ શબ્દો સાંભળવા હું હજી પણુ જીવતોજ રહયો."

"કયસ!" લુબનાએ બોલવા માંડયું "ખરેખર હું નિર્દય કે કરપીણુ નથીજ. તારા હિત માટેજ મારે કહેવું પડે છે."

"દુનિયા શું કહેશે?" કયસે ભય અને નિરાશા વચ્ચે બોલવા માંડયું "મને તેથી શો સંબંધ, મારે તો દુનિયાની દરકાર રાખવાનીજ નથી. બની કાઅબ મારી સાથે કરવાનાજ શું? જગત-જનતા દુશ્મન થાય તેનીએ પરવા નથી. પણુ પરવા, ઓ! પરવા! મને એટલીજ ખબર પડે, કે લુબના ઓ વ્હાલી લુબના તું મ્હેરબાન છે.—પછી મારૂં—મને કશુંએ મારૂં નથી."

લુબના—"હું તો પ્રથમથીજ કહેતી આવી છું શુદ્ધ લાગણી સાથે તમારી મિત્ર છું."

"નહી, નહી!" કયસે ઉન્મત્ત થઇ આતુર સ્વરે પુછયું "ઓ લુબના! એમ નહીં, મને સ્પષ્ટ બતાવ, મારી આ વેદનાની તારા અંતઃકરણુમાં પણુ કશી અસર થઇ છે?"

જવાબના બદલામાં લુબનાએ માથું નમાવી દીધું, તેણી ચુપ થઇ ગઇ, કેટલોક વખત મનમાંને મનમાં વેદના થતી રહી. થોડીક વાર પછી નિશ્વાસ નાંખતાં માથું ઊઠાવ્યું. તેણીએ ઉદાસ ચિતે કહેવા માંડયું. "કયસ! મારા અંતરની સ્થિતિ તું જોઇ શકતો નથી, હું કશુંએ કહેવા નહોતી ઇચ્છતી પરંતુ તારી જીભ મને કહેવાની ફરજ પાડે છે કે પ્રથમ દિવસે મેં તમને જોયા ત્યારથીજ મારૂં અંતઃકરણુ હું તમને સોંપી ચુકી છું. તમે સહન કરી શકતા નથી, ત્યારે મારે શાંતપણે મારે સહન કરવું પડે છે, મારૂં ધ્યાન હરવખત તમારામાંજ રહે છે, મારી આંખો હરઘડી તમનેજ શોધે છે, ઉંઘમાં પણુ તુંજ દેખાય છે. પરંતુ અફસોસ કે તારા નામનો એક શ્વાસ પણુ જાહેરમાં લઈ શકિત નથી. તમને જો કે પ્રેમને

ત્યાગ કરી મને ભુલી જવા કહું છું છતાં મારૂં અંતઃકરણ મને તિરસ્કારે છે. મારૂં હૃદય મને ઠપકો આપે છે. મારા હાથેજ પગ ઉપર ઘા કરવાનું સાહસ કરૂં છું. કયસ ! મારી સ્થિતિ તારાથી હજાર ગણી દયામણી છે, પરંતુ ભાવિ આગળ કશું ચાલતું નથી. કાશ ! તમે મારો ખ્યાલ છોડી, પ્રેમને તિલાંજલી આપી બેદરકાર બન્યા હોત ! તો તમે ઘણા સુખી રહેત. હું મારૂં સમજી લેતી ને પડતી તે સહન કરતી અને જે વેદના ઉઠતી તે વેઠતી."

માશુક પ્રેમદાના મ્હોંમાંથી નીકળતા શબ્દો સાંભળી કયસના આનંદનો પારાવાર નહોતો. કવિતાની કેટલીક કડીઓ પ્રથમજ બોલી ગયો અને પછી સફળ મનોરથ થવાની ખાત્રી થતાં ઉલ્લાસમાં આવી નાચવા માંડયું. તે ગાંડો હતો, તે શું કરતો—કહેતો હતો તેનું જરાએ ભાન નહોતું. કયસનું ગાંડપણ જોઇ લુબના ગાભરી થઇ, તેણીને ચિંતા થઇ કે કયસનું ગાંડપણ શું અત્યારેજ બદનામીનો ચાંદલો કરાવશે તેણીએ કયસને સબુરી કરી મન પર કાબુ રાખવા સખતાઇથી સલાહ આપવા માંડી. તેણીએ કહયું. "તમારી પાસે આવીને કોઇ બે ઘડી બેસે એવી તમારી હાલત નથી. હું મારા તંબુમાં જાઉં છું અને તમે હવે કોઇ ઝાડતળે બેસી વીસામો લ્યો, શાંત થાઓ અને ગાંડપણ તજો. યાદ રાખો અને ખચ્ચીત યાદ રાખો કે મારી આબરૂ અને માન હવે તમારા હાથમાં છે." લુબના ઉઠી અને તંબુ તરફ ચાલવા માંડયું, કયસે અનેક જતન કર્યાં પણ તેણી જરાએ થોભી નહી, લુબના ડોટ મારી પોતાના તંબુમાં અલોપ થઇ ગઇ.

લુબનાના ગયા પછી કયસને પોતાની ભુલ દેખાઇ, પોતાની ગાંડપણ ભરી વર્તણુક માટે પસ્તાવો થયો. આજુબાજુ જો કે કોઇ માણસ નહોતું છતાં ગાંડપણમાં કોઇની સાથે વાતો કરતો હોય તેમ બોલ્યો. "પ્રેમ ! નિર્દય અને ગોઝારા પ્રેમ !! પ્રેમદાની માયાળુ પ્રિતની પણ લ્હાણુ લેવા દેતો નથી. હમણાં તે અહીં હતી, મહેરબાન હતી, દયાવાન હતી, માયા અને મમતાભરી લાગણીથી મદદ આપવા તૈયાર હતી પરંતુ હત્યારા પ્રેમ ! તેજ તેણીને નારાજ કરી, આવીજ તારી વર્તણુંક ચાલુ રહી, તો ઓ ! નિર્દય પ્રેમ !! તારા પ્રતાપે મને શું શું નહી સહન કરવું પડે. છતાં પણ હું તારો જુલ્મ વેઠવા તૈયાર છું તારા અત્યાચાર

સહન કરવા નિર્ભય છું, છતાં તારી સખતાઈઓ ઉઠાવવા સુધી હું જીવતોજ ક્યાંથી રહીશ! બસ હવે જીવતર વ્યર્થ છે." અચાનક તે તળાવ તરફ ફર્યો અને પાળ ઉપરથી અતગળ પાણીમાં ભુસ્કો માર્યો.

લુબના જો કે પાળ ઉપરથી ન્હાસી ગઈ હતી, પરંતુ તંબુની પાછળ ઉભેલી કયસની દરેક હીલચાલ જોઈ રહી હતી. પાણીમાં ભુસકો મારતો જોઈ તેણીને ઘણું લાગી આવ્યું. આત્મહત્યા કરવાનો તેને મજબુત ભય લાગતાં, દોટ મારી પાછી તળાવની પાળ ઉપર ગઈ અને કયસને બોલાવવા બુમો પાડી.

કયસે આત્મ હત્યા તો કરીજ હતી પરંતુ તે તારો હોવાથી લુબનાનો સાદ નોંભા પાણી ઉપર આવ્યો પાછો તેનો વિચાર બદલાયો અને તરતાં તરતાં થાકી જઈશ તો ડુબી મરીશ એવો વિચાર કરી ઉંડા પાણી તરફ ધબવા માંડયું. લુબનાએ પાછો કરૂણ સ્વરે સાદ માર્યો, હવે તેનાથી રહેવાયું નહી, પ્રેમદાનું અપમાન તે સાંખી શકયો નહી પાછો વળ્યો, કિનારે આવ્યો ને પાણીની બહાર નીકળી લુબનાની પાસે આવી બોલ્યો "માત્ર તારી, એકની એક આશા ઉપર જીવવું ગમે છે, પણ તારી ઇચ્છા તજી દેવાની થઈ ત્યારે જીવીને મારે કરવાનુંજ શું હતું."

"કયસ!" લુબનાએ કહેવા માંડયું અફસોસ, તું જરાએ બુદ્ધિ વાપરતો નથી. ચતુરાઈથી બુધ્ધિશાળી ઉપાય શોધવાનું બાજુએ મુકી એવો ઉધ્ધત થાય છે કે સફળતાની બંધાતી આશા પણ નાશ પામે છે. તારી લાગણીએ મને પણ નફ્ટ બનાવી છે. કોઇ પણ કુળવાન અરબ બાળાએ નહિ કહેવાના શબ્દો, મારે બોલવા પડે છે, છતાં તને પરવા નથી. વાત વાતમાં તારો મીજાજ જાય છે."

"લુબના!" કયસે કહ્યું "બતાવ જે રસ્તો તું કાઢે તે મારે કબુલ છે."

"તમે મદીના મુનવ્વરા જાઓ" લુબનાએ સમજાવવા માંડયું. ત્યાં જઇ સૈયદના ઇમામ હુશૈનની સેવામાં હાજરી આપો. તેમનામાં મારા પિતાને અતુલ શ્રદ્ધા છે. તમેજ કહ્યું હતું કે તે પવિત્ર શકિતને તમારી માતાએ દુધ પાયું હતું. તેમની પ્રતાપી આજ્ઞા સાથે ગઢાવવા મારા પિતા કદિએ અચકાશે નહી. ત્યાં જઇને સીપારશ કરાવો. તે વગર બીજો કોઇ ઉપાય નથી.

"વ્હાલી લુબના !" કયસે રાજી થઇ બોલવા માંડયું "ઘણોજ સારો ઉપાય શોધ્યો. હવે હું સીધો મદીના મુનવ્વરા જઈશ."

લુબના—"સાંભળતા જાઓ, હવે કોઇની આગળ લુબનાનું નામ લેશો નહી, સાથે ગાંડપણની વાતો પણ કરશો નહી મારી આ બે બેલા-મણોને તજશો તો ખાત્રી સાથે યાદ રાખો કે આખી ઉમર સુધી લુબ-નાનું મ્હોં જોવા પામશો નહી.

"નહી હું કોઇને નહી કહુ" કયસ લુબનાથી છુટો પડતાં બોલ્યો "હવે એક પળ પણ હું અહી રહી શકતો નથી. લ્યો ખુદા નીગેહબાન!" કયસ મદીનાના રસ્તે પડયો અને લુબના તંબુમાં આવી. સાહેલીઓના પુછવાથી લુબનાએ કહયું "વિચિત્ર પુરૂષ છે વાતો કરતાં કરતાં ગાવા માંડે છે, ગાંડો બની તળાવમાં કુદયો અને બહાર આવી ચાલતો થયો."

એક દિવસ કયસની વાટ જોઇ બીજો દિવસ વીતવા આવતાં કયસ પાછો નહી ફરવાથી બની કાઅબની બાનુઓએ તંબુ ઉપાડી ચાલવા માંડયું. લુબનાનું મ્હોં કરમાઇ ગયું હતું અને તેણીમાં ઉદાસીનતાએ વાસ કર્યો હતો. તેણી વિચારમાં બેશુધ્ધ જેવી હતી. ભાવિ શું બતાવે છે તેનો નિરંતર તેણીને ભય હતો.



# પ્રકરણ આઠમું.

## પયગમ્બર (સ૦) ને બારણે.

એ બનાવના ચોથે દિવસે અરબસ્તાનના રેતાળ રણની વાયવ્ય કોણમાં કોઈ અરબ બાનુની મેહમલ મુસાફરી કરે છે. કીમતી અને દમામદાર મેહમલને લઇ જનારી સાંઢણી પણ તેટલીજ ચચળ અને ચતુર જણાય છે અરબોને ગમતો મન પસંદ રંગ કુદરતે તેને બક્ષ્યો છે. તે બાનુની સાથે કેટલાક સવારો પણ હતા. સવારોમાં કેટલાક સેવકો અને ગુલામો સેવા ચાકરી માટે હતા અને સાથેજ કેટલાક બહાદુર અરબો લાંબા લાંબા બરછા સાથે ગાર્ડ ઓફ ઓનર તરીકે પાછળ પાછળ ચાલતા હતા. બાનુની ચપળ સાંઢણી યોવન મદદમાં મસ્ત બની મળેલા માન ઉપર ગૌરવ ભોગવતી મસ્તાની અદા સાથે આગળ વધતી હતી, ત્યારે બહાદુર અરબોના સાંઢીયા, ગંભીરપણે આગળ પાછળ ચાલવામાં પોતા દમામ અને જાહોજલાલનો પ્રભાવ નાંખવામાં પાછળ પડે તેવા નહોતા.

આ ન્હાનો કાફલો રણ વટાવી પહાડની સાંકડી ખીણમાં દાખલ થયો. ખીણ વટાવતાં તે એક આબાદ ઉપવનમાં હતા. ખજુરીના ગગન ભેદી માથાં તળે બ્હોળા વિસ્તારમાં ફેલાયેલું વખડાનું ઝાડ ધુપ અને ધુળથી અટાએલા મુસાફરોને પોતાના આશ્રમમાં વિસામો આપવા આતુર હતું. અહીં આવતાં કાફલો થોભ્યો. સાંઢણી ઉપરથી મેહમલ નીચે ઉતારવામાં આવી. પુરૂષો ઓઢી મેહમલની બાનુ બહાર આવી કુદરતી આવશ્યકતાઓ બજાવી લાવવા નજીકના પહાડી કોતરમાં ગઇ. જરૂઆતોથી પરવારી ખજુરોના થડોમાંથી પડતા પહાડી ઝરણના વ્હેવા પાસે બેઠ લીધી. આ પહાડી ઝરણનું મીઠું પાણી વાદીની ભુમીને સીચીં ફળદ્રુપ બનાવતું હતું. લોંડીઓ બાનુની પાસે જઇ વિસામો લેવા બેઠી અને પુરૂષો બાળાની બીજી બાજુએ ઉતરી પડ્યા.

લોંડીયોમાંની એકનું નામ લુબના હતું. તેણીએ સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચેની જમીનના ગાળામાં દેવતા સળગાવી ભોજન રાંધવાની તઇયારી

કરવા માંડી. શાક તૈયાર થતાં રોટલા ઘડવા માંડયાં. રોટલાથી પરવારતાં તરતજ પોતાની બાનુ માટે સરીદનું તપેલું ચુલ્હા ઉપર મુકયું. લુબનાને આજે પકાવતાં વાર લાગી હતી. સરીદમાં હજુ વાર હતી એટલે બાનુએ એક સ્રી તરફ જોઇ કહ્યું "હવે તો ભુખ ઘણી લાગી છે. લુબનાને પુછો કે કેટલી વાર છે." તેણીએ લુબનાને સાદ પાડયો. "લબ્બયક" સાથે લુબના દોડી ને બાનુની પાસે આવી. લુબના તરફ જોઇ બાનુએ પુછયું.

"ભોજનમાં કેટલી વાર છે!"

લુબનાએ કહ્યું "બાનુ સરીદ તૈયાર થાય એટલી વાર છે" લુબના ચુલ્હા તરફ વળતી હતી એટલામાં પાસે જમીન ઉપર બેઠેલો ગાંડા જેવો એક ચિતભ્રમ માણુસ અચાનક ઉઠયો અને દોટ મારી સ્રીઓની પાસે આવી પુછયું "કયાં છે લુબના!"

લુબનાએ બીજાજ બોઇ ગુંદાઇથી કહ્યું "કોણુ લુબના!"

"મ્હારી લુબના" તે ગાંડો માણુસ બોલ્યો "મારી લુબના સિવાય પણુ કોઇ લુબના છે?" નહી, હરગીઝ નહી! લુબના તો માત્ર એકજ છે, એ થાય કેવી રીતે!"

લુબના શરમાઇ ચાલતી થઇ પરંતુ લુબનાને સાદ પાડનારી સ્રીએ જવાબ આપ્યો. "હા, અહીયાં એકજ લુબના છે બીજી કોઇ લુબના નથી."

"અહીંનો શો અર્થ, કયાંએ અને કોઇ પણુ જગ્યાએ બીજી લુબના હોય એ બનેજ કેમ!" તેણે હવે પ્રેમ ભર્યાં કાવ્યો સંભળાવ-વા માંડયાં. મ્હાંડામાં કદ તરી આવ્યા છતાં કવિતા પુરી થતી નહોતી. વેને આવતો જોઇ બાનુએ મ્હોં પુરખામાં સંતાડયું હતું તેણીએ કાવ્યની દાદ આપવા માંડી. તેણીએ પુછયું. આ કાવ્ય તમારૂં કહેલું છે!"

વાંચકો અમારા આ ગાંડા માણુસને ઓળખી ગયા હશે. આવી આકુળ દશા આપણુા કયસ વગર બીજામાં કયાંથી હોય. બાનુનો સવાલ સાંભળી ગાંડપણુની પેલછામાં તે બોલ્યો "અંતર કેવો! લુબનાનાંજ રચેલા કાવ્ય છે!"

ખડખડ હસી પડતાં બાનુએ કહ્યું "ત્યારે લુબના પોતેજ પોતાની સુંદરતાનાં વખાણુ કરે છે!"

"હાં," કયસે જવાબ આપ્યો "લુબના પોતેજ પોતાનાં વખાણુ
રે છે. અને પોતેજ પોતાની ઉપર આશક છે."

"શાબાશ!" બાનુએ હસતાં હસતાં કહ્યું "ત્યારે તમારૂં નામ
શું છે?"

બાનુ છેલ્લો શબ્દ પુરો કરે તે અગાઉ વચ્ચેજ બોલી ઉઠ્યો લુબના!"
ધી સ્ત્રીઓ ખડખડ હસી પડી.

"ત્યારે તમે ક્યાં જાઓ છો?" બાનુએ પુછ્યું.

"લુબના પાસે." કયસ બોલ્યો.

"લુબના!" બાનુએ કહેવા માંડ્યું "તેણી તો તમારી પાસેજ
ભી છે."

"હું તો સાંભળી આવ્યો છું કે તેણી મદીના તૈયબામાં મળવાની
." કયસે અજાયબીથી ચોમેર નજર ફેરવતાં કહેવા માંડ્યું "પરંતુ
ફસોસ માર્ગમાં કોઇ સોબતી નથી. સદભાગ્યે હવાનો પ્રવાહ રજકણો
થે ભેળવી મને ઉપાડી લઇ પયગમ્બરે ખુદા (સ૦)ના બારણે નાંખી
. એજ આશામાં મુઠીઓ ભરી માટી ઉછાળું છું પરંતુ પવન માટી
ઇ જાય છે અને મને મુકી જાય છે.

"ત્યારે તમારો વિચાર મદીના શરીફ જવાનો છે." બાનુએ કહ્યું.

"હા ત્યાંજ" કયસે ચલાવ્યું "તેજ મારૂં લક્ષ્યબીંદુ છે. ત્યાંજ
ાલી લુબનાને મળવાની આશા છે."

"તેણીની નીશાની બતાવશો?" બાનુએ સ્વભાવિક રીતે પુછ્યું
કઇ લુબના છે, કયા કબીલા અને કયા કુટુંબનો શણગાર છે?"

"તેજ" કયસે જવાબ આપ્યો "જેને જગત આખું નમન કરે છે."

"એવી કોઇ લુબના જઝીરતુલ અરબમાં નથી" બાનુએ બોલવા
ડ્યું "અહીંયાં તો બધા એકજ ખુદાના ઉપાસક વસે છે. ખુદા સિવાય
ને સીજદો કરવામાં મહાપાપ માને છે. તેમ કરવું અહીંના લોકો
ે હરામ છે અને શીરક છે. એવીજ લુબના શોધતી હોય તો રોમ
ના દેશમાં અથવા ઇરાનીયનોના બની અહમરમાં જઇને શોધો."

"પરંતુ" કયસે કહેવા માંડયું. "તે તો મને ખુદાને માનનારા તોહીદના પરસ્તારોમાંજ મળવાની છે."

"એમજ હોય તો તમે અમારી સાથે સાથે આવો." બાનુએ કહયું "અમારે પણ તે પવિત્ર ભુમિ તરફજ જવાનું છે. અમે પયગમ્બરે ખુદાની પવિત્ર કબર આગળ પહોંચાડી દેવાનો ઇકરાર કરીએ છીએ."

"સદભાગ્ય" કયસે અતિ ઘણા આનંદમાં મલકાતાં કહેવા માંડયું ત્યારે તમારી મેહમલ મારા લેખે મેહમલે લુબના છે. તમારી સાથે ધુળના ગોટા બની ઉડતો આવીશ."

"મને તો માફજ રાખો." બાનુએ શરમાતાં સમજાવ્યું. "હું લુબના નથી, મારૂં નામ મૈતા છે. વળી મારી સાથે તમારે પેદલ પણ ચાલવું પડશે નહી. માણુસો સાથે તમને ઉંટ ઉપર બેસાડીને લઇ જઇશ."

"આટલી મહેરબાનીની કંઇ જરૂર!" કયસે કહયું "મારો ઉંટ હતો તેજ મેં તો એક બદવીને આપી દીધો. તે બદવી પરમ દિવસે ઝાડ તળે બેસી પેટમાં ભોંકાએલા કાંટાની વેદનામાં પીડાતો હતો. તે ગરીબના પગમાં ફોલ્લા પડયા હતા. મેં તો નિશ્ચય કર્યો છે કે પ્રેમ જગતમાં મારે પેદલજ ચાલવું. વ્હેતી રેત સાથે મળી પવન ઉપર સવાર થઇને મારે મદીના મુનવ્વરા પહોંચવું જોઇએ. છતાં પણ મને ખબર નથી કે મારૂં લક્ષ્ય સ્થાન કઇ દિશાએ છે. હવે તમારી મેહમદ મારા પગીની જગ્યા લેશે અને તેની પાછળ વંટોળીયું બની હું મારા ધ્યેય લગી પહોંચી જઇશ."

"તમે માલીક છો," બાનુ બોલી "અમે તો નારાજજ થશું પણ તમારી ઇચ્છા કોઇનો કોઇ ઉપર અધિકાર નથી." બાનુએ પાસે ઉભેલી લુબનાને ભોજન જલદી બનાવી લાવવા તાકીદ કરી પાછી કયસ સાથે વાતે વળગી "ચાલો હવે તો કંઇક વધુ સારૂં કાવ્ય સંભળાવો." કયસનો તો હવે ધંધોજ કાવ્ય હતો. તેને તો એ ભાવતુંજ હતું. ઉત્સાહપુર્વક અંતરના ઉમળકા કાવ્ય વાટે તેણે બહાર કાઢવા માંડયા હવે તો તેણે હદજ વાળવા માંડી. હ્રદયના શુદ્ધ ઉદગારોએ સાંભળનારીઓ ઉપર ભારે અસર કરી. બાનુ આશ્ચર્ય થઇ બોલી "તમારો સંગાથ ભારે આનંદમાં વીતશે. તમારી તે વ્હાલી લુબનાના સમ છે, તમારૂં નામ બંતાવો."

તમે કયા કબીલાના છો ?"

"આહ !" નિશ્વાસ સાથે આંખોમાં ઝાંઝવાં આવી ગયાં તે દુઃખી દિલે બોલ્યો "આવા સખત સોગન ! આતુ મારૂં નામ કેસ બીન ઝરીહ છે અને મારા કબીલાનું નામ બની ઉઝરા છે."

"ત્યારેજ" બાનુએ કહ્યું 'ઉઝરી લોકો સિવાય પ્રેમની આવી લગની કોનામાં હોય ? હવેજ વિશ્વાસ થયો કે લુબના પણ ઉઝરીજ હશે." છેલ્લા શબ્દો તેણે મનમાંજ કહ્યા. બાનુએ ભોજન પીરસવા હુકમ કર્યો. સ્ત્રીઓ સાથે પુરૂષને ખવાડવાનો અરબોમાં રીવાજ નહોતો છતાં પણ તેની ભોળી વાતો એ એટલી અસર કરી હતી કે તેને સ્ત્રીઓ સાથેજ જમાડવામાં આવ્યો. ખજુરીની બીજી બાજુએ બેઠેલા પુરૂષો આ બધું હેરતથી જોઇ રહ્યા હતા.

જમ્યા પછી થોડોક વીસામો લઇ ચાલવાની તૈયારી થઇ. બાનુએ મેહમલમાં બેઠક લીધી અને મેહમલ સાંઢણી ઉપર કસવામાં આવી. સાથેના બધા માણસો પોતપોતાની સવારીએ ચઢ્યા. સારબાનોએ મદીના તરફ કાફલો હંકાર્યો. બધા માણસોએ ઉંટ ઉપર બેસવા કૈસને સમજાવ્યો પણ તેણે કોઇની વાત માની નહી. બાનુ ઉંટ સાથે તે પેદલ ચાલવા લાગ્યો બે ચાર ડગલાં ચાલ્યા પછી ગાંડપણની સણક આવી અને કવિતા ગાવા માંડી. કાફલાના માણસો ઉપર તેના ગીતની ભારે અસર થઇ એટલુંજ નહી પણ હુદા—ઊંટ ગીતથી ઊંટ ઉપર થતી અસરથી પણ વધારે પ્રભાવ કયસની ગજલોએ ઉંટ—પશુ ઉપર નાંખ્યો. આનંદમાં આવી ઉંટ પણ બ્હેકી જતા ગીત સાંભળવાની ધુંનમાં આગળને આગળ વધ્યા જતા.

સૈયાહની આ મુસાફરી અત્યાં આનંદ અને મોજમાં પુરી થઇ. આ ન્હાનો કાફલો આઠમા દિવસે મદીનામાં દાખલ થયો. બાનુ પોતાને ઘેર જયા વગર અને પોતાના સંબંધીઓને મલ્યા અગાઉ કયસને સાથે લઇ હરમે નબવીમાં આવી. તેણીએ અદબ સાથે કહ્યું "અસ્સલામઅલયકુમ યા રસુલુલ્લાહ (સ.)" અને કયસને સમજાવતાં કહ્યું "લ્યો, આ પયગમ્બર (સ.) સાહેબનો રોઝો છે. ભુમંડળની આ સ્વર્ગ છે. અહીંયાંજ તમારી ઇચ્છા પુરી થશે." કયસને પોતાના ઘરનું ઠેકાણું સમજાવી બાની છુટી

પડી. કયસ હવે બેહાલ હતો, તેની આંખોમાં ચોધાર આંસુનાં પાણી વ્હેતાં હતાં, તે શુદ્ધ અંતઃકરણથી રડી રડી ફરીઆદ કરતો હતો. થોડીજ વારમાં તેણે હરમે નબવીને પોતાની કરૂણ પ્રચ્છાઓની ખુલ્લી ફરીયાદથી ગજાવી મૂક્યું. સેંકડો માણસો તેની કરૂણ ફરીયાદ સાંભળવા એકત્ર થયા."

તે કહેતો હતો "યા રસુલુલ્લાહ! મારી મદદ કરો; અલગયાસ—અલગયાસ—યા રસુલુલ્લાહ!" થોડીક વાર સુધી અલ—ગયાસનો જાપ જપ્યા પછી તેણે મૌન ધારણ કર્યું. કંઇક વિચાર આવતાં તેણે પોતાની કુદરતી ઢબે પ્રેમ ગીત ગાવા માંડયાં બ્હાવરો કયસ બેભાન હતો. ગીત ગાવામાં હરમે નબીની મર્યાદા અને લોકાચારની બધી શરમ ઉઠાવી અભેરાઇએ મુકી હતી. કયસની આ વર્તણુંક એક સહાબી પયગમ્બરના મિત્રથી સહન થઇ નહી. તેઓ કયસની પાસે આવ્યા, ક્રોધ ભરી રાતી આંખે તેને પગથી માથા સુધી જોયો અને કહ્યું "તાદબ-તાદબ—અદબ—અદબ! હરમે નબવીમાં આવી બે અદબી! હઝરતના મઝાર સામે જોરથી વાત કરવી પણ ઉદ્ધતાઇ છે, અમર્યાદા અને અધમતા છે!"

આંખોમાંથી આંસુ સારતાં ખોખરા અવાજે કયસ બોલ્યો "ત્યારે શુ નબી (સ૦) સાહેબના ઉબરા ઉપર મને ફરીયાદ કરવાનીએ નથી મજો?"

"આવા ઉદ્ધત લોકોની ફરીઆદ સાંભળવામાં આવતી નથી." તે સહાબીએ ગુસ્સામાંજ કહેવા માંડયું. "ચાલ્યો જા, દુર થા બેહયા, અહી તારી જગ્યા નથી. આ સરવરે કાયનાત—મનુષ્યોના સરદારની—દેવઢી છે. અહીયાં કામાંધપણાના ઉદગાર અને આશકીનાં ગીત ગાવાનાં હુકમ નથી." ચોમેર ઉભેલા માણસો તરફ જોઇ સહાબીએ આગ્નળ ચલાવ્યું "કાઢી મુકો," ઇશારો થતાં લોકોએ તેને ધકકા મારી બહાર કાઢવા માંડયો. પરંતુ કયસે કશુંએ સાંભળ્યું નહિ. તે જમીન ઉપર આળોટી પડયો. વાત એટલે દરજ્જે પહોંચી હતી કે લોકો તેના હાથ પગ ઝાલી ઉઠાવીને બહાર ફેંકી દે. પરંતુ તેને કશાની પરવા હતી નહી બુમો પાડી પાડીને તે અંતર વેદનાની ફરીયાદ કરતો હતો. તે કહેતો હતો "અગસની યા રસુલુલ્લાહ! અગસની યા રસુલુલ્લાહ!!



# પ્રકરણ નવમું.

## ધર્માત્માનાં દર્શન.

પવિત્ર રોજા સામે ઉશ્કેરાયેલા ટોળાને જોઇ એક પવિત્ર મર્યાદીન ધર્માત્મા પુરૂષે દેખાવ દીધો. તે પવિત્ર આત્માએ લોકોને ધમકી આપતાં કહ્યું "હાથ પગ મુકી દયો."

કેટલાક લોકોએ અરજ કરી "યા ઇબ્ને. રસુલ—રસુલ (સ૦)ના ફરજંદ! એ અદબ અને ઉદ્ધત બહવી છે. માન ભરી કબર આગળ બુમો પાડવી શું ઓછી બે અદબી છે! આ ઉદ્ધત બદુ નફટાઇ સાથે કામવાસનાથી અલંકારેલાં આશકી માશુકીનાં ગીત ગાય છે! આ બદુ ઉપર કદી પણ રહેમ થવો જોઇતો નથી."

"જરા થોભો" તે પવિત્ર વ્યક્તિએ કહ્યું "હું તેને સમજાવું છું. કયસની પાસે આવી તે મહાત્માએ કહ્યું. "કેમ ભાઇ! તારી શું ફરીયાદ છે." સાથેજ તેના મ્હોં તરફ જોતાં આશ્ચર્ય સાથે મહાત્માના મ્હોંમાથી નીકળ્યું. "ભાઇ! વ્હાલો, કયસ બીન ઝરીહ!" કયસના કાનમાં પ્રભાવશાળી પુરૂષના માયાભર્યાં શબ્દો પહોંચતાં તેણે આંખો ઉઘાડી જોયું, તે ગભરામણમાં ઉભો થયો, તે બે અખત્યાર દોડી મહાત્માના પગમાં આળોટી તરફડવા લાગ્યો.

"કયસ" મહાત્માએ કયસનો હાથ પકડી ઉભો કર્યો અને ગળે મળતાં કહેવા માંડયું "આ શું દેખાય છે. તારી આવી દશા કેમ! અરે! હું તને કેવી સ્થિતિમાં જોઇ રહયો છું."

"યા ઇબ્નેરસુલ" કયસે આજીજી સાથે કેહયું "વ્હાલા સરદાર, મૌલા નબ હુસેન, તમારા પવિત્ર ચર્ણોના દર્શન સાથે બધી આશાઓ સફળ થઇ છે. મારા લેખે આશાના દરવાજા ખુલ્લા થયા છે અને સફળતાની રસીલી મુદ્રા સામે દેખાય છે."

ઇમામ હુસેન—"તમારી બધી ઇચ્છાઓ પુરી થશે. પરંતુ આ

મુસીબત અને વેદના ક્યાંની છે."

"યા હઝરત" કયસે નમ્રતાથી ઉત્તર આપ્યો." પયગમ્બર (સ). સાહેબની દેવડી આગળ ફરીયાદ કરતો હતો કે મારી દુઆ કબુલ થાય અને તમે મારી ઉપર મહેરબાન બનો. બસ એજ ઇચ્છા હતી અને ખુદાએ તે પુરી કરી છે.

ઇમામ હુસેન—"પણ તારા ઉપર આશું વીતી!"

"યા સરદાર" કયસે કહ્યું" અનિવાર્ય આફતમાં સપડાયો છું. જીવતરથી કંટાળ્યો છું અને મોત માગું છું."

ઇમામ હુસેન–"પણ તે કેમ?"

"યા મૌલા!" કયસે અંતરની ઇચ્છાઓ પ્રગટ કરતાં કહ્યું "તમારો દાસ પ્રેમ જગતના બીકટ બયાબાનમાં ફસાયો છે. ઇચ્છા પુરી થવાની આશા નથી કે નથી છુટકો કરતી ભાર રૂપ જીંદગી! કમનસીબ પ્રેમના પ્રતાપે સેંકડો જખમ ખાધા, કાપીને નાંખી દેવાયો, મરણ છેલ્લી ઘડીએ પહોંચ્યો, પણ ન આવી–તે મોતનાજ આવી." પ્રેમ જવાળાએ પાછો તે બળવા લાગ્યો, પ્રેમદા અશઆરમાં બનાવેલી ગઝલ રડતાં અને નિશ્વાસ નાંખતાં ગાવા મંડ્યો. મન ઉપરનો કાબુ ખોઇ દીધો. ઇમામ હુસેને તેને હરમથી દુર લઇ જઇ કહેવા માંડ્યું "અહીંયાં, બુમો પાડવાની, શોરબકોર કરવાની, ઉઠ્ઠ બની પરવશ થવાની કે પ્રેમનાં ગીત ગાવાની સખત મનાઇ છે. મારી સાથે ઘેર ચાલો અને નીરાંતે બધી હકીકત સમજાવો.

ઇમામ હુસેન કયસને લઇ ઘેર આવ્યા. ઉદાર અને ઉત્સાહ સાથે પરોણાગત કરી. કેસની મનોદશા શાંત થતાં તેની હકીકત કહી સંભળાવવાની ઇચ્છા બતાવી. આધ્યાંતિ શબ્દે શબ્દ બધા બનાવો એક પછી એક ગણી બતાવ્યા. છેવટમાં તેણે કહ્યું.

"યા સૈયદના! લુબના મારા અંતરમાં બેસી–પેસી વેદના કરી રહી છે. પણ આજ પણ અંતરથી જુદી થતી નથી. પરંતુ હાથ બંધાયતાં, તેનું તદ્દ આબેબેહુ ચિત્ર પણ મારી આગળથી ન્હાસી જાય છે.

ઇમામ હુસેન—"તેણી તમારી સાથે પરણવા રાજી છે!"

"રાજી છે, યા મૌલાએ રાજી છે!!" કયસે આનંદ ઉછળી કહેવા માંડયું "બલ્કે ખુદ તેણીએજ મને તમારી સેવામાં મોકલ્યો છે. પરંતુ આહ! તેણીના કુટુંબ અને કબીલાવાળા તરફથી મજબુત ભય છે કે મારી માંગણી કબુલ કરવાનું પસંદ કરશે નહી."

ઇમામ હુસેન—"ત્યારે તે લોકોને કેવી રીતે રાજી કરી શકાય?"

"એક વખતની" કયસે કહ્યું તમારી આજ્ઞાજ બસ છે. લુબનાએ મને કહ્યું છે કે જો તમો નામદાર તરફથી સીફારિશ કરવામાં આવે, તો તેણીનો બાપ, બની કાઅબનો સરદાર અને શેખ અવશ્ય કબુલ કરશે."

ઇમામ હુસેન—"તમે મારા ભાઇ છો એટલે તમારા હિત માટે બધું સહન કરવા તૈયાર છું.

"યા મખ્ને રસુલુલ્લાહ! આંખોમાંથી આંસુ રેડતાં કયસે ઉપકાર માનવા સાથે આગળ ચલાવ્યું" મારાં માત પિતાને મેં સમજાવ્યા પણ મને બની ઉઝરામાંથીજ કોઇ બાળા સાથે લગ્ન કરવા કહેવામાં આવ્યું. આહ! ચોમેર મને નિરાશાનું ભયાનક ચિત્ર દેખાયું હતું પણ તમારી આશાવંત આશિષે મારા વેરાન બગીચામાં મીઠું પાણી સીંચવા માંડયું છે. મારાં મા બાપ તમારી ઉપર કુરબાન થાઓ!! મારી જીવન દોરી હવે તમારાજ હાથમાં છે. ઇચ્છા પુરી થતાં આખી જીંદગી તમારી ગુલામીમાં ગાળીશ અને જો તેમ ન બન્યું તો નિરાશાના અરણ્યમાં તરફડી હીણુ ભાગી ભાવિ સાથે લુબના ઉપર કુરબાન થઇશ."

ઇમામ હુસેન—"એવું તો નહીજ બને. તમારા હિત સારૂ બધા ઉપાયો કરી છુટીશ. કાલેજ હુબાબ કાઅબી સાથે તમારી મુલાકાત કરાવીશ અને મારાથી બનશે ત્યાં સુધી લુબનાને તમારા નિકાહમાં મુકવા પ્રયત્ન કરીશ."

કયસના આનંદનો હવે પાર નહોતો. તરતજ તે ઇમામ હુસેનના પગ આગળ તુટી પડયો. પોતાની આંખો મહાત્માનાં પવિત્ર તળવાં સરસી ચાંપી અને બોલ્યો "તમારા પ્રતાપે બધાએલી મારી આશાઓ ખરેખર સફળ નીવડી છે."

રાતેજ ઇમામ હુસૈને સફરની તૈયારી કરાવી બીજી સવારે પરોઢીયામાંજ કયસને સાથે લઇ બની કાઅબ તરફ ઊપડી ગયા. કયસના

જોશ અને જુસ્સામાં હવે કંઇક ઘટાડો થયો હતો. બેતાબી અને બેમજાવાળા કંઇક ઓછી ટાઢી પડી હતી. સભ્ય શહેરી બની માન ભરી મુસાફરી કરતો હતો. સીફતે અસગર (ઇમામ હુસેન)નાં આશા વચનો સફળતાનો વિશ્વાસ આપતાં હતાં. નિરાશામાં આત્મહત્યા કરનારો એક વખતનો ઓપણો કયસ હવે પ્રેમદાને મળી સુખી જીવન ગાળવાની ખાત્રીમાં બમણા જોશે અને બળને રેતીનું રણ વટાવ્યે જતો હતો. આનંદી મુસાફરીની હવે છેલ્લી મંઝીલ હતી. કેસ હવે બની કઅબની ભૂમિમાં હતો. સામેથી બની કાઅબના તંબુ દેખાયા તંબુ અહીંથી પા માઇલ હતા. ઇમામ હુસેન (૨) ઘોડા ઉપરથી ઉતરી પડયા. બન્ને ભાઇ પેદલજ ચાલવા લાગ્યા. કયસના સદ્‌ભાગ્યે તે દિવસે બધા પુરૂષો તંબુઓમાંજ હતા. કબીલાના એક માણુસે ઇમામ હુસેનને આવતા જોઇ તરતજ કબીલાના શેખ હુબાબને ખબર આપી. કબીલાના કેટલાક આબરૂદારોને સાથે લઇ, ઇમામની અચાનક પધરામણીથી હેરત સાથે આવકાર આપવા આવ્યો. પાસે પહોંચતાં માન સત્કાર સાથે સલામ બજાવી, પુછયું "યા હઝરત! એકા એક આજે કૃપા દ્રષ્ટી સાથે અમારી જમીનને પવિત્ર પગલાથી કૃતાર્થ કરી અમારી આબરૂમાં વધારો કર્યો છે. ધન્ય ભાગ્ય તે કબીલાનાં જેની વચ્ચે પયગમ્બર ખુદા (સ૦)ની પવિત્ર ઓલાદનાં કદમ આવ્યાં હોય!"

ખાસ તમારીજ પાસે આવ્યો છું" ઇમામ હુસેને હુબાબને કહ્યું.

"નામદાર! તમને રાજી રાખવાની અમારી ફરજ છે, ધિક્કાર હોજો તે ઇન્સાન ઉપર જે તમારા હુકમનો અનાદર કરી તમને દુઃખી કરે. તમો નામુદારને આ ઉનાળામાં અહીં સુધી આવવાની ફરજ પાડનાર વળી કયું અગત્યનું કામ છે. તમારે આટલી તકલીફજ શાને લેવી જોઇએ!"

ઇમામ હુસેન—"તંબુમાં બેસી નીરાંતે કહીશ."

"ત્યારે સાહેબ! આપ સવાર થાઓ."

ઇમામ હુસેન—"નહી, સવારીની જરૂર નથી." બધા માણુસોની સાથે વાતો કરતા હુબાબના તંબુએ પહોંચ્યા. તંબુમાં બેસી, કેસ તરફ ઇશારત કરી કહ્યું "આ માણસને ઓળખો છો?"

"હા નામદાર! ઓળખું છું." હુબાબે જવાબ આપ્યો. તે

આબરૂદાર ઉમરી કવિ છે. અમારે ત્યાં પરોણા તરીકે રહી ગયા છે. સાંભળ્યું હતું બની આમીરના તળાવની પાસે કોઈ કબીલાની સ્ત્રીઓ તેને સખત ઘાયલ કરી નાંખી ગઇ હતી. અમારી સ્ત્રીઓ સદભાગ્યે પાણી લેવા ગઇ હતી તેણીઓએ માવજત કરી ઉંટની પડીએ ખબરગીરી કીધી હતી તે સાજો થયો ત્યારેજ અમારી સ્ત્રીઓ ઘેર આવી હતી.

ઇમામહુસેન—"અરબના આબરૂદાર કુટુંબોમાં તેની ગણત્રી કરી શકો કે નહી?" "બેશક આબરૂદાર છે." "હુબાબે જવાબ આપ્યો" "બની ઉઝરા માટે કોને માન ન હોય!

ઇમામ હુસેન—" બીજી પણ એક વાત સાંભળો, તેની તમને ખબર નહી હોય આ જવાન મારો દુધભાઇ છે."

"ત્યારે તો." હુબાબે કહ્યું "તે નામદાર અમારા ધણી અને સરદારજ છે."

ઇમામ હુસેન—"તમે તેને આબરૂદાર અને કુળવાન ગણો છો ત્યારે હવે મારા આવવાનું કારણ અને મારી માગણી સાંભળો તમારી બેટી લુબના તેના નીકાહમાં સોંપો એવી મારી ઇચ્છા છે."

'મને કશીએ વાંધો નથી." કોઇ જાતના સંકોચ વગર, અદબ સાથે હુબાબે કહ્યું. છતાં તે વિચારમાં પડયો. ઇમામના હુકમનો અનાદર કરી શકયો નહી પરંતુ કેસને પોતાનો જમાઇ બનાવવાની તેની ઇચ્છા નહોતી.

ઇમામ હુસેન—"કેમ ઉદાસી કેવી, કંઇ કહેવાનું છે?"

"મારી શી વિસાત કે તમો નામદારની ઇચ્છાનો અનાદર કરૂં અમને ગમે કે ન ગમે છતાં ઇમામના હુકમને વશે થઇ લુબના તો તે જવાનને સોંપારોજ."

ઇમામ હુસેન—"નહી, કંઇ વાંધો હોય તો કહો, શરમાશો નહી."

"આ ઇબ્ને રસુલુલ્લાહ!" હુબાબે કહ્યું "આપ નામદાર માંગણી કરો તેને બદલે તે જવાનના માતપિતા અને કબીલા તરફથી માગણી થવી જોઇતી હતી, અરબોમાં તેવોજ રીવાજ પરંપરાથી ચાલતો આવે છે છતાં પણ તમારા હુકમને શરણ થવામાં મારી સાનભરી [illegible]

તમારે તકલીફ ઉઠાવી આવવાની કશીએ જરૂર હતી નહી, કોઇ માણસ સાથે કહેવાડવું જ પુરતું હતું."

ઇમામ હુસેન—"તમો ખાત્રીથી કહો છો આવું પયગામ કયસના માતપિતા તરફથીજ આવવું જોઇએ પણ ઝરીફ તરફથી પયગામ આવતાં તમે વગર સંકોચે કબુલ કરશો ને ?"

"પયગામનીએ જરૂર નથી" હુબાબે કહ્યું "આપ નામવરનો હુકમ બસ છે તમારા હુકમનો અનાદર થાયજ કેવી રીતે."

વાત બધી નક્કી થતાં ઇમામ ઉઠયા અને તંબુની બાહેર આવી, પાછા ફરવાનો વિચાર જણાવ્યો, હુબાબ અને કબીલાવાલાએ પરોણાગત કબુલ કરવા અરજ કરી પરંતુ ના પાડતાં ઈમામે કહ્યું "હવે તો મારા બાઇના નીકાહ પઢાવી તે દીવસે તમારી સાથે બેસીને ભોજન લઇશ." હુબાબે અરજ કરી "આપ નામવર થોભો અને અમારી પરોણાગત કબુલ રાખવાનું માન આપો, હું અત્યારેજ નિકાહ પઢાવી આપું છુ." ઇમામે એટલી ઉતાવળ પસંદ કરી નહી ઇશારત થતાં ઉંટ આવ્યો સવાર થયા અને કેસને પાછળ બેસાડયો બધાથી રજા લઇ સલામતીની આશીષ આપતા રવાના થયા.

થોડી દુર મદીના મુનવ્વરાના રસ્તે ચાલ્યા હતા કે ઇમામે દીલગીરી અને ઉદાસીનતામાં લીન થએલો જોઇ હેરત પામી કહ્યું "કયસ ! આ ઉદાસી શાની ! હુબાબે પોતે કબુલ કરી ચુકયો છે હવે શાની ફીકર છે !" "યા મૌલા !" કયસ દીલગીરી સાથે બોલ્યો "વાત હવે મારા માતપિતાની છે તે કદી પણ મારી આ ઇચ્છા પુરી કરશે નહી."

ઇમામ હુસેન—"પણ, કંઇ કારણ ?"

"કારણ તો હું બતાવી શકું નહી" કેસે ચિન્તાસહિત ચલાવ્યું "પરંતુ તેઓને સમજાવવા અને મનાવવા કરી મારી ઇચ્છાનુસાર પેગામ મોકલવા મેં ઘણીએ કોશીષ કરી હતી, છતાં તેઓએ મારી વાત માની નહી સાથ કબીલાની કોઇ છોકરી સાથે મારી સગાઇ કરવામાં આવી છે."

ઇમામ હુસેન—"એમ છે, તેઓને હું રાજી કરી લઇશ ત્યારે તો ચાલો આપણે બધી ઉજરા તરફ જઇએ."

ઇમામે ઉંટને બની ઉઝરા તરફ ફેરવ્યો આ કબીલો ૭ મંઝિલ હતો રસ્તામાં પડતા જુદા જુદા કબીલાની પરોણાગત લેતા ઇમામ સાતમે દીવસે બની ઉઝરાના તંબુઓ નજીક જઇ પહોંચ્યા બપોરનો સમય હતો, સુરજના સખત તાપથી રેત અને જમીન અંગારા જેવી તપી રહી હતી ઉનાળાના ઉકળાટથી કાયર થએલાં પશુ પક્ષીઓ ઝાડનાં અને પહાડની ખીણોમાં શાંતીના શ્વાસ લેતા પડયાં હતાં. એક માઇલના અંતરેથી બની ઉઝરાનું તંબુ જોઇ ઇમામ ઉંટ ઉપરથી તપતી રેત ઉપર કુદી પડયા પગમાંથી જોડા પણ કાઢી નાંખ્યા અને બની ઉઝરા તરફ ચાલ્યા કયસથી ઇમામનું આ દુઃખ સ્હેવાયું નહી, તે બોલ્યો "યા ઇમામ ! આ બળતી રેતી ઉપર તમે ઉઘાડાજ પગે ચાલશો ! "

ઇમામ હુસેન—"હા, ઉઘાડાજ પગે ચાલીશ અને જયાં સુધી તમારાં માતપિતા મારી માગણી નહી કબુલે ત્યાં સુધી જોડા પહેરીશ નહી."

"યા હઝરત ! " કયસે ઇમામને પડખે જઇ કહેવા માંડયું " હું મારી નીરાશાને આશા વાદી નથી કરવા માગતો, અને હુબના નથી જોઇતી આવા વખતમાં તમે ઉઘાડા પગે ચાલો ! મારાથી આ નથી જોવાતું મારા માટે આટલું દુઃખ ! "

ઇમામ હુસેન—"બસ., વધારે બોલવાની જરૂર નથી પાછળ પાછળ આવો."

ઇમામના આગમનની ખબર પડતાં બની ઉઝરાના કબીલાવાળા દોડતા ઇમામની સામે આવ્યા ઉનાળાના સખત તાપમાં તપાએલી જમીન ઉપર ઇમામને ઉઘાડા પગે જોઇ બધાએ જોડા કાઢી નાંખ્યા અને ઇમામને જોડાં પહેરવા અરજ કરી.

ઇમામ હુસેન—"તમારા તંબુમાં બેસી મારી ઇચ્છા પુરી નહી થાય ત્યાં સુધી જોડા નહી પહેરવાનું મેં પણ લીધું છે એક પવિત્ર કામ માટે આવ્યો છું અને તે ઉઘાડા પગે બજાવી લાવવાનો મેં નિશ્ચય કર્યો છે.

આપની દરેક ઇચ્છા પુરીજ થશે." બની ઉઝરાના લોકોએ હાથ જોડી અરજ કરી "પરંતુ મુબારક કદમોની આગળ અમારાં હૃદય બીછાવી

રહી છે જે આશા હોય તે અત્યારે અને અહીંજ બજાવી લાવતા અમે હાજર છીએ અમે બધું સહન કરી લઇશું, પરંતુ નબી (સ.) સાહેબના નવાસાનું દુઃખ અમારાથી સહન નહી થાય."

ઇમામ હુસેન—"તમો તંબુમાં બેસીને આરામ કરો."

બધા લાચાર થયા અને ઉઘાડા પગે ઇમામની પાછળ પાછળ તંબુઓ તરફ ચાલ્યા પડાવમાં પહોંચતાં ઇમામે પુછ્યું "કયસના બાપ ઝરીહનો તંબુ કયાં છે." ઝરીહ સાથેજ હતો, હાથ જોડી સામે આવ્યો અને ઈશારત કરી પોતાનો તંબુ બતાવ્યો ઇમામ તે તરફ ચાલ્યા, તંબુમાં પ્રવેશ કરી બીછાણા પાસેની ખુલ્લી જમીન ઉપર ઉભા રહી ઝરીહને કહ્યું "ઝરીહ ! હું ખાસ તમારીજ પાસે આવ્યો છું વિશ્વાસ છે કે મને સંતોષ આપવામાં તમે સંકોચ નહીજ કરો." ઝરીહનો બેટો કેસ પણ ઇમામની સાથે હતો. ઇમામની પધરામણીનો ભાવ તે પામી ગયો ઇમામની ઇચ્છાઓને નિરાશ કરવાની કોનામાં શકિત હતી ઝરીહે અરજ કરી "યા ઇમામ ! તમારી દરેક ઇચ્છા મારા જીવના ભોગે પણ પુરી કરવામાં આવશે પછી ભલે તે મને કે મારા કુટુંબને રૂચતી હોય કે ન રૂચતી હોય !"

ઇમામ હુસેન—"મારી ઇચ્છા તો રાજી ખુશીથી કામ કરવાની છે રૂચી કે બળજોરીની વાતજ કયાં છે તમે રાજી ખુશીથી મને સંતોષો નહી ત્યાં સુધી હું તમારા બીછાણા ઉપર બેસવાનો નથી કે પહેરવાનો નથી નાસ્તેન-ખોડા."

"નામદારનો હુકમ !" ઝરીહે હસતાં હસતાં કહ્યું "હું આનંદ અને ખુશીથીજ કબુલ કરીશ મારા એવાં ભાગ્ય કયાંથી કે ઇમામ મારી પાસે કંઇક માંગે !"

ઇમામ હુસેન—"કયસના સગપણ હુબ્બના સાથે કરવા માટે બની હુબ્બના સરદાર હુબાબ પાસે તમે પેગામ મોકલો એવી મારી ઇચ્છા છે મેં સાંભળ્યું છે કે તેમ કરવાની તમારી ઇચ્છા નથી પરંતુ તમને વાંધો હોય તે જણાવો."

"મારી ઇચ્છા ખ્વીલાભોજ કયસનાં લગન કરવાની હતી છતાં તે

લુબના પાછળ ગાંડો થયો છે અને તમે નામવર સીફારિશ કરો એટલે મારાથી ના પડાયજ કેમ ! કયસની ખુશીમાંજ કુદરત મને આનંદ આપે એજ મારી ઇચ્છા છે.”

**ઇમામ હુસેન**—“આવી બાબતોમાં બાળકોને તેમની ઇચ્છા ઉપર મુકવાજ ઠીક છે, કારણ કે જીંદગી સુધી તેમનેજ ભોગવવાનું છે અને તેમની ઇચ્છા પ્રમાણે થવાથીજ તેમની દુનિયા સ્વર્ગમાં બદલાઇ શકે છે.”

“આપનો હુકમ બજાવવો એ મારી ફરજ છે,” ઝરીહે શાંતપણે જવાબ આપ્યો “પરંતુ હવે બેસીને તમે વિસામો લ્યો આ પવિત્ર પગનાં તળવાં બળતી રેતમાં બળત્રાની અસહ્ય વેદના વેઠી આવ્યાં છે.”

**ઇમામ હુસેન**—“કાલે મારી સાથે આવી હુબાબને પયગામ આપવાનું વચન આપો.”

“ઘણીજ ખુશીથી હું આવીશ અને પેગામ દઇશ” ઝરીહે કબુલાત આપી.

સંતોષકારક જવાબ મળતાં ઇમામ હુસેન (ર.) બેઠક લીધી કબીલાના બધા માણુસો એક પછી એક આવ્યા અને સલામ કરી અદબ સાથે પવિત્ર ઇમામનાં દર્શન કરવા લાગ્યા સંધ્યા થતાં મગરેબની અઝાન દેવાઇ, ઇમામ હુસેન (અલ૦) એ નમાઝની પ્રાર્થના બજાવી રાત્રે ખાઇ પીને બધાં સ્ત્રી પુરૂષો ઝરીહના તંબુ આગળ એકઠાં થયાં ઇમામે તે બધાની વચ્ચે ઉંચી બેઠક લઇ ધર્મ બોધ આપ્યો દયા અને ખુદામાં અવિચળ શ્રદ્ધા રાખવા સમજાવ્યા. રાતનો વેગ વધતો હતો, નિદ્રા દેવીના સામ્રાજ્યે પ્રભાવ નાંખવા માંડયો વાએઝ બંધ થઇ ઇમામ આરામ કરવા તંબુમાં પધાર્યાં અને બની ઉઝરાની નર નારીઓ વિખરાઇ નિદ્રાના ખોળામાં સ્વસ્થ થવા લાગ્યાં.



# પ્રકરણ દશમું.

## શાદી ખાના આબાદી.

સ્હવાર થઈ, પ્રાતઃકાળની નમાઝની બંદગી બજાવી ઇમામ હુસેને (ર.) ઝરીહ અને બની ઉઝરાના અકાબરોને સાથે લઇ બની કઅબ તરફ કુચ કરી થોડા દીવસો પછી તરસની અસહ્ય વેદના અને તાપની જીવલેણ બળત્રા પછી જે સ્થળે કયસના આત્માએ શીતળ પાણી પ્રાપ્ત કરી સંતોષ મેળવી અને સ્વર્ગીય અપસરાને લજાવનારી પ્રેમદાનાં પ્રથમ દર્શન કર્યાં હતાં ત્યાં આવી પહોંચ્યાં.

કબીલામાં દાખલ થતાં પુરૂષો પ્રસંગોપાત કામોને લીધે બહાર ગયેલા જણાયા પરંતુ સ્ત્રીઓ ઇમામ (ર) નું આગમન સાંભળી આવકાર આપવા બહાર નીકળી પડી મરદોને ટકકર મારનારા આદર, સત્કાર ભર્યો આવકારે આપયો કબીલાના સરદારનો તંબુ પરોણાઓ માટે ખાલી કરવામાં આવ્યો ખાણી પીણી જરૂર જોગી વસ્તુઓ હાજર કરવામાં આવી હઝરત ઇમામ સાહેબ અઠવાડીયાંથી લાગટ મુસાફરીમાં હોવાથી થાકી ગયા હતા હાથ મ્હોં ધોઇ ભોજન કરી, સ્વસ્થ થવા સૈયાએ પોઢયા ત્રીજે પહોર થતાં ઉઠયા હાથ મ્હોં ધોઇ, વુઝુ કરી નમાઝની બંદગી બજાવી કબીલાના પુરૂષોની વાટ જોવા લાગ્યા.

સંધ્યા થઇ હતી સુરજ આકાશ સીમામાં ડુબતો હતો, કબીલાની સ્ત્રીઓ અને માનવંતા પરોણા મગરેબની નમાઝની તૈયારીમાં રોકાયાં સામેથી ધુળ ઉડતા ગોટાએ પુરૂષોના આગમનની ખબર આપી તે લોકો દુર હોવાથી ઇમામ હુસેને નમાઝ શરૂ કરી ફરઝ અને સુન્નત પછી દુઆની પ્રાર્થના બજાવી ઉભા થાય તે અગાઉ પુરૂષો આવી પહોંચ્યા હુબાબ સાથે કબીલાના માણસોએ દોડી દોડી સીજ્દે પયગમ્બરના હાથને બોસા દેવા માંડયા બધાની જીભ ઉપર કલમએ તવહીદનો જાપ હતો એક અવાજે બોલ્યા.

"યા ઇબ્ને રસુલુલ્લાહ! ધન્ય ભાગ્ય અમારાં તમારા મુબારક કદમો અમને પાવન કર્યા." જલદી જલદી વુઝુ કરી જમાઅત સાથે બધા એ નમાઝ પઢી અને મોટા પાયા ઉપર પરોણાગત કરવામાં રોકાયા.

હુબાબે પરોણાઓ માટે ઘટતી ગોઠવણ કરી ઇમામ હુસેન પાસે આવી અરજ કરી "યા ઇબ્ને રસુલુલ્લાહ! હું અત્યંત ભાગ્યશાળી છું કે પખવાડીયાની અંદર આપે બે વખત મારે ત્યાં પધારી મને અને મારા કબીલાને પાવન કર્યા છે આપની આ કૃપાઓ અમને મગરૂર બનાવનારી છે."

**ઇમામ હુસેન**—"મારે માથે લીધેલું કામ તમારી મહેરબાની અને મારી કોશીશોથી પુરૂં થશે તો હું પોતાને ભાગ્યશાળી ગણી મગરૂર થઇશ."

"જે કામમાં તમો બુઝુર્ગે હાથ નાંખ્યો છે તે અવશ્ય ફળીભુત થશેજ" હુબાબે ઇમામ હુસેનને ખાત્રી અપાવી.

**ઇમામ હુસેન**—"જુઓ ઝરીહને હું લઇ આવ્યો છું" ઇમામ હુસેનની પાસે બેઠેલા ઝરીહને હુબાબ અને બની કઅબના અગ્રેસરો સાથે ઓળખાણ કરાવતાં કહ્યું "બની ઉઝરા જેવા આબરૂદાર કબીલા ના આગેવાન અને તમારા ઉપકારો તળે દબાયેલા કયસના પિતા ઝરીહ છે."

"તમને મળતાં ઘણો આનંદ થયો!" હુબાબે ઝુરીહને ગળે મળતાં કહ્યું "હું તમને શુધ્ધ અંતઃકરણથી અભિનંદન-મુબારકબાદ આપું છું."

**ઇમામ હુસેન**—"ઝરીહ! તમારૂં કર્તવ્ય બજાવી મને રાજી કરવાનો આજ અનુકૂળ વખત છે."

ઝુરીહ કયા કામ માટે આવ્યો હતો તે હુબાબ જાણતોજ હતો એટલે તેણે અરજ કરી "યા હઝરત! અત્યારેજ શી ઉતાવળ છે! ભોજન લઇ આરામ કરો, સવારે બધું થઇ રહેશે."

**ઇમામ હુસેન**—"નહી, જ્યાં સુધી ચોકક્સ નિશ્ચય નહી થાય હું ભોજન કરવાનો નથી." ઇમામનો છેવટનો નિશ્ચય જાણી ઝરીહે હુબાબને કહ્યું "વ્હાલા અરબ બંધુ! બની કઅબના મહેરબાન સરદાર!

તમારી આબરૂદાર અને સુશીલ બાળા લુબના દ્વારા અમારા કબીલાને તમારા સંબંધમાં જોડાયાનું મગરૂરી ભર્યું માન આપશો. બની ઉઝરાના બધા નબીરાને તમારા ઉપકાર તળે દબાએલા જોશો. મારો ફરજંદ કયસ, કબીલાના જવાનોમાં, દીલેર, ઉદાર અને અરબસ્તાનમાં મોખરે આવતા કવિઓમાંનો એક સિંહનાદી કવિ છે. હું કબુલાત આપું છું કે આજ્ઞા પાળક અને ફરમાન બરદાર નીવડશે."

"ઉઝરા ભાઇ!" હુબાબે થોડુંક થોભી ગંભીર પણે જવાબ આપ્યો. "જે કામમાં અમારા મૌલા ધણી ઇમામ હુસેન કોશીશ કરતાં હોય તો મારાથી ના પડાયજ કેમ! હું ખુશી સાથે મારી બેટી લુબના તમારા કાબેલ બેટાને સોંપવાનું માન લઇશ. પરંતુ તમારી પાસેથી એટલી પરવાનગીની આશા રાખું છું કે લુબનાને પૂછી તેની મરજી જાણવા જેટલો મને વખત આપશો. તેણી આપણા ઠરાવોને પસંદ કરે છે કે નહીં તે જાણવાની પણ જરૂર છે."

ઇમામ હુસેન—"જરૂર, મુળ સંબંધ લુબના સાથે છે એટલે તેણીને તો પુછવુંજ જોઇએ."

'તેથીજ મેં અરજ કરી હતી કે અત્યારે ખાઇ પી આપ આરામ કરો, અને નચીંતાઇથી હું તેણીની મરજી જાણી શકતો."

ઇમામ હુસેન—"નહી! ખાવા પહેલાંજ બધુ નક્કી થવું જોઇએ. મારી મુસાફરી અને બધી રખડ માત્ર તે એકજ કામ માટે છે. મેં નિશ્ચય કરેલો છે કે કામ પુરૂં કર્યા પહેલા હું બીજુ કશું કરીશજ નહી."

"બહુ સારૂં" કહી હુબાબ ઉઠ્યો અને સ્ત્રીઓના તંબુમાં ગયો, લુબનાને પાસે બોલાવી કહ્યું "લુબના! બની ઉઝરાનો આબરૂદાર આગેવાન ઝુરીહ આવ્યો છે, અને પોતાના બેટા કયસની તારી સાથે સગાઇ કરવાનું પયગામ આપે છે."

"બની ઉઝરા, આપણા અરબ કુળોમાંનું એક આબરૂદાર કુટુંબ છે." લુબનાએ કહ્યું "અને કયસને હું ઓળખું છું તે ઉદાર અને બહાદુર છે. પરંતુ તમે મુખત્યાર છો. જે કુળવાન અરબના હાથમાં મારો હાથ સોંપશો હું ખુશીથી તે હાથને કબુલ કરીશ."

"લુબના!" હુબાબે તેણીને સમજાવતાં કહેવા માંડયું "હું પોતે

નો બની ઉઝાને પસંદ કરતો નથી કે નથી પસંદ કરતો કયસને. તે એક રેઢીયાળ જવાન છે અને મેં સાંભળ્યું છે કે તે કોઇ સ્ત્રી ઉપર આશક પણ છે. મારી ઇચ્છા તો તને આપણાજ કબીલાના કોઈ લાયક જવાન સાથે પરણાવવાની હતી. તું અમારી આંખો આગળ, અમારાજ કબીલામાં રહેતી; પરંતુ સૈયદના ઇમામ હુસેન (રઝી) તેની સીફારિશ લઇ આવ્યા છે, અને આગ્રહ કરે છે તેથી લાચાર છું."

'પિતાજી!" લુબનાએ કહ્યું "ઇબ્ને બિન્તે રસુલુલ્લાહ (સ.) અને હઝરત ફાતિમતુઝઝોહરાના ફરઝંદની સીફારિશ થઇ શકે નહી!"

"બેટા" હુબાબે આગળ ચલાવ્યું "માત્ર એટલુંજ નથી. સૈયદના ઇમામ હુસેનને હું વચન પણ આપી ચુક્યો છું. મેં જ કહ્યું હતું કે ઝુરીહ પોતે આવી પયગામ આપે તો મને વાંધો નથી."

"પિતાજી" લુબના બોલી "કુળવાન અરબે પોતાનું વચન પાળવુંજ જોઇએ. વચન તોડવાથી વધુ અપરાધ કોઇ નથી."

"છતાં પણ" હુબાબે સંશય ભર્યા શબ્દોમાં કહેવા માંડયું "મારી બેટીને બની ઉઝરામાં આપતાં મને શરમ આવે છે. તે કબીલો ઇશક બાઝી અને હુસ્ન પરસ્તીમાં બદનામ છે."

"મહેર વધારે બાંધવાથી તેનો પ્રતિકાર થઇ શકે છે" લુબનાએ સમજાવવા માંડયું "મોટી મહેર ઉપર દેવાએલી બાળા અરબોમાં હલકી નથી ગણાતી." લુબનાના જવાબે તેના બાપ ઉપર ભારે અસર કરી. તે તંબુમાં પાછો આવ્યો અને બોલ્યો "યા અફઝલ અરબ! એક શરત સાથે તમારી માગણી મને કબુલ છે."

**ઈમામ હુસેન**—"તમારી શરત પણ કબુલ રાખવામાં આવશે."

"લુબના બની કાઅબની કુંવારી બાળા છે" હુબાબે ઝુરીહને કહેવા માંડયું "અને કુરેશ કુટુંબ વટીક તેને મેળવવા આતુર છે એટલે તેની મહેર એક સો જવાન ઊંટ અને પચાસ હજાર દીનારથી ઓછી થશે નહિ." ઝુરીહ વિચારમાં પડયો. તે જવાબ આપે તે અગાઉ ઇમામ હુસેને કહ્યું મહેરનો હું જામીન છું. અને તે હું ભરી આપીશ."

"પરંતુ" હુબાબે અરજ કરી "તમને આવી તકલીફ આપવી મોટી બે અદબી છે."

**ઇમામ હુસેન**—"તેમાં કશી તકલીફ નથી. પરંતુ નિકાહ અત્યારેજ બંધાવા જોઇએ. મહેર ભરપાઇ કરવા માટે થોડોક વખત આપવો જોઇશે. વધારે નહીં ફક્ત એકજ અઠવાડીયું. મદીના મુનવ્વરા પહોંચી હું તરતજ મોકલાવી દઇશ. પખવાડીયાની અંદરજ ઉંટ અને દ્રવ્ય તમને મળી જશે."

"કબુલ છે." હુબાબે જવાબ આપ્યો. "અને જો તમારી મરજી હોય તો મેહેરમાં હું કંઇ ઓછું પણ કરી શકું છું."

**ઇમામ હુસેન**—"નહિ કંઇ પણ ઘટાડવાની જરૂર નથી."

"ત્યારે કાલે સ્હવારે નિકાહ બાંધવામાં આવશે." હુબાબે સંતોષ કારક જવાબ વાળ્યો. બધી અનુકુળ ગોઠવણોએ કયસને અપાર આનંદ આપ્યો. બધું નક્કી થતાં ઇમામ હુસેને ચોગાન બેઠેલા બની કાઅબમાં આવી. વાતો કરવા માંડી. પયગમ્બર સાહેબના પવિત્ર જીવનના ઘણા બનાવો સમજાવ્યા કેમકે તે વખતના શુદ્ધ મુસલમાનોને તેવીજ વાતોમાં રસ પડતો હતો.

રાત વધારે આવી ગઇ હતી. ઇશાની નમાઝ પઢવામાં આવી. દુઆ પછી દસ્તરખાન બીછાવવામાં આવ્યું. આજની દાવતમાં બની કાઅબ તરફથી ભારે તૈયારીઓ કરવામાં આવી હતી. ઇમામ સાહેબની પધરામણીની ખબર હોવાથી દિવસોથી શહેરમાંથી ઉમદા ઉમદા વસ્તુઓ મંગાવી રાખવામાં આવી હતી. ખાવા માટે બધા સાથે બેઠા. ઇમામે એકજ અને તે પણ સરીદ ખાવાની ઇચ્છા બતાવી, કારણ પયગમ્બર (સ૦) સાહેબની તે ભાવતી વસ્તુ હતી. પયગમ્બર સાહેબ કહેતા હતા કે જેવી બધી વાની આમાં જેવી રીતે સરીદ સરસ છે તેવીજ રીતે બધી સ્ત્રીઓમાં આયશા સરસ છે."

સરીદનો પ્યાલો ઇમામ હુસેન આગળ મુકતાં હુબાબ બોલ્યો "ઉમ્મુલ મુમેનીન આયશાને તમે પણ અફઝલા જાણો છો ને?"

**ઇમામ હુસેન**—"જ્યારે મારા દાદાએ તેમને સર્વોત્તમ કહ્યાં છે ત્યારે મારાથી કેવી રીતે ના કહેવાય. મારા પિતા અને તેમની વચ્ચે મતભેદ હોય તે એક જુદી વાત છે. પરંતુ તે મતભેદથી તેમની શ્રેષ્ટતામાં ખામી આવી શકતી નથી. મારા પિતા અલી મુરતુઝા (૨૦)ની કદર આયશા (૨૦)

જાણે છે અને આયશા (૨૦)ની મર્યાદાની આણી ગુરુતા (૨૦)ને ખબર છે. તે મતભેદને લઇ કોઈ એક સંબંધી પણ અમારે તો વસવસો લાવવાને જ નથી. કુરાન પાકમાં ખુદાની વાણી તેની પવિત્રતા પ્રગટ કરતી હોય તેના સંબંધમાં અમારાથી બેઅદબી થાયજ કેવી રીતે ?" કાળાનુસાર લોકોએ ઇમામના ફૂડચાને મરહબા, આમન્ના, સદ્દકનાના અભીનંદનથી વધાવી લીધો. દસ્તરખાન ઉઠાવવામાં આવ્યું. રાત વધતી ગઈ તેમ તેમ માણસો પોતપોતાના તંબુ તરફ જવા લાગ્યા. ઇમામ હુસેન પરોણાગતના તંબુમાં આવી સુઇ ગયા અને સવારના બાંગીએ બંદગીનું આમંત્રણ આપતાં જગાડ્યા.

નમાઝની બંદગીથી પરવારી કબીલાના માણસો સાથે, હુબાબ, કયસ અને ઝુરીદને લઇ ઇમામ હુસેન મસ્જીદમાં પધાર્યા. શાંત અને ગંભીરપણે નિકાહની બધી વિધીઓ સમાપ્ત થઇ. ઇમામ હુસેને બોધદાયક ખુતબો પઢયો. એક બીજામાં મુબારક સલામત થવા લાગી.

પરોણા વિદાય થયા, ઇમામ હુસેન સોબતીઓ સાથે ઉતારે આવ્યા હુબાબે અદબ સાથે અરજ કરી "લુબના હવે આપની છે, અમારી નથી. આપ હુકમ કરો ત્યારે સાસરાયે મોકલવામાં આવે." હુબાબ છેલ્લા શબ્દો મહા મહેનતે બોલી શકયો, તેનું દિલ ભરાઈ આવ્યું હતું હાથ જોડી ઇમામ હુસેનની સામે ઉભો હતો પણ તેની આંખો બોર બોર જેવાં આંસુ સારતી હતી. તે લાચાર હતો આ બેઅદબી માટે તે નહિ પણ તેનું હૃદય અપરાધી હતું. મન ઉપરનો કાબુ તે સદંતર ગુમાવી બેઠો હતો ઇમામ હુસેને દીલાસો આપતાં કહ્યું "મહેર આપવામાં ન આવે ત્યાં સુધી વિદાયગીરી તમારા અધિકારમાં છે."

"યાહઝરત" હુબાબે તેજ રડમસ દશામાં કહ્યું "મહેર માટે અમને ચિંતા નથી. સાસરીયે વળાવવા સામે અમને વાંધો નથી. કયસ અને તેના પિતા ઝુરીદની ઇચ્છા હોય અને તમો નામદારને પણ પસંદ પડે તો હું અત્યારેજ વળાવી દેવા હાજર છું."

ઇમામ હુસેન—તમારા પ્રેમે મારા ઉપર ઊંડી અસર કરી આભારી બનાવ્યો છે. મારો લુબનાને હાલ તો મદીના સુતવ્વરા લઇ જવાનો છે આ શાદીની ખુશીમાં મદીના તૈયબાના લોકોને વલીમાનું ભોજન આપવાની

મારી ઇચ્છા છે. મહેરની રકમ તમારી પહોંચી જશે તે પછી કયસ પોતાની બીબીને લઇ ઘેર જશે.''

“એથી વધી સારૂં શું કહેવાય!” દુઆએ જવાબ દીધો “કયસ અને લુબના ઉભય ભાગ્યશાળી છે. તેમના સંસારની આ પ્રથમ ઘડી આશિર્વાદ રૂપ છે.”

કયસ અને ઝુરીહે પણ ઇમામ હુસેન (ર૦)ની તજવીજને પસંદગી આપી. તરતજ જેજદાન સાથે મુસાફરીની ગોઠવણુ થવા લાગી. જેજદાનનો સામાન ઊંટ ઉપર લાધવામાં આવ્યો. સવારીના ઉંટ પણ તઇયાર થવા. લુબના માત પિતા, કબીલાની સ્ત્રીઓ અને હરવખત સોબતમા રહેતી સાહેલીઓથી હસરત ભરી દિલગીરી સાથે વિદાય થવા લાગી. તેણીને એક ખુબસુરત અને સજાવેલી મેહમલમા બેસાડવામાં આવી. રેહાના અને નોઅમા નામની લોંડીઓ પણ જેજદાનમાં અપાઇ હતી. તણીઓએ પણ લુબનાની પાછળ મેહમલમાં બેઠક લીધી. રક્ષા માટે બની કબબના કેટલાક હથીઆરબંધ સવારો સાથે આવ્યા. ઇમામ હુસેન ખુશી ખુશી બની કબ્બને આશિર્વાદ આપતા પોતાના ન્હાના કાફલાને લઇ મદીના મુનવ્વરા તરફ રવાના થયા.



## પ્રકરણ અગીઆરમું.



### પરણ્યાં પછી.

કયસ બીન ઝુરીહથી વધારે ભાગ્યશાળી અત્યારે કોઇ નથી. મદીના શરીફ પહોંચ્યા પછી વારંવાર ઇમામ હુસેનના હાથના બોસા લેતો અને કહેતો “યા ઇમામ! મારા જેવા પરદેશીની પીડામાં ભાગ લઇ, અસાધારણ ઇચ્છાઓ પુરી કરવાનું તમારૂંજ કામ હતું. તમારી રહેમ નજર મારા ઉપર ન થઇ હોત તો ખુદા જાણે છે કે મારી શી દશા થઇ હોત. નિરાશ અને નામુરાદોને ખુદા તમારા જેવા મહાત્માઓનો આશરો અપાવે.”

ઇમામ હુસેને (ર૦) મદીના મુનવ્વરાના મેદાનમાં વિશાળ તંબુ ઊભો કરાવ્યો. મદીનાની કળા કુમળા બાનુઓએ વરવધુના એકાંત અવાસને

શણગાર્યો. લુબનાને તેમાં ઉતારો આપવામાં આવ્યો. અનસારની યુવાન બાળાઓએ દફ સાથે વિવાહનાં ગીત ગાવા માંડયા. કયસને માન સાથે કન્યા પાસે લઈ જવામાં આવ્યો. લુબના જેવી હુરને માથુ નમાવી, શરમાએલી જોઈ ખુદાનો શુકરાનો કર્યો. તેણે શુકરાનાની નમાઝની બંદગી કન્યા અવાસમાં ગુજારી. દુઆ માગી પ્રેમદા પાસે બેસતાં બોલ્યો. "કોણ કહેતુ અને કોને ખબર હતી કે આ દિવસ આવશે? આનંદ જોમ મને બેશુદ્ધ બનાવે છે. ખુદા જાણે છે કે પૃથ્વી ઉપર છું કે ફીરદોસે બરીમાં."

"ઈમામ હુસેનની કૃપાથી આપણે ફીરદોસમાં છીએ." લુબનાએ આસ્તેથી કહયું "દુઆ કરો ખુદા સર્વદા આ જન્નતમાંજ રાખે."

"લુબના!" કયસ બોલ્યો "તારા પ્રેમે મારા અંતરમાં લગાવેલી જવાળા પ્રેમ મિલન પછી ઓલવાય તેવ નથી."

"બસ, મર્યાદા મુકી હદ ન વટાવો" લુબનાએ ઠપકો આપી શાંત રહેવા સમજાવવા માંડયું 'બની કલ્બની એક છોકરીને જોઈ મોહી પડયા બસ રહેવા દયો જોઈ લીધી તમારી પ્રેમ જવાળા."

"ઓહ! લુબના" કયસ નિશ્વાસ નાંખતો બોલ્યો. "બળતી જવાળા ઉપર તેલ ન છાંટ! મારી દશાનું તને ભાન કયાંથી હોય! મારી સ્થિતિનો તને અનુભવ કયાં?"

એવો ભાસ થાય છે કે જાણે પ્રેમ શરીરના આંતરીક અવયવોમાં ભડકા કરે છે. સાથેજ તેણે બીજી કડી પણ કહી સંભળાવી.

લુબના મારા પ્રેમને કૃત્રિમ માને છે. કાશ તેણીની દશા મારા જેવી થઇ હોત તો તેણી સ્વાદ ચાખતી

"એ બધું ભુલી જાઓ" લુબનાએ કહયું "ગાંડપણની વાતો મુકી ડાહી વાતો કરો. જોશ અને જુસ્સાની લવારી મુકી દો."

"લુબના!" કયસે શરમાતા કહયું "બેશક, હું બની કલ્બની તે લુબના ઉપર આશક થયો હતો. પરંતુ તેણીની મુખાકૃતિ, તેણીના શરીર કે તેણીના જોબન ઉપર નહીંજ, માત્ર તેણીના વ્હાલા નામ ઉપર. અને તે કેમ? કારણકે તેણીનું નામ લુબના હતું. તેજ મને દુનિયાની વસ્તુઓમાં વ્હાલું હતું." "હતું" લુબનાએ અટ્ટહાસ્ય કરતાં કહયું "પરંતુ હવે તો નથી ને!"

"હતું અને છે!" કયસે અંતરના ઉદગારો કાઢવા માંડયા. "અને મરણ ઘડી તે નામ વ્હાલુંજ રહેશે." ઉછળતા આનંદી હૃદયે ઉમંગી ઉભરાથી ઉભરાતાં કયસે આગળ ચલાવ્યું "લુબના! મને સંદેહ છે. મારી પાસે તુંજ બેઠી છે કે કોઈ બીજું?"

"હું" લુબનાએ કહ્યું "લુબના નહી કોઇ બીજીજ."

"બેશક તુ લુબના હોયજ કેમ?" કયસે બબડવા માંડયું. "શું લુબના આટલી જલદી મળી શકે છે? નહી, નહીજ! તું મળી ગઇ એટલી સ્હેલાઇએ લુબના નથીજ મળી શકતી. જેને મેળવવા અરબનાં રેતાળ રણનાં રજકણો શોધી માર્યા, જેના શોધમાં જીવલેણ જખમો ખાધાં, તે દુર્લભ લુબના આટલી સ્હેલાઇથી મળી શકતી નથી અને નથીજ મળી શકતી. તેના જેવું નામ—માત્ર એક નામનો સંબંધ ધરાવનારી—એટલી ઝાલીમ હતી કે દુનિયામાં જીવવા એક શ્વાસ—માત્ર એકજ શ્વાસ—મુકી ચાલતી થઇ, ત્યારે તેની મૂળ પ્રતિમા—અસલી લુબના—આટલી સ્હેલાઇથી મળી મારા પડખામાં આવી બેસે! અશકય! અશકય!! નહી બને! નહીંજ બને!! ખરેખર. સત્યજ છે, તું મારી લુબના નથી."

"ઉઠો, ત્યારે ચ લ્યા જાઓ!" લુબનાએ ઝનુનમાં કઠોર બની કહ્યું "અહિંથી રસ્તે પડો. જ્યારે હું લુબના નથી, તો નથી મારા કયસ!"

"હું પણ હું નથી?" કયસ બોલ્યો "એ બનેજ કેમ?" થોડીક વાર આંખો બંધ કરી તેણે મથું નમાવી મૌન્ય ધારણ કર્યું. અચાનક તે ચમકયો અને બોલ્યો, , હા, હા, ઠીક! હું, હું નથી ત્યારે તું, તુંએ નથી! કારણકે હું લુબના છું અને લુબના કયસ છે!

સાથેજ મોલાના જામીની બયતને અનુસરતી એક બયત કહી:—

હું તું અને તું હું થઇ હું શરીર અને તું આત્મા થતાં કોઇએ નહી કહે કે હું અને તું જુદા જુદા છીએ.

"આ ગાંડપણ અને દીવાની દશા કયાં સુધી રહેશે?" લુબનાએ કહ્યું.

"અંતઃકરણને વિશ્વાસ ના આવે કે લુબનો મારી થઇ ચુકી ત્યાં સુધી."

છું. જો તમારી નહી હોત તો તમારી પાસે બેસુંજ કેવી રીતે!”

“એ બધું ખરૂં” કયસે ફરી શંકા બતાવી. “મારા ભુલા પડેલા અંતઃકરણને વિશ્વાસ આવતો નથી. ચાલો વચન આપો કે મને મુકી ક્યાંએ જાશો નહી.

“નહીંજ.” લુબનાએ કહ્યું. “ક્યાંએ નથી જવાની. કોઇ પણ ઉપાયે તમારૂં ગાંડ પણ દુર કરો.”

‘ત્યારે મારૂં જીવન કેવું વીતશે!!” કયસે ખડખડ હસતાં ચલાવ્યું “કેવા આનંદ અને સુખચેનમાં આપણે રહીશું. લુબના! મારા જેવા નાલાયક સાથે તમારા જેવી હુરને પરણાવતાં તમારા કબીલાવાળાને ભારે દુઃખ થયું હશે તે લોકો મને કબુલ કરે એવી મને તો મુદ્દલે આશા ન હોતી. પરંતુ ઇમામ હુસેને આપણી ઇચ્છા પુરી કરી છે. અને આ ઉપાય વ્હાલી લુબના તારોજ બતાવેલો છે.”

“અલબત” ગંભીરપણે લુબનાએ કહેવા માંડયું. “ઇમામ હુસેન વચ્ચે ન પડયા હોત તો આપણી બધી આશાઓનું ફળ નિરાશાજ હતું. જંગલ બિયાબાન અને રેતાળ રણોમાં તમે અથડયા કરતા અને હું ઘરમાજ સહન કરતાં કરતાં માટીમાં માટી થઇ જતી.”

“હુબાબ” કયસે બોલવાનું શરૂ કર્યું “તમારા પિતા તમને પુછવા ગયા તે વખતે હું તદ્દન નિરાશ થયો હતો. મજબુત ભય હતો કે તેમનો વિરોધ જોઇ તમે પણ ના પાડશો.”

“મારાથી ના પડાય એવું તમે માની શકો કે!’ લુબનાએ ઉત્તર આપ્યો.

“ચાલો બતાવો” કયસે આતુર મને પુછયું “તમારા પિતાએ શું પુછ્યું હતું. અને તમે શો જવાબ આપ્યો હતો!”

“તેઓએ” લુબનાએ ચાલુ ગંભીરાઇમાં કહ્યું. “બની ઉઝરાનું નામ લીધું, મેં કહ્યું તેઓ કુળવાન છે. તમારૂં નામ લીધું ત્યારે કહ્યું ઉદાર અને બહાદુર છે. પછી મારી મરજી જાણવા માગી ત્યારે મેં કહ્યું તમને અધિકાર છે. તેમ છતાં પણ તેમનો વિરોધ જોઇ મેં કહ્યું ઝેહેર ઘણી મોટી મારી. અને બસ.”

"તમે માનો છો," કયસે આગળ કહેવું શરૂ કર્યું "મારા પિતા ઝુરીહ આટલી મોટી મહેર કદી પણ કબુલ કરતા નહી. અને મારી પાસે તો હતુંજ શું! ખુદા અમારા ઇમામનું ભલું કરે, તેણે તરત કબુલ કરી લીધી, એટલુંજ નહી પણ વિવાહનું બધું ખરચ તે મહેરબાને ઉપાડી લીધું."

લુબના—"તેમનોજ પ્રતાપ છે કે પયગમ્બરે ખુદા (સ૦) સાહેબના માયાળુ ખોળામાં આપણે એક બીજા સાથે હળી મળી નિર્ભય બેઠાં છીએ."

"લુબના!" કયસને ભાવિ સુઝયું "હવે પછી શું થશે! આપણે કયાં જઇને રહીશું! મારા પિતાએ મારી તરફ બતાવેલી બેપરવાઇ જોતાં ત્યાં જઇને રહેવાનું મને તો ગમતું નથી."

લુબનાએ પ્રેમભર્યા સ્વરે કયસને બોધ આપવા માંડયો. "કયસ! ખચ્ચીત અને ખુબ યાદ રાખો કે મનુષ્ય માત્ર પોતાના કબીલા અને કુટુંબમાં રહીનેજ કુળવાન કહેવાય છે. કદાચ માતપિતા અમારો સંબંધ પસંદ ન કરતાં હોય તો તેમાં પણ આપણુંજ હિત અને ગુઢ રહસ્ય હશે. તમારો ગેર લાભ તેમને દેખાતો હશે. બીજા કબીલાની છોકરી તમારૂં ઘર વસાવી પોતાના કુટુંબની છોકરીઓના હીતને જોખમમાં મુકાએલું તેઓ જોઇ શકતા નહી હોય, આ અને આબાદ આજ સ્થિતિ મારા પિતાની પણ હતી. આવી નજીવી વાતોમાં તેમને દુભવવા કે નારાજ કરવા જોઇતા નહોતા. માત પિતાના હકોમાં ખાસ લાવવા જેવો ગુનોહ ઇસ્લામમાં બીજો કોઇ નથી તેમજ કુળવાન અરબોમાં આવી ઉદ્ધતાઇ જેવી ગેર વર્તણુંક પણ બીજી નથી. તમારાં માતપિતાએ ગમે તે કર્યું હોય છતાં તમારી ફરજ તેમનીજ પાસે રહેવાની છે. તેમની મરજીને અનુસરી ચાલો અને તે ગમે ભોગે તેમને રાજી રાખો."

"તમારી મરજીનો હું અનાદર કરતો નથી." કયસે બોલવા માંડયું "પરંતુ લુબના! મન નથી થતું. આપણા વસવાટ માટે મને તો એવું સ્થાન ગમે છે કે જયાં આપણા બે વગર ત્રીજું કોઇ હોયજ નહી. તમારી પ્યારી તસ્વીર આ દીદારની તરસી આંખો આગળજ હોય. તમારા ખ્યાલ વગર બીજો કોઇ ખ્યાલ પણ મનમાં આવે નહી. બની ઉઝરામાં અને માત પિતાની પાસે જઇને રહેવાથી અનેક કામધંધાની જંજાળો આવીને

ઘેરી લેશે. સેંકડો અનિશ્ચિત બનાવો સામે આવશે. એકાંતની ઘડીઓ ત્યાં દુર્લભ થઇ પડશે. નીરાંતે બેસી તમારાં દર્શનનો લાભ લેતો રહું અને તમે મને જોઇ આનંદમાં મ્હાલો એવા સંજોગો બની ઉઝરાના કબીલામાં ક્યાં! હું તમારાજ વિચારમાં લય લુપ્ત છું અને તમને કંઇ પણ ખ્યાલ હોય તો મારો! કબીલામાં આ ન બને!!"

"આવી રીતે તો માણુસ જલદીજ ધરાઇ જાય છે." લુબનાએ પાછો કયસને સમજાવવા માંડયો. "મનુષ્ય માટે જુદા જુદા ધંધા ધાપામાં પડવાની જરૂર છે. એક કામની મદદથી બીજા કામમાં મન પરોવાતાં બેવડો આનંદ થાય છે. એક કામથી ધરાતાં બીજુ કામ કરવા માંડે છે. આવી રીતે તેના બધા દિવસો એકજ જાતની નચીંત અને સુખી સ્થિતિમાં વીતે છે. તે ઉદાર બને છે અને ઉત્સાહ વધતો જાય છે."

"એ બધું તમને સોંપ્યું" કયસે કહયું "ચાલો, હવે તો હું તમારા કબજામાં છું. જે કામમાં નાંખશો તે કામ પુરા ઉત્સાહથી ચિત્ત લગાવી કરી આપીશ."

"ઘેલછા મુકી દેશો તો હું તમને સારાજ ધંધે લગાડીશ" લુબનાએ કહયું.

"એ બધું તમારા હાથમાં છે" કયસે જવાબ દીધો "તમે છોડાવશો તો ગાંડપણ છુટી જશે. અત્યારે તો તમારે દરગુજર કરવીજ પડશે. વિયોગ વેદના તો હવેજ મટવા આવી છે. જેની આશા વટીક નહોતી એવી અણધારી દોલત મળી છે. પરૂં જોતાં આ દોલત મારી સ્થિતિ અને દિલગુરદાની સમાથી ઘણી વધારે છે." એકાએક મનમાં અણધારી તરંગ આવવાથી ચમકયો અને બોલ્યો "લુબના! તારા મેળાપની અમોલી દોલત છીનવી તો જાય. આહ! આ વિચારજ મારી શુદ્ધ ઠેકાણે આવવા દેતો નથી."

"પછી તમને ઘેલછા છુટી" લુબનાએ કહયું "સુખની ઘડીઓમાં દુઃખી દિવસોના કાંટા કયાં પાથરો છો"

"દુઃખ!" કયસે કહયું "વ્હાલી લુબના! દુઃખોમાં સપડાઇ હું એટલો ત્રસ્ત થયો હતો કે સુખ અને આનંદમાં પણ મેં દુઃખજ અનુભવ્યુ છે."

"હવે" લુબના બોલી "સુખ અને આનંદમાં પણ એટલા ગરકાવ થશો કે દુઃખ અને સંકટ પણ તમારી પાસે આવતાં સુખમાં બદલાઈ જશે."

"એવું નસીબ જ ક્યાં છે!" કયસે કહેવા માંડ્યું. "પરંતુ ઓ, મારી મહેબૂબ હમનશીન, તારી હાજરીમાં બધાં દુઃખો હું ભુલી જઇશ."

રાત હવે ઘણી વીતી હતી, લુબનાની આંખોમાં ઉંઘનું ઘેન આવવા માંડ્યું હતું. કયસ ઢંગ ધડા વગરની વાતોમાં રસ નહી પડવાથી બગાસાં આવતાં હતાં, કયસને પણ લાંબા વખત પછી બલકે જીંદગીમાં આ પહેલ વહેલી સુખની રાત મળી હતી. ઉભય ઉપર ઉંઘની ખુમારી ચઢી હતી. આનંદના ફરિશ્તાએ ઐશનો પવન નાંખી બંનેને સુવાડી દીધા.

પરોઢીયું થયું, કુદરતી ઘંટની સાંકળ તાણી મરઘાએ અલારમ ઉપર મોગરી તાણી. અવાજ ઉડ્યો. મસ્જિદના બાંગીએ જાણ્યું કે સવાર થવા આવી, મરઘા બોલવા માંડ્યા. જીવીત જગતને નિર્જીવ દશામાં આણનારા તિલિસ્માતી અંધારાએ સુરજના ભય અને રહવારની બ્હીકથી ન્હાસવા મંડ્યા. બાંગી ઉઠ્યા અને વઝુ કરી, કપડાં પહેરી, મદીના મુનવ્વરા—ઇસ્લામના પાટનગરની વિશાળ મસ્જિદોના ગગન ભેદી મિનારાએ ચઢી ગાફીલ મનુષ્યોને વેહદાનીયતવાળા પરમાત્માની સર્વોપરિ સત્તાનો ખ્યાલ અપાવી પ્રાર્થના—ઇબાદત સારૂ આવવાનું આમંત્રણ આપવા લાગ્યા. લુબના કયસનું યુવાન જોડું જાગ્યું શરમાતી, લજવાતી અને શાંત બનેલી જોડી એક બીજાથી છુટી પડી. લુબનાની શરમ ગંભીરાઇમાં અને કયસની ઘેલછા સંતોષી સ્થીરતામાં પલટાઇ હતી. કયસે ન્હાઇ મસ્જિદમાં અને લુબનાએ અંઘોળ કરી તંબુના ખુણામાં પ્રાતઃકાળની બંદગી ગુજારી.

વિયોગ અને નિરાશાની અસહ્ય વેદના પછી સુખની રાત પસાર કરનારા સંસારના નવા સોબતીઓની સફળતાનો આનંદ બતાવવા ઇમામ હુસેને મદીના વાસીઓને વલીમાનું ભોજન લેવા આમંત્રણ આપ્યું. લગભગ મદીના શરીફનાં બધાં આબરૂદાર કુટુંબો નોતરવામાં આવ્યાં હતાં. પુણ્યશાળી, પવિત્ર સહાબાના પવિત્ર કદમોની મોટી હાજરી હતી. કહેવામાં આવ્યું છે કે તે પછી કોઇ પણ વલીમાના ભોજનને સહાબાની આટલી મોટી હાજરી નસીબ થઇ જ નથી.

આ બનાવની હકીકત સાંભળતાં હરેક માણુસ ઇમામ હુસેન (૨.) ની વખાણુ કરી તેમની લાગણી ઉપર ધન્યવાદ આપતો હતો. આખા મદીનામાં મશહુર થયું કે "જેનો સંબંધ જોડવા આકાશના ફરિશ્તા અશક્ત હતા તેવો સંબંધ જોડી ઇમામ હુસેને પોતાની કરામત બતાવી આપી છે."

મદીના અને તેની પ્રજા અત્યારે સંસ્કારિતાની પરિસીમાએ હતી. આજના પ્રિત ભોજન માટે અસાધારણુ ગોઠવણો કરવામાં આવી હતી. રણુ, વન અને પહાડના વતની આરબો માટે તે અજાણ્યી ભર્યાં તિલિસ્માતથી જરાએ ઓછી હતી નહી. મેળાવડામાંજ મદીનાના અગ્રેસરોની હજુર, મ્હેરમાં ઠરાવેલા એકસો ઉંટ અને પચાસ હજાર દીનાર, વળાવવા આવેલા બની કાઅબના સવારો સાથે હુબાબને મોકલાવ્યા. આ બધાં કામેથી પરવારી ઇમામ હુસેન કયસ અને લુબના પાસે આવ્યા. ઇમામે હસતાં હસતાં કહ્યું "અલહમ્દુ લિલ્લાહ! ખુદાએ તમારી ઇચ્છા પુરી કરી અને મારી ફરજથી છુટો કર્યો. અહીયાં રહેવા અથવા તમારા ઘેર જવાનો તમને અધિકાર છે. અહીયાં રહો તો મારૂં ઘર તમારા માટે હાજર છે અને જો જવાની ઇચ્છા હોય તો તમે મુખત્યાર છો."

ઇમામ હુસેનની પવિત્ર વાણી સાંભળી વર વધુ ઉભયે આભારની આંખો નમાવી અરજ કરી. "યા ઇમામ! અમારાં માત પિતા અને અમે પોતે તમારી ઉપરથી કુરબાન થઇએ! તમે વગર કીમતે અમને ખરીદી લીધા છે અમે તમારા ગુલામ છીએ. તમારા પવિત્ર કદમ તજી અમે ક્યાં જઇ શકીએ છીએ."

કયસની તરફ જોઇ ઇમામ હુસેને કહ્યું "તમે મારા દુધ ભાઇ છો. તમારો અને તમારી માતાનો મારા ઉપર મોટો હક છે. અત્યારે મેં જે કર્યું છે ;તે, તે હકો ;પૈકીજ કર્યું છે." લુબના તરફ માયા ભરી નજરે જોઇ બોલવનું ચાલુ રાખ્યું "લુબના! તમે મારી ભાભી છો, હવેથી તમારા હક પણુ મારી ઉપર ચઢતા થયા છે. તમને જે વસ્તુની જરૂર કે મારી મદદની આવશ્યકતા જણુાય ત્યારે મને યાદ કરજો. હુસેને પોતાની જીંદગી ખુદાની મખલુક અને મહમદ (સ.)ની ખિદમતને અર્પણુ કરી છે. ત્યારે તમે મારા સંબંધી અને નજીકના કુટુંબી છો. તમારી મદદ કરવી એ મારી પ્રથમની ફરજ છે. તમે મદીનામાં રહો અને મારી મદદ

મેળવો એવું કશુંએ નથી. તમારી ઇચ્છા હોય ત્યાં જઇ વસો, જ્યારે પણ તમને મારી કે મારી મદદની જરૂર જણાય ત્યારે મને લખશો કે કહેવડાવશો ત્યારે હું તમને સહાય કરવા આવી પહોંચીશ."

"યા મવલા" લુબનાએ શરમાળ સ્વરે અરજ કરી "આ જહાન અને પેલી જહાન ઉભયમાં તમે અમારા રાહબર અને મદદગાર છો તમારા પવિત્ર કદમો જીંદગી સુધી છોડીએ નહી એવી ખુદા અમને શકિત આપે."

"બેશક" કયસે લુબનાની વાતને ટેકો આપ્યો "તમો નામદારને મુકી હું તો કયાંએ જઇ શકતો નથી."

ઇમામ હુસેન—"પણ નહી, મારા પિતામાહનું વચન છે "સ્વર્ગ માતાના પગ તળે છે" તેથી તમારા માતપિતામાં તમારે જઇ રહેવું. તેમની સેવા ચાકરી કરવી, તેમની ખિદમત પ્રથમ છે, અને તે તમારી ફરજ છે."

"આપની આજ્ઞા પ્રમાણે ચાલવામાં મને મોટું માન છે" કયસે કહ્યું "પરંતુ મને બ્હીક છે કે અમારો સંબંધ તેમની ઇચ્છાઓની ઉપરવટ થઇ જોડાયો છે. તેથી તેઓ અમારી તરફ તિરસ્કાર બતાવશે."

ઇમામ હુસેન—"તેની ચિંતા ન કરો, તમારા પિતા ઝુરીહ પણ અહીંયાંજ છે. હું તેમને સમજાવીશ. મને વિશ્વાસ છે કે તમારા વિવાહ તેમની રાજી ખુશી અને ઇચ્છાથીજ થયા છે." લુબના તરફ જોઇ આગળ ચલાવ્યું "લુબના! મને વિશ્વાસ છે કે તમને માન આબરૂ સાથે રાખવામાં આવશે. કયસ હું તમને ટુંકમાં સમજાવવા માગું છું કે તેમને રાજી રાખવાની ફરજ તમારે ભુલવી જોઇએ નહિ. તેમની ફરજ છે અને હું પણ સમજાવી દઇશ કે તમને માન સાથે છોરૂ તરીકેજ રાખશે.

ઇમામ હુસેને ઝુરીહને બોલાવ્યા, ઝુરીહ આવી પહોંચતાં ફરમાવ્યું "મને વિશ્વાસ છે કે કયસના વિવાહને તમે પસંદ કર્યો છે અને તેના નવા સંબંધથી રાજી હશો."

"યા ઇમામ!" ઝુરીહે અરજ કરી "આપની ઇચ્છા તરફ મારી નારાજી! એ અસંભવિત વિચાર આપને કેમ આવ્યો? મારૂં એવું ગજું ક્યાંથી?"

**ઇમામ હુસૈન**—"તમારા શુદ્ધ આચરણ ઉપર મને વિશ્વાસ છે, કયસ અને લુબનાને સારી રીતે રાખવાની હું ભલામણ કરું છું. મેં તેમને સમજાવી દીધા છે કે કોઇ વખતે અને કોઇ પણ સંજોગોમાં તમારી નાફરમાની કરવાની ઉદ્ધતાઇ વાપરશે નહી. સાથેજ તેમને કોઇ જાતની પીડા ન થવાનું તમારે યાદ રાખવાનું છે.

"યા ઇમામ" ઝુરીહે કહ્યું "તમારી ઇચ્છા અને આજ્ઞા હું હમેશાં યાદ રાખીશ. આપના પવિત્ર વાક્યો અનુસારજ ભવિષ્યનું વર્તન રહેશે."

**ઇમામ હુસૈન**—દરેક કામમાં ખુદા તમને સફળતા આપશે અત્યારે પણ હું દુઆ કરું છું કે ખુદા તમને તમારા ઘરમાં, ધંધામાં અને વંશવૃદ્ધિમાં મદદ આપશે.

બીજા દિવસે, ઝુરીહ, કયસ અને લુબનાને તેમના ઘર તરફ રવાના કર્યાં. તેઓએ પયગમ્બર (સ૦) સાહેબના રોઝા આગળ જઇ ફાતેહા પછી સલામ કરી. મદીનાનો મેદાન છોડી કબીલા તરફ કુચ કરી મદીનાના અગ્રેસરો સાથે ઇમામ હુસૈન વળાવવા શહેરના દરવાજા સુધી આવ્યા.

# પ્રકરણ બારમું.

## ગ્રહસ્થાશ્રમમાં પ્રવેશ.

કેટલાક દિવસોની મુસાફરી પછી ઝુરીહ, વહુ અને બેટા સાથે બની ઉઝરાના કબીલામાં પહોંચ્યા. બની ઉઝરાના અગ્રેસરોએ આવકાર આપ્યો. ધામધુમ અને આદર સત્કાર સાથે લુબનાને કબીલામાં લઇ ગયા. કયસની માતાએ વહાલ સાથે વહુનો સત્કાર કર્યો. લુબનાએ પોતાની માતાથી પણ વધારે તેની ખીદમત બજાવી, લુબના જો કે સુશીલ અને પરદેશી હતી છતાં પોતાની ચતુરાઇ અને લાવણ્ય ભરી મીઠી જબાન અને સદ વ્યવહારથી આખા કબીલામાં પ્રિય થઇ પડી.

એક વરસ પણ નહોતું પુરૂં થયું કે બની ઉઝગના દરેક માણસના મ્હોંમાંથી શબ્દો નીકળતા કે "લુબના જેવી સદાચારી અને સરળ અને બુદ્ધિશાળી બાનુ તેમના કબીલામાં બીજી કોઇ નથી. કયસને તો આવતુંજ મળ્યું હતું. પરંતુ તેનાં માતપિતાએ શરૂઆતમાં બતાવેલી નાપસંદગી માટે હવે પસતાવો કરતાં હતાં. રાત અને દિવસ લુબનાનાં સાસુ સસરાની સેવામાં પસાર થતાં હતાં. તેણીના પડેલા બોલો આંખો ઉપર ઉઠાવવા કયસ હરવખત તૈયાર રહેતો.

કહેવામાં આવે છે કે વિવાહ પછી જોશ અને જોમ, ઇચ્છા અને શોક, ઘટી જાય છે પરંતુ અહીંની દશા તદ્દન પ્રતિકુળ હતી. ઇશક–પ્રેમની તરસમાં વિવાહ પછી વધારો થયો હતો. હવે જોકે પ્રથમ જેવા ગાંડપણુ ઘેલછા ન્હોતાં છતાં પ્રેમદાને સંતુષ્ટ રાખવામાં કયસ દીવાનો હતો. આખો દિવસ લુબનાની સાથે બેસી તેને જોયા કરવા સિવાય કોઇ કામમાં તેનું મન લાગતું નહોતું. તેને જગતમાં લુબના સિવાય કશું દેખાતું નહી—જોવાનું ગમતું નહી. જો લુબનાનું સરળ કપોળ ચંદ્રમા હોય તો તે તારાનો ઉપાસક હતો, જો તેણીની તેજસ્વી કાંન્તિ ઉષ્ણુતામાન હોય તો તે આતશ પરસ્ત હતો, જો તેણી મોહીની મૂર્તિ પ્રતિમા હોય તો તે તેનો પુજારી બ્રાહ્મણુ હતો. તેને દુનિયામાં લુબના વગર કોઇ મનુષ્યજ દેખાતું નહોતું. આંખો લુબનામાં હતી, કાન લુબનાના મધુર સ્વરમાં હતા, બુદ્ધિ લુબનાના કાળા ભમર વાળોમાં હતી. શરીર અને દરેક અવયવ લુબનાની સેવા ચાકરી માટે હરહમેશ તૈયાર રહેતા.

કેટલીક વખત હદ ઓળંગતી કયસની વર્તણુંકથી લુબના કંટાળી જતી. અને કયસને સમજાવતી કે "દુનિયામાં રહી, જીંદગીને વ્યર્થ ગુમાવવી જોઇએ નહી. કબીલાના પુરૂષોમાં ભળી, તેમના કામ ધંધામાં સામેલગિરી કરો. માબાપની ખીદમત કરી તેમના કામ ધંધામાં ભાગ લઇ રાહત આપો."

"જાઇશ ખરો!" કયસે જવાબ આપવા માંડયો "પરંતુ લુબના! ત્યાં તારૂં ચંદ્રમા સમાન મ્હોડું નહી દેખાય ત્યારે મારૂં લાગશે! તારી સેવા અને દર્શન ઉપરાંત મારા માટે કોઇ કામ કુદરતેજ નિમાણુ કર્યું નથી."

"કયસ!" લુબના બોલી "મને પણ તારી પળમાત્રની ગેરહાજરી સખત રીતે સાલે છે, તારા વગર મને એ ગમતું નથી, પરંતુ દુનિયા એકજ કામ સારૂ નથી."

"ન હોય!" કયસે બેપરવાઈથી કહ્યું. "પરંતુ મારી દુનિયાનું અને તારૂં કામ છે."

"ત્યારે તો!" લુબનાએ કહ્યું "પ્રેમનો અર્થ મારી વાતો અને ઇચ્છાઓની જરાએ દરકાર નહી કરતાં આખો વખત મારૂં મ્હોં તાકી બેઠા રહેવાનોજ કર્યો લાગે છે."

"એમ તો નથીજ" કયસ બોલ્યો "તારૂં દરેક કામ હું આંખે ચાલી કરી દઇશ."

"મારી ઇચ્છા" લુબના એ કહ્યું "જો ખરેખર પુરી કરવાનોજ વિચાર હોય તો તમારા માત પિતા સાથે કોઇ જાતની જુદાઇ રાખો નહી. તેમની સેવા કરી રાજી રાખવાની તમારી ફરજ છે. કારણ કે તેમની ખુશીમાંજ આપણી ખુશી છે."

કયસ ઉપર લુબનાની વાતો એ સ્હેજ સ્હાજ અસર કરી ખરી પણ જેણે જીંદગીનો ઉદ્દેશ અને જગતનો સિદ્ધાંતજ, માત્ર લુબનાની મુખ મુદ્રા ઉપર કુરબાન થઇ આઠે પહોરને બત્રીશ ઘડી તેણીને જોયાજ કરવાનો માની લીધો હોય તેનો ઉપાયજ શો. લુબના હરવખત ઠપકો આપતી, ધીરની તેની હાજરીથી વખતો વખત કંટાળી જતી. અને કોઇ કોઇ વાર તો તેને કાયર વટીક કહી જતી. જેમ જેમ વખત વ્હે તો તેમ તેમ તેની આ સ્થિતિ વધતી જતી.

મુદ્દત વીતતા આજી પણ કયસ અને લુબના, આશક માશુક મટી ધણી ધણીયાણી થયાં નથી. પહેલા દિવસના પ્રેમ જોમમાં કશાએ ખામી આવી નથી. કયસે ધંધા રોજગાર કે ઘર સંસારમાં જરાએ ધ્યાન આપ્યું નથી, વરલથી તેનું કકળતું હૃદય કદીએ ધરાયું નથી. કયસને ત્યાં હજી સુધી કોઇ બાળકે જન્મ આપ્યો નથી. તેના મા બાપને નિરાશા ઉપજી છે, તેઓ સમજે છે કે આમારો વંશ, વેલો હવે આગળ વધવાનો નથી. બિયાબાનમાં વસનારા અરબોમાં નિર્વંશ રહેવાનું મોટું એબ ગણાતું હતું. ખુદાના બંદાઓમાં વધારો કર્યા વગર દુનિયા તજી જવાને ચાલ

એટલુંજ અકારૂં ગણુવામાં આવતું, કયસ પોતે તો કશીએ પરવા કરતો નહી પરંતુ કબીલાની સ્ત્રીઓને મ્હોડે ચરવાઇ રહેલી ચર્ચા લુબનાને કાંટા સમાન સાબતી. સાસુ સસરા અને કબીલાની સ્ત્રીઓઓમાં તેનું માન ઘટવા માંડયું હતું. હજી સુધી કયસ તેવોજ દીવાનો આશક હતો. આ બધું લુબનાને એકી સાથે સાલવા માંડયું. કયસની કાયરતા અને લોક ચર્ચાએ તેણીના અંતરમાં દુઃખની વેદનાએ જન્મ લીધો. તેણી હવે દુઃખી અને ઉદાસ રહેવા માંડી. તેણીને પોતાનું ભાવિ ભયમાં દેખાયું, દિલ ભરાઇ આવ્યું અને આંખોએ ચોધાર રડાવવા માંડી. કયસ ઘરમાં હતો નહી. પોતાની ખાતુનને રડતી જોઇ રેહાનાએ પાસે આવી પુછવા માંડયું "બાનુ! કોની વાતનું તમને આટલું બધું માઠું લાગ્યું, કોણે શું કહી દીધું, સાસુ, સસરાં કે કયસે કોઇ અણછાજતી અઘટીત વાત કહી!"

"કોઇએ કયુંએ નથી કહયું" લુબનાએ કહયું "રેહાના! હું મારી કિસ્મત ઉપર રડું છું, વિધાત્રાના લેખ ઉપર વિલાપ કરૂં છું."

"તમારાથી વધુ ભાગ્યશાળી કોણ હશે?" રેહાનાએ દિલાસો આપતાં કહેવા માંડયું. "કયસ જેવો તાબેદાર અને પડયો સખુન ઉઠાવી લેનાર પતિ દુન્યામાં દીવો લઇ શોધતો એ મળતો નથી. સાસુ સસરા પણ તમારી ખાતર બરદાસ અને માન જાળવવા કશી મણા રાખતા નથી. આટલું છતાં પણ તમને કયું દુઃખ છે."

"રેહાના!" લુબનાએ કહયું "કહયું તો ખરૂં કે નસીબનું! બધાં ભલાં છે અને હું નઠારી, તેમની મહેરબાનીઓ સહન કરવાની મારામાં શકિત નથી તેમજ તેવા મેમોળ પતિનો પ્રેમ ઉઠાવવાની મારામાં લાયકાત અને તેવા કૃપાવાન સાસુ સસરાને ત્યાં મારા જેવી આળસુ વહુનો ખપ.

એટલામાં કયસ આવી ગયો. લુબનાની આંખો આંસુમાં ભીંજાએલી જોઇ તેનો જીવ નીકળી ગયો. વ્યાકુળ ચિત્તે તે લુબનાની પાસે આવ્યો અને પુછયું "કુશળ તો છે?" લુબનાએ કશોએ જવાબ નહિ આપવાથી રેહાના તરફ કરડી નજર નાંખતાં કહયું "રેહાના, તેં શું કહી દીધું."

"સાહેબ, મારી શું વિસાદ કે મારા માલિક સામે શબ્દ પણ કહી શકું, હું તો પોતેજ પુછતી હતી કે દુશ્મનોના આજે શા હાલ છે?"

મોં ઉપરનો ઢાંકો ખોતાં કયસ બોલ્યો 'લુબના! ખુદા વાસ્તે

બતાવો, કયા બનાવે તમારૂં દિલ દુખાયું !"

"કોઇ પણ બનાવે નહિ," લુબનાએ કહ્યું "ફકત મારા નસીબ ઉપર મને રડવું આવે છે."

રેહાનાને કયસે બહાર જવાનું કહ્યું. રેહાના બહાર ગયા પછી લુબનાની પાસે બેસી તેણીનાં આંસુ લુછતાં કહેવા માંડયું. "લુબના ! ખુદાની સોગન આપી કહું છું કે રડવાનું કારણ બતાવો, નહિ તો હું દીવાનો થઇ જઇશ. તમને દિલગીર જોઇ મારૂં મન કાબુમાં રહેતું નથી. મારી સબુરી અને સહનશકિત ઉડતી જાય છે."

"તમે વ્યર્થ દિલગીર થાઓ છો!" લુબનાએ કહ્યું "મને કશું એ કહેવાનું નથી. દરરોજ આપણા અને પારકાઓ વચ્ચે મને હલકી પાડનારી કિસ્મત સામે મને રડવું આવે છે, તમારા માતપિતા પણ હવે માનવા લાગ્યાં છે કે મારા જેવી આળસુ વહુ ઘર બરબાદ અને વેરાન કરી નાંખશે અને થોડાજ દિવસો પછી અમારા તંબુમાં દીવો બાળનાર પણ નહિ મળે એવો વખત આવશે."

"ચાલો ત્યારે આપણે કોઇ બીજા કબીલામાં જઇ વસીએ !" કયસે કહ્યું. "બીજા કબીલામાં જવા મરજી નહી હોય તો તમારા કબીલા બની કઅબમાં જઇ તમારા પિતાના તંબુ પાસે રહી શકીએ છીએ અને ત્યાં પણ ન જવું હોય તો મદીના તૈયબામાં હઝરત અલીના પડોશમાં જઇને જીંદગી ગુજારી શકીએ છીએ."

"ક્યાંએ જવાનું મને ગમતું નથી." લુબના બોલી. "પણ મારી તરફથી બે પરવા થઇ, મારો ખ્યાલ ઓછો કરી તમારા માત પિતાની સેવા કરો. તેઓ જે કહે તેજ પ્રમાણે કરો, ઘર છોડી પરદેશની મુસાફરી કરો, અમીર, ઉમરાવો અને રાજપતિઓના દરબારમાં જાઓ, જેહાદ કરો, તમારા બાહુબળથી, દીનની, કવમની અને તમારા કુટુંબની સેવા કરો."

"લુબના !" કયસે ગંભીરપણે કહેવા માંડયું "તું એમ સમજતી હશે કે તારા વગર હું દુનિયામાં રહી શકીશ !"

"કોઇ કામ તુ કેહતી કે બાતા નહિ મુઝકો." પણ હવે જેહાદ છેજ ક્યાં, અમીર મઆવિયાએ હઝરત અલીનો વિરોધ કર્યો ત્યારથી તો

આંતરિક કંકાશનું જોર વધી ગયું છે."

"ત્યારે તો અમીરલ મુમેનીન હ૦ અલીની મદદ કરવાની તમારી ફરજ છે. ખીલાફતના કોઈ દુશમનને તમારે જીવ તો છોડવો જોઇએ નહિ. ત્યારેજ પુરા બળ સાથે ઇસ્લામનો ફેલાવો થઇ શકે."

"લુબના" કયસ બોલ્યો "મારા જેહાદ અને દીન તથા દુનિયાની મારી બધી ફરજો તારી સેવામાં આવી જાય છે."

"તમારી આવી વાતો ઉપરજ મને રડવું આવે છે" લુબના એ આંખોમાં આસું લાવી કહ્યું "ખુદાએ કોઇ પુત્ર આપ્યો હોત તો મને સંતોષ થાત કે કે મોટો થઈ દીનની અને પયગમ્બર (સ) સાહેબની સેવા બજાવશે અને તમોએ પાડેલો ખાડો ભરી આપશે. તમારાં માતપિતા પણ સમજતાં કે બેટાએ ન કર્યું તે પૌત્ર કરી બતાવશે, તેમની છેલ્લી ઘડીએ બેટો કામ નહિ આવે તો પૌત્ર કામ આવશે. મારી કિસ્મત મારી તરફ બે પરવા છે ત્યારે તમારાં માતપિતા તે નિરાશા કેમ સહન કરતાં હશે!"

"લુબના!" કયસ બોલ્યો "મને અવલાદની ઇચ્છા નથી કે નથી પરવા માતપિતાની."

"પરંતુ તેઓ નારાજ તો રહેશેજને!" લુબનાએ કહ્યું.

"ગમે તેમ થાય, મને પરવા નથી." કયસે જવાબ આપ્યો.

"ત્યારે શું ઇમામ હુસયનની શિખામણ ભુલીજ ગયા!" લુબનાએ ડુસકા લેતાં કહેવા માંડ્યું "તેઓએ કહ્યું હતું કે માત પિતાને કદીએ નારજ કરતા નહિ."

"હું તો કોઇને એ નારાજ ક્યાં કરું છું!" કયસે કહેવા માંડ્યું "વગર કારણે પોતાની મેળે નારાજ થાય તેનો ઉપાય કંઇ મારા હાથમાં છે."

"નહિ કેમ," લુબનાએ કહ્યું "ઉપાય તમારાજ હાથમાં છે."

"તે વળી કયો!" કયસે પુછ્યું.

"તેઓ કહે તેજ પ્રમાણે ચાલવું" લુબનાએ આંસુ પુંછી સમજાવવા માંડ્યું. "તેમની સેવા ચાકરી કરો, રાત દિવસ મારા પડખે

બેસી રહેવાનું મુકી, તેમની પાસે બેસો, તેમનું કામ કરો અને તેમની મરજી જાળવો."

"એથી વળી શું થવાનું" કયસે પુછયું.

"એથી થશે એ કે" લુબનાએ કહયું "દીને તમારી ઉપર નાંખેલી ફરજ બજાવી શકાશે, તમે નિર્દય છો એવા વિચારો તેમને દુઃખ દેશે નહિ."

"ચાલો ત્યારે તેમ કરીશું" કયસે ધીરેથી કહયું "હવે તમારા કહેવાથી તેમની પાસે પણ જતો આવતો રહીશ. હવે તો નહિ રડો ને?"

"કયસ!" લુબનાએ દુઃખી અવાજે કહયું "મને તો ભવિષ્ય સારૂં દેખાતું નથી. મારા ભાવી સુખ દુઃખનો મદાર તમારા હાથમાં છે. જોઇએ છીએ, તે કેવાં ફળ લાવે છે."

"ખુદાની ઇચ્છાથી સારાંજ ફળ આવશે." કયસે કહયું "હવે તમને કોઇ મારી પાસેથી પડાવી શકે તેમ નથી."

"પરંતુ" લુબનાએ ફરી તેજ દુઃખી દિલે કહયું "મને મજબુત ભય છે કે તમને, મારા હાથમાંથી કોઇ ખુંચવી લેશે!"

"લુબના!" કયસ બોલ્યો "આવી કઠોર વાતો તારે કહેવી જોઇએ નહિ."

"હું પોતે તો એમજ ચાહું છું" લુબનાએ કહયું "કોઇ પણ કઠોર શબ્દ કહેવા મારૂં અંતર રીઝી નથી, પરંતુ હું શું કરૂં લાચાર છું, વગર ચાહે—અનિચ્છાએ મારા અંતરમાં એ તેજ વિચારો ઘોળાયા કરે છે."

હવે પછીથી કયસે નિયમ બાંધ્યો કે આખો દિવસ માત પિતાની પાસેજ રહેતો, દિવસમાં બાપની સાથે જંગલો અને વાડીઓમાંજ રહેતો અને રાત્રે ઘેર આવ્યા પછી તેમની રજા લઇનેજ લુબના પાસે આવતો.



# પ્રકરણ તેરમું.



## "પડ ગઇ ઓર યે કયસી મેરે અલ્લાહ નઇ."

આખો વખત માતપિતાની પાસે રહેવાનું શરૂ કર્યાં ને થોડાક દિવસો થયા હશે, કે એક સ્હવારે, લુબનાને ચોધાર આંસુએ રડતી જોઇ. તેણીના ગુલાબની પાંખડી જેવા ગાલ આંસુમાં તરબોળ જોઇ તેનું મન કાબુમાં રહ્યું નહી. તે બ્હાવરા જેવો બની લુબના પાસે આવ્યો, કયસની આંખોમાં આંસુ આવી ગયાં, ડુસકાં લેતાં તે પુછવા લાગ્યો. "શું થયું. વ્હાલી કોઇએ કંઇ કહ્યું!"

ડુસકાં લેતાં લુબના એ જવાબ આપ્યો "કોણ જાણે શું થવા બેઠું છે કે રોજીંદા મારી ઉદાસી અને નિરાશા વધતી જાય છે."

"પણ તે કેમ, કંઇ કારણ હશેજને!" કયસે કહ્યું.

"હમણાં, સ્હવાર પડતાં મેં સ્વપ્નું જોયું" લુબનાએ કહેવા માંડયું "જાણે આપણે એક જંગલ બિયાબાનમાં જઇએ છીએ. આપણે તરસ્યા છીએ. તમે શોધીને જાણે પાણી લાવ્યા છો, અચાનક કેટલાક લોકોએ પાણીનું પવાલું મારા હાથમાંથી લઇ લીધું અને તમને બાંધીને લઇ ગયા. આપણી સાથવાળા તમને છોડવવા જતન કરવા ગયા. મને તે જંગલ બિયાબાનમાં બધા નિરાધાર મુકી ચાલતા થયા. તમારા ગામમાં હું બુમો પાડી રડતી હતી એટલામાં આંખ ઉઘડી ગઇ."

દિલાસો આપતાં કયસ બોલ્યો "હરવખત તમારા મનમાં આવતા વ્હેમોનો આ પડકારો છે. જે વમળમાં તમે રાત દિવસ ઘોળાયા કરો છો તેનોજ આ ધખારો છે."

"પરતુ" લુબનાએ કહ્યું "આ સ્વપ્નાનું ફળ તો બતાવો!"

"આવા ધખારાનું ફળજ શું હોય!" કયસે કહ્યું.

"ખુદા કરે ને એમજ થાય" લુબનાએ જવાબ આપ્યો "પણ મારા મનમાં ભય પેઠો છે કે ભાવિ શું બતાવે છે."

કયસે લુબનાને દિલાસો આપ્યો, તેનાથી બન્યું ત્યાં સુધી લુબનાનો વ્હેમ દુર કરવા પ્રયત્ન કર્યો અને વખત થતાં રજા લઇ માત પિતાના તંબુ તરફ આવ્યો. આજે તેણે પિતાને વાટ જોતો દીઠો. કયસે અદબ સાથે સલામ કરી, ઝુરીહે સલામના જવાબમાં આશીષ આપી કહ્યું "કયસ ! હું તારી વાટ જોતો બેઠો છું."

"લબ્બયક, યા અબત !" કયસે અદબ સાથે કહ્યું "પિતાજી જે હુકમ હોય તે ફરમાવો."

ઝુરીહ—"કયસ ! તારી માતા ફરીયાદ કરે છે."

"મારી, માતાજી !" કયસે પુછ્યું "મારાથી કંઇ કસુર થઇ."

"કસુર" ઝુરીહે કહ્યું "તમારા વિવાહ પછી, તારા આચાર વિચાર તદ્દન હલકા થઇ ગયા છે, તારી વર્તણુંક સંતોષ ઉપજાવે તેવી નથી."

હેરત પામતાં કયસે કહ્યું "મારા આચાર, વિચાર, વર્તણુંક અને અસંતોષ !"

"હા, હા, તારાજ !" ઝુરીહે. કડકાઇથી કહેવા માંડ્યું "લુબના પાછળ તુ દીવાનો બન્યો છે. દુનિયા કે દીન કશાની એ તને ખબર નથી. એક વખત એવો હતો કે પળેપળ માબાપની આંખો આગળ રહી તેમની બધી વાતો ઉપાડી લેતો હતો. હવે એવો બેપરવા થયો છે કે જાણે મા બાપ છેજ નહી. આ બધું પરિવર્તન લુબનાને આભારી છે. તેણીએજ, કુટુંબ, કબીલો, સગાં વ્હાલાથી લઇને માબાપ સુધાં પણ તજાવ્યાં છે. હું જોઇ રહયો છું કે તેણીએ તને ખુદા વટીકથી પણ ભુલાવી દીધો છે અને ખુદાને બદલે તે તારી પાસે પોતાની પુજા કરાવે છે."

"નહિ તો પિતાજી" જાણે જાણતો જ ન હોય તેવી રીતે કયસે જવાબ આપ્યો. દર રોજ હું તો "સવારથી સાંજ સુધી તમારી જ પાસે રહું છું. આ ફરજ બજાવવામાં જો આપમાં કંઇ ખામી આવી હોય તો તે માટે બધાથી વધારે ઠપકો લુબના જ આપતી આવી છે. તે બીચારી તો

એમ જ માને છે કે હર હમેશ અમારી ફરજ, આપની અને માતાજીની સેવા કરી આપની મરજી અનુસાર ચાલવાની છે."

"વ્યર્થ વાતો છે" ઝુરીહે ઠપકો આપવા માંડયો. "તું જો કે અહિં આવે છે પણ તારૂં મન તો ત્યાં જ રહે છે. ઘણી બૈયેર તો અમે દુનિયામાં ઘણાં જોયાં છે પણ તમારા જેવાં તો ક્યાંએ દીઠાં નથી. શું પુરૂષો સ્ત્રીઓની પાછળજ રહેતા હશે? તેણીની મરજીજ જાળવ્યા કરતા હશે અને બધુંએ ભુલી જતા હશે. આ ક્યાં સુધી નભવાનું હતું."

"અલબત્ત" કયસ આંખો નીચી કરી બોલ્યો "મને તેણી સાથે પ્રેમ છે અને તે મરણ ઘડી સુધી રહેવાનો!"

ઝુરીહે ક્રોધમાં કહેવા માંડયું "એનો અર્થ એવોજ થયો ને, કે મારા કહેવા છતાં પણ તારૂં આચરણ નહી બદલે અને કોઇ પણ રીતે તેની મરજી ઉપર રહેવાનું નહી મુકે! અરબ પુર્વજોનું કથન અક્ષરે અક્ષર સાચ્ચુંજ છે કે જે છોકરામાં વિવાહ અગાઉ પ્રેમ બંધાયો હોય તેમનાં લગ્ન કદાપી કરવાંજ નહી. તેથીજ હું તારા વિવાહની સામે હતો. તું રડયો, કકલ્યો, વનોમાં ભટકયો, રેઢીયાળ થયો પણ મેં કશી દરકાર કરી નહી. ઇમામ હુસયન વચ્ચે પડયા અને જે વાત મને નહોતી ગમતી તે કરવી પડી, પરંતુ તેમાં જરાએ મસલત તો નહોતીજ અત્યારે તેનાં ફળ મારેજ ભોગવવાં પડે છે "ઝુરીહ ગુસ્સામાંજ હતો, એટલામાં કયસની માતા ઘરમાંથી નીકળી ત્યાં આવી. તેણીએ ક્રોધમાં કયસ તરફ જોઇ કહેવા માંડયું "કયસ! શું તું એટલો નાલાયક થયો કે બાપને ટપટપ જવાબ આપે છે."

"માતાજી!" કયસ બોલ્યો "મેં તો એક શબ્દ વધુ પડતો નથી કહ્યો."

"ચોકખા શબ્દોમાં" ઝુરીહે ક્રોધમાં ફરી કહેવા માંડયું "મારી આગળ નિર્લજ થઇ, તડ તડ કહે તો ચાલ્યો જાય છે કે લુબનાનો પ્રેમ તો છોડવાનોજ નથી. છતાં તે કશુંએ કહ્યુંજ નથી." કયસની મા તરફ જોઈ ઝુરીહ બોલ્યો "મેં તો ફકત તમે કરેલી ફરીયાદજ સંભળાવી હતી. અને તમારાજ શબ્દોમાં કહ્યું હતું કે લુબનાની પાછળ માતપીતા અને દુનીયાને ભુલી બેઠો છે. આ બધી વાતો મુકી દેવી જોઇએ. તેનો

જવાબ એવો મલ્યો કે જે નાલાયક બતાવતો આવ્યો છે તે છોડવાનો નથી."

"કયસ!" માતાએ કહ્યું "અલબત મારે કહેવુંજ પડશે અને કહીશ. આ પાછળ તેં આખા દરબારને દેશવટો આપ્યો છે.

"કયાં માતાજી!" કયસે કહયું "સવારથી સાંજ સુધી તો અહીંજ રહું છું. તે ઉપરાંત બીજા કોઈ વખતે મારી જરૂર હોય તો હું હાજર રહીશ અને જે કામ કહેશો તે બજાવી લાવીશ."

"પરંતુ, બેટા!" કયસની માતાએ કહેવા માંડયું "એવા આવવા અને કામથી લાભ જ શો? કે તમે તો અહીં છો પણ મન તો ત્યાં પ્રેમદા માંજ પડેલું છે. આવી બનાવટી વાતો ઉપર મને તિરસ્કાર છુટે છે.

"માતાજી!" કયસે કહયું "મેં તો પ્રથમજ કહયું કે તમે કહો તેમ કરું"

"પણ બેટા" કયસની માતાએ ધીમે સાદે કહયું "હું જાણવા માગું છું કે લુબનામાં એવા શું માણેક જડેલા છે. કયા કામ કાજની તે નથી, આજ સુધી કોઇ બાળક તેને થયું નથી, અને જે સ્ત્રીને બાળક ન થાય તે સ્ત્રીજ શું કામની. બાકી રહી ખુબસુરતી, એ પણ મને તો કંઈ ઝાઝી દેખાતી નથી. લુબના જેવીને અમારા કબીલાવાળા તો કોઇ પસંદ કરેજ નહીં, બની ઉઝરાની ખુબસુરતી આખી દુનિયામાં પંકાય છે. લુબનાથી વધારે ખુબસુરત છોકરીઓ આપણાં કબીલામાં કુદી બધ પડી છે,

"માતાજી!" અંતર પ્રેમ અને ગુસ્સાને દબાવી, મન ઉપર સખત કાબુ રાખતાં કયસે કહયું "લુબનાને તમારે મારી આંખે જોવી જોઇએ, મને તો એમજ લાગે છે કે દુનિયામાં લુબનાથી સારી તો શું, પણ લુબના જેવીએ કોઈ સ્ત્રી ખુદાએ પયદા કરી નથી."

"પાછી તેજ નાલાયકી" ઝુરીહે ગુસ્સામાં કહયું "પાછું તેજ અભીમાન અને ઉદ્ધતપણાની તોછડાઇ!"

"તમને કોણે બોલાવ્યા" કયસની માતાએ ઝુરીહને અટકાવતાં કહયું "મારું છોરૂ છે, તેને હુંજ સમજાવી મનાવી લઇશ." અને વ્હાલ બતાવતાં કયસના માથા ઉપર હાથ મુકી કહયું "બેટા! જરા સમજીને કામ કરો, આપણે માની લઇએ કે તેણી બધી દુનીઆમાં સુંદર છે, છતાં બાળક નથી થતાં એટલે બે બદનામનીએ તેની કીમત ન મલ્યા"

"માતાજી!" કયસ બોલ્યો "અવલાદની મને જરાએ દરકાર નથી."

"શાબાશ, બેટા, શાબાશ!" માતાએ કહયું "ભલે તમને ન હોય પણ અમને તો અવલાદ જોઇ રાજી થવાની ઇચ્છા પુરે પુરી છે. અમારા અંતરમાં તો તમારાં બાળક રમાડવાની લગની લાગેલી છે. જવાન થઇ કબીલાના કામ આવશે, અને અમારૂં નામ રવશન કરશે."

"માતાજી!" કયસ બોલ્યો "અમારો શું વાંક, એ તો ખુદાના કબજાની વાત છે."

"બેશક, ખુદાના કબજામાં છે" માતાએ કહેવા માંડયું "પરંતુ મનુષ્યે યત્ન તો કરવો જોઇએ, વંશવેલ મુકયા વગર મરવાનું તારા વગર બીજા પણ કોઇએ પસંદ કર્યું છે! જવાની સુધીજ આવી વાતો સારી લાગે છે. હ્રદયમાં પ્રશ્ક અને પ્રેમની બળતરા હોય ત્યાં સુધીજ એ ઠીક લાગે છે, પરંતુ જ્યારે થોડા ઘણા દીવસ વીતશે, અમે પરલોક તરફ ચાલતા થઇશું અને તમે વૃદ્ધ થશો, ત્યારે વંશ વગરની અસહ્ય પીડાની વેદના થશે. ત્યારે આજની તમારી વર્તણુંક ઉપર વિલાપ કરશો અને જીવતર વ્યર્થ ગુમાવેલું જણાશે."

"હું તેનો પશ્ચાતાવો કરવાનો નથી." કયસે કહયું.

ઝુરીહથી સહેવાયું નહીં તે વચ્ચેજ બોલી ઉઠયો, "કયસ, બેહદ જકડી થઇ ગયો છે. તેજ સસલાના ત્રણ પગ. તે પોતાની હઠ છોડવાનો નથી.

"પાછા તમે વચ્ચે બોલ્યા" કયસની માતાએ ઝુરીહને ઠપકો આપતાં કહયું "તમે ન સાંભળી શકતા હોવ તો ચાલ્યા જાઓ.' કયસને સમજાવતાં કહયું "બેટા, હજી તમે બાળક છો, ખુદાએ તમને હજુ એટલી સમજણ નથી આપી, તેથી આવી ગાંડી ઘેલી વાતો કરો છો."

"પરંતુ માતાજી!" કયસે કહયું "તેનો ઉપાય કંઇ આપણા હાથમાં છે. ખુદાની વાતોમાં કોણ દખલ કરી શકે."

"બેટા, કયસ!" માતાએ હવે ચોકખું કહયું "મારી મરજી તો લુબનાને તજી દેવાની છે." છેલ્લો શબ્દ સાંભળતાં કયસ રાતો અંગારા જેવો થયો, તેણે મ્હોં ફેરવી લીધું અને તે કંઇ પણ બોલે તે અગાઉ તેની માતાએ કહેવા માંડયું " સાંભળો, જલદી ન કરો, મને પુરી સાંભળી

લ્યો. તજી દેત, પણ તેમ કરવાની તમારી મરજી નથી ત્યારે જો મને રાજી રાખવાની ઇચ્છા હોય તો બીજાં લગ્ન કરો. હું વચન આપું છું કે લુબનાને ભુલી જાઓ એવી સુંદર, સદગુણી અને લાયક છોકરી શોધી આપીશ."

"માતાજી!" કયસ દુઃખી થઇ બોલ્યો "તમારી બધી વાતો માનીશ પણ, આ વાત માનવાનો નથી. વધારે આગ્રહ કરી, મારૂં જીવતર ધુળધાણી કરવાનો ખુદા વાસ્તે વિચાર માંડી વાળો. લુબના મારી દીન, દુનિયા છે, જો તે ન હોય તો બન્ને જહાનમાં મારૂં ઠેકાણું નહી લાગે."

"બેટા, કયસ!" માતાએ કહ્યું "હું કયાં કહું છું કે લુબનાને છેડા છુટકા કરી આપો. લુબના તો રહેવાનીજ, પણ એક બીજી સ્ત્રી લાવીએ. તેમાં નથી અયબ કે નથી વાંધો. અરબમાં બધે થતુંજ આવ્યું છે. આપણા પયગમ્બર (સ.) સાહેબની એકથી વધારે બીબીયો હતી."

"માતાજી!" કયસે કહ્યું "લુબનાની હાજરીમાં મારાથી બીજા લગ્ન કેવી રીતે થાય!"

ઝુરીહે કયસની માતાને કહેવા માંડ્યું "તમે શા માટે અર્થ વગરની માથાકુટ કરો છો. જે અદબ, માન મરજાદ અને બુદ્ધિ રાખતો હોય તેને સમજાવો, પથરા સાથે કયાં સુધી માથું ફોડશો. મેં પ્રથમજ કહ્યું કે એ તો નહીં માને."

"ત્યારે કરવું શું!" કયસની માતાએ દીલગીર થઇ કહ્યું.

"બળ જબરીથી" ઝુરીહે ગુસ્સામાં કહેવા માંડ્યું "સાંભળ હવે હું કહું છું, લુબનાએ અમારૂં ઘર તબાહ તો કરીજ નાંખ્યું છે અને હવે તને પણ પાયમાલ કરવા બેઠી છે. તેથી હું તને હુકમ કરૂં છું કે લુબનાને તજી દે."

"હો! આ શું!!" કયસે બે ઇખતિયાર નિસાસા નાંખતાં કહ્યું "આ હું શું સાભળું છું. લુબનાને તજાય! લુબના મારો આત્મા છે, તે છે ત્યારેજ આ જીવન છે, જ્યારે તે મારી પાસે નહીં હોય, તે દિવસે મને દુનિયામાં કોઇ જોશે નહીં."

"કમનસીબ!" ઝુરીહે બોલવા માંડ્યું "કદાચ એમજ તારૂં મવત

હોય તો ભલે મરી જા, તારૂં મવતજ બેહતર છે. આવો અવિવેકી અને ઉદ્ધત છોરૂ કરતાં છોરૂ વગરનાજ સારાં."

પિતાના પગમાં માંથું નાંખતાં કયસ બોલ્યો "પિતાજી! મારો આ અપરાધ માફ કરો હવે નહી કરૂં. માત્ર આ બાબતમાં મારી અરજ ઉપર ધ્યાન આપી મારો વિરોધ ન કરો, હું વચન આપું છું કે ફરી તમે જે પણ કહેશો તેજ કરીશ." ઝુરીહે કશો પણ જવાબ નહી આપતાં પાછું મારી તેને પાછળ ખસેડયો અને કહયું "જા, ચાલ્યો જા. તું મારો બેટો નહી અને હું તારો બાપ નહી." ઝુરીહ હવે થોભ્યો નહીં. તે ઉઠીને ચાલતો થયો.

ઝુરીહના ગયા પછી કયસની માતાને પણ ગુસ્સો ચઢયો, ક્રોધના આવેશમાં તેણીએ કપડાં ફાડવા માંડયાં, વાળ તાણી માથા ઉપર થપડ મારતાં તેણીએ બુમો પાડવા માંડી. "યા બની ઉઝરા!" તેણીની ભયાનક અવાજ સાંભળી લુબના સાથે બની ઉઝરાનાં સ્ત્રી પુરૂષો ચોમેરથી એકત્ર થઇ ગયાં. કેટલીક વાર સુધી તેણી માથું કુટતી રહી. ઘણા લોકો એકઠાં થયાં ત્યારે તેણી બોલી "બની ઉઝરાના બધા લોકો! તમે સાક્ષી છો કે બની કઅબવાળા હુબાબની બેટી લુબનાએ મારા બેટા કયસને કશાએ કામનો નથી રાખ્યો. આહ! કયસ તેણીના પંજામાં ફસાઇ, ખુદા અને પયગમ્બર (સ૦)ના કામનો પણ નથી રહયો ત્યારે અમારા કામનોજ શું હતો!

એક ખબરીએ પુછયું—"તેણે શું કર્યું એ તો બતાવો!

"લુબના વાંઝણી છે!" કયસની માતાએ ગુસ્સામાં કહયું "તેણીને બાળક અવતરે એવા કશાં ચિન્હ નથી. મેં બીજું લગ્ન કરવા કહયું પણ, ના, ના, ને નાજ!"

"કયસને એ માટે અખત્યાર છે, એમાં શું થયું."

"જો તેને અખત્યાર હોય તો, મારા કામ ઉપર મને પણ અખત્યાર છે. તમારા બધાની રૂબરૂ હું એહદ કરૂં છું કે જયાં સુધી કયસ લુબનાને તજી દેશે નહી ત્યાં સુધી હું છાપરાની નીચે કે તંબુની અંદર જાઇશ નહી, તેમાં મરીએ કાં નહી જાઉં પણ હવેથી ઘર કે તંબુમાં જાઇશ નહી જોઇએ તો ભલે મારો પ્રાણ નીકળી જાય."

માતાનો એહદ સાંભળી કયસ જમીન ઉપર પછાડ ખાઇ તુટી પડયો. ચોધાર આંસુએ રડતાં આજીજી સાથે કાલાવાલા કરવા લાગ્યો. "માતાજી! આ સખ્ત એહદ ન કરો. પયગમ્બરે ખુદા (સ.) ની તુરબતની સોગન કહું છું કે લુબના વગર એક ઘડી પણ હું જીવતો રહી શકીશ નહી. અત્યારે જે કંઇ થોડી ઘણી સેવા ચાકરી કરી શકું છું પણ લુબના વગર હું ગાંડો તુર થઈ જઈશ."

કબીલાવાળાએ કયસની માતાને ઘણુંએ સમજાવ્યું પણ તેણીએ માન્યું નહી. તેણીએ ગુસ્સામાં બોલવા માંડયું "બસ! જે થવાનું હતું તે થઇ ગયું." તેણી ઓસરીમાંથી ઉઠી તડકામાં જઇ બેઠી અને એકત્ર થયેલું ટોળું વીખેરાવા લાગ્યું.

બ્હાવરા બનેલા કયસનો હાથ પકડી લુબના તંબુમાં લઇ ગઇ. તેણીએ કહેવા માંડયું "કયસ! વિયોગમાં મારા અને તમારા ઉભયના જીવ જવાનું જોખમ છે, પરંતુ યોગ્ય ઉપાય મને તજી દેવામાંજ રહેલો છે. તમારી તલાક પછી હું મારા કબીલામાં જઇને રહીશ અને જેવી વીતશે તે સહન કરીશ. માબાપને નારાજ કરવાના કલંકમાંથી તમે ઉગરી જશો. માતાનું દીલ દુઃખવાનું કોઇએ પસંદ કરશે નહી."

"લુબના!" કયસ બોલ્યો "તને તજી, હું હોશમાં રહી શકું છું?

"ત્યારે શું કરશો?" લુબનાએ પુછયું.

"અત્યારે તો હું જાઉં છું" કયસે ઉઠતાં કહ્યું "અને માતાજીને કાલાવાલા કરી કગરી ધુપમાંથી ઉઠાવું છું. તમે તંબુમાંજ બેસો, મને જવા દયો" કયસ બાહેર ગયો. લુબનામાં સહન કરવાની શકિત હવે રહી નહોતી. તેણીએ રડવા માંડયું. મન ઉપરનો કાબુ ખોઇ તેણી બોલી "હાય! હું તો હવે કયાંનીએ ન રહી. મારા સ્વપ્નાનું ફળ પ્રત્યક્ષ છે અને હાય!! તે પુરૂં થઇનેજ રહેશે!"

કયસે માતા પાસે આવી ધુંટણીએ પડતાં કરગરી કહયું "માતાજી! ખુદા તરફ જોઇ હઠ છોડો, તેનું પ્રાયશ્ચીત હું વાળ આપીશ."

"પ્રાયશ્ચીત!" માતાએ કહ્યું "તેનું પ્રાયશ્ચીત એકજ છે. માત્ર લુબનાને તજી દેવાથીજ પ્રાયશ્ચીત થઇ શકે છે."

"હાય! એ કેમ બને!!" કયસે ચાલુ કાલાવાલામાં રડમસ રહેરે કહ્યું "અને તમને આવા સખ્ત તાપમાં પણ મારાથી કેમ મુકાય!" પોતાનો ચોફાળ માતાના માથા ઉપર પહોળો કરી છાંયડો કરતાં બોલ્યો "માતાજી! મારો અપરાધ માફ કરો."

"કયસ!" માતાએ કહ્યું "જ્યાં સુધી લુબનાને નહી તજે ત્યાં સુધી બધું વ્યર્થ" ચોફાળ માથા ઉપરથી ખસેડતાં તેણી બોલી જાઓ, ચાલ્યા જાઓ, હવે મને કેમ કનડો?"

"માતાજી!" કયસે કહેવાનું ચાલુ રાખ્યું "જો તમે તંબુ કે છાપરા તળે નહી જાઓ તો હું પણ સોગન ખાઉં છું કે મારો ચોફાળ આવીજ રીતે તમારી ઉપર છવાયેલો રહેશે." અને તેવીજ રીતે ચોફાળનો છાયો કર્યો.

"તુ ધુપમાં હેરાન થશે."

"તેની દરકાર નથી. તમને તો તડકો નહી લાગે." કયસ બોલ્યો.

"હું તો હવે નીરંતર આ તડકામાંજ રહીશ."

"અને હું નિરંતર આવીજ રીતે છાંયો કરતો રહીશ."

"તે કયાં સુધી" કયસની માતાએ જાણવા માંગ્યુ."

"જ્યાં સુધી તમે તડકામાં રહેશો."

"શું, આવી રીતેએ મારો કેડો નહિ મુકે?"

"એ બનેજ કેમ?" કયસ બોલ્યો "તમે તડકામાં બળો અને હું તંબુ તળે સુખમાં રહુ."

"ત્યારે લાડકવાઈ લાડીને લાડ કોણ લડાવશે?"

"માતાજી!" કયસે કહ્યું "તે બીચારી ઉપર તમે વ્યર્થ વ્હેમ કરો છો. નાલાયકી, આળસાઇ અથવા ઉદ્ધતાઇ જે પણ ગણો મારી પોતાનીજ છે. તેણીને સુકી ક્યાંએ જવાતું મનેજ નથી ગમતું. તેણી તો રોજ ધકેલી ધકેલી અને તાના મારીને મને તમારી અને પિતાજીની પાસે મોકલે છે."

"કયસ!" માતાએ કહયું "તારી જે નાલાયકી થઇ તે તેણીનાજ સબબે થઇ છે. હું એવી વહુને પગે લાગી."

"માતાજી!" કયસ બોલ્યો "ત્યારે, મારી કસુર માફ કરો."

ગુસ્સામાં બુમ પાડી તેની માતાએ કહયું "નકામો બકબકારો મુકી ચાલ્યો જા. મને વળગીને કેમ બેઠો છે. શું મારા જીવનો તરસ્યો થયો છે?"

કયસ ચુપ રહયો, અને સુરજ અસ્તાચળે જતાં સુધી એક શબ્દ પણ બોલ્યા વગર તેવીજ રીતે ચોફાળનો છાંયડો કરતો રહયો. સાંજ પડતાં, તાપ અને મેહનતથી તેની હાલત ઘણી ખરાબ હતી. તે અધમુઆ જેવો થઇ ગયો હતો. તંબુમાં આવતાંજ લુબના તેને વળગી પડી. તેણીની આંખમાંથી આંસુ વહી રહયાં હતાં. ઉભયનાં મન ભરાઇ આવ્યાં. બન્ને એક બીજાને ભેટી કેટલીક વાર સુધી રડતાંજ ઉભાં રહયાં. છેવટે એક બીજાનાં આંસુ લુંછી છુટા પડયા લુબનાએ કયસને પુછયું "આ મુસીબત કયાં સુધી રહેશે?"

",જ્યાં સુધી કિસ્મતમાં ભાવિએ લખી હશે." કયસ બોલ્યો.

"કયસ! વ્હાલા કયસ!! લુબનાએ કહયું "તમારા કબીલામાં રહેવા માટે પ્રથમ મેંજ હઠ પકડી હતી. ખરૂં પુછો તો હુંજ તમને અહીંઆ લાવી હતી. પરંતુ આવા સંજોગોમાં હું તમને મદીના મુનવ્વરા જઇને રહેવાની ભલામણ કરી શકું છું. ઇમામ હુસેનના આશરામાં આપણે સુખી જીવન ગાળી શકીશું."

"પ્યારી લુબના!" કયસ બોલ્યો "પહેલાં કહયું હોત તો ચાલવા માં કશો વાંધો નહોતો, પણ અત્યારે અશકય છે. જો આપણે ચાલ્યા જઇએ તો મ તાજી તડકામાં બળીને પોતાનો જીવ ગુમાવશે."

"મારાથી તો તમારૂં કષ્ટ જોવાતું નથી." લુબનાએ કહયું "આખો દિવસ તડકામાં બળી તમે લોહી પરસેવો એક કરી અડધા થાઓ છો. જો મદીના નથી ચાલતા તો કાલથી તમારૂં કામ મને સોંપો. તમારા બદલે તમારી માતા ઉપર હું છાંયડો કરીશ."

"તમારા જેવી નાઝનીન તડકામાં!" કયસ બોલ્યો "આ ફુલ જેવા ગાલ કરમાશે નહી! આ ગોરૂં શરીર હઝાર કાળું નહી પડે? તમે

આ સખત તાપ સ્હેશેજ કેમ? નહી, એ તો નહીજ બને!! માતાની સેવા કરવાનું કામ મારૂં છે અને તે કામ હું પોતેજ બજાવી લાવીશ."

"કયસ?" લુબનાએ કહ્યું "તમારા કામ આવવા અને તમારા દુઃખમાં ભાગ લેવા શું ખુદાએ મને નથી હક આપ્યો? જો એમ ન હાય તો એવી વ્યવસ્થા કરો કે એક દિવસે તમે અને એક દીવસે હું છાંયડો કરૂં. વારા ફરતી કરવાથી કામ નભી શકશે અને તમારૂં કષ્ટ ઓછું વત્તું ઘટવા પામશે."

"નહી લુબના એ નહી થાય!" કયસ બોલ્યો. "તે મારી ફરજ છે અને મારે પોતેજ બજાવી લાવવી જોઇએ. રોજ સાંજરે તમને આવી મળીશ, એજ મારે માટે મોટામાં મોટું સુખ છે. અને બધાં કષ્ટ તમારી પ્રેમ નજરથી દૂર થશે."

કયસને જીદ કરતો જોઇ લુબના ચુપ રહી, છતાં એક વખત ફરી તેણીએ કહ્યું "આ સંકટ તમે કયાં સુધી સહન કરશો?"

તે પછીથી રોજીંદા સુરજ નીકળતાં પીછોડી લઇ કયસ જતો અને તેની માતા ઉપર છાંયો કરતો અને સાંજ સુધી હાલ્યા ચાલ્યા વગર ભુખ્યો ને તરસ્યો એકજ રીતે છાંયડો કરતો. થાકેલો, હારેલો, કરમાએલા અને તાપમાં તપેલા વીલા મ્હોડે તે તંબુમાં આવી લુબનાને મળતો, બન્ને એક બીજાને મળી ઘડીઓ રડી રડીને ગુજારતાં. કયસની માતા પોતાની જીદ નહી છોડતાં રાત દિવસ આકાશ તળે બેઠી રહેતી.



# પ્રકરણ ચૌદમું.

## તલાકના તીરે જખમાયેલાં જીગર.

તડકામાં દઝાઇને કયસ હવે કાળો થવા માંડયો હતો. સુરજની ગરમીએ કરવા માંડેલી વેદનાથી તે બ્હાવરો અને ગાંડો બનવા લાગ્યો હતો. ભુખમરાથી તેનું શરીર સુખાઇ કાંટા જેવુ થયું હતું. દુર્બળતા અને નિર્બળતાની વ્યાખ્યામાં કવિઓએ દોડાવેલી કલ્પનાઓ કરતાં પણ તેની સ્થીતીનું ચિત્ર ચઢી ગયું હતું. તેને હવે તાવનો રોગ પણ લાગુ પડયો હતો, છતાં હઠીલી માતા પોતાની જીદ છોડતી નહોતી, આખી રાત તેની પાસે બેસી લુબના રડયા કરતી અને તંબુમાં બેસી આખો આખો દીવસ કયસની સ્થીતી ઉપર વિલાપ કરતી.

બની ઉઝરાના દરેક સ્ત્રી અને પુરૂષ, બાળક અને વૃધ્ધો, કયસની માતા પાસે આવી કયસની તકસીર માફ કરવા આગ્રહ કર્યો; પરંતુ તેણીએ કોઇની વાત માની નહી. તેણીને પોતાના વિચારોમાં મજબુત જોઇ લોકોએ હવે કયસને સમજાવવા માંડયો કે જે સ્ત્રીને કારણે આખા ઘર સાથે તમારી જીંદગી જોખમમાં હોય તે સ્ત્રીને તજી દેવામાંજ લાભ છે. ઝુરીહને પણ બેટાની દશા ઉપર દયા આવવા માંડી, તેણે કયસની માતાને કહયું "કયસ માનતો નથી અને પોતાની હઠ પાછળ જીવ ખોવા તૈયાર છે, હવે તમારેજ આના કાની કરવી જોઇએ. આપણું કામ સમજાવવાનું છે, તે છતાં પણ ન માને તો ભાવિ ઉપર મુકી દેવો જોઇએ.

"તે માને કે ન માને!" કયસની માતાએ કહયું "પણ હું તો માનવાનીજ નથી. મેં તો પાકો ઠરાવ કર્યો છે કે આ તંબુમાં હું રહીશ કે તે અંધી લુબનાજ રહેશે. ખુદા સાહીદ છે જીવ ખોઇશ પણ તે છોકરીને સાથે લઇ નહી રહું."

"મને તો દેખાય છે!" ઝુરીહે કહયું "કે તમારી હઠ પાછળ, કયસનો જીવ જશે. તમે છાયડામાં અને લુબના તંબુમાં સુખમાં છો પણ

કયસ આખો દીવસ ભુખ્યો તરસ્યો તડકામાં મરે છે, જે દુઃખ છે તે ફકત કયસનેજ છે."

"મેં કયારે કહયું કે તે આવીને મને છાંયડો કરો." કયસની માતાએ કહયું.

"તમે કહો!" ઝુરીહ બોલ્યો "અથવા ન કહો, તે તો સુરજના તાપમાં ભુંજાય છે."

કયસની માતાને ઝુરીહ ઉપર ક્રોધ ચઢયો. તેણી બોલી "મને વધારે ન પજવો. વધારે સતાવશો તો કપડાં ફાડી જંગલમાં ચાલી જઇશ. હવે તે નફટ લુબના સાથે હું રહી શકતી નથી."

"લુબનાને કેમ શ્રાપ આપો છો" ઝુરીહે કહેવા માંડયું "તેણી તો ગરીબ અને ભોળી સદાચારી બાળા છે. કસુર, જે પણ હોય તે તમારા કયસનો છે અથવા તમારી કીસ્મતનો. તે તમારૂં કહેવું માનતો નથી અને ખુદાએ તેને અવલાદ આપી નહી. ફકત આ તેનો કસુર છે અને બસ."

"તમે તો તે છોકરીની કશી કસુર ગણતાજ નથી" કયસની માતાએ કહયુ "અને ચંડાળનાં પગલાએ મારૂં ભરેલું ઘર બરબાદ કરી દીધું."

દીવસો પર દીવસ વીતવા માંડયા પણ કયસની માતા એકની બે નહી થતાં એક રાત્રે ઝરીહે કયસને બોલાવી કહયું "બેટા! તમારે મારા ઘણા હકો સમજવાના અને બતાવવાના છે. અને ખુદા અને પયગમ્બરે (સ.) તે હક માટે તમને જોખમદાર ઠરાવ્યા છે."

"બેશક!" કયસે જવાબ આપ્યો. "મા બાપના ઘણા હક છે. અને બનતાં સુધી તે બજાવી લાવવા હું પ્રયત્ન કરીશ."

"ત્યારે" ઝુરીહે કહ્યું "તે હકો બદલ હું તમને એક વાત કહું, તે માનશો."

"મારાથી બનશે ત્યાં સુધી હું અવશ્ય માનીશ." કયસ બોલ્યો.

"ત્યારે સાંભળો," ઝુરીહે સમજાવવા માંડયું "મેં તમારી માતાને સમજાવી, દાખલા દલીલો આપી. પણ તે કેમે કરી હઠ છોડતી નથી. તમારા ઉભયની હઠીલાઇમાં મને તમારો જીવ જોખમમાં લાગે છે. મારા બાપ તરીકેના હક અને મારી તરફના પ્રેમને લઇ તમે લુબનાને તલાક આપો.

"પિતાજી!" કયસે દુઃખી થઇ જવાબ આપ્યો "મને કશીએ વાંધો નહોતો, પરંતું કરૂં શું, લુબના વગર મને એક ઘડીએ ગમશે નહી તેણી વગર હું જીવતો રહી શકીશ નહી."

"અત્યારે તમને એમજ લાગતું હશે." ઝુરીહે કયસને વધુ સમજાવતાં કહ્યું "બધા લોકો એમજ કહે છે. પરંતુ વિશ્વાસ રાખો માત્ર બે ચાર દીવસજ વિયોગ દુઃખ અને દીલગીરી રહેશે. પછી જ્યારે કોઇ લુબના કરતાં પણ ખુબસુરત છોકરી પરણાવી લાવશું અને તેની સાથે બેસવા ઉઠવાથી લુબનાને તદન ભુલીજ જશો."

"નહિ, પિતાજી!" કયસ બોલ્યો "હું કદીએ ભુલીશ નહી. તેણી સાથે લાગેલું મારૂં દીલ એવું નિર્બળ નથી કે તેને હું કોઇ કાળે વિસરી શકું."

"તમારો હજુ કાચો અનુભવ કહેવાય!" ઝુરીહે કહેવા માંડ્યું "એ તો માત્ર તમારી સાદાઇ અને શુદ્ધ આચરણનું ફળ છે. પુરૂષ ખુબસુરત નવી સ્ત્રી પાસે બેસીને જુની ભૂલી ન જાય એ તો અશકયજ છે. બેટા! જો તમને મા બની જીંદગી જાળવવાની ઇચ્છા હોય, અને જો રજ માત્ર પણ તેમનાં માન, મર્યાદા અને પ્રેમ હોય તો લુબનાને તલાક આપી તજી દયો."

"તમારો હુકમ માનવા સામે વાંધો નથી," કયસે જવાબ આપ્યો "પણ હાય! કેવી રીતે—નભાવ કેવી રીતે થશે અને જીંદગી કેવી રીતે રહેશે.

"તેની હું જામીનગીરી આપું છું" ઝુરીહે કહ્યું "જીંદગી કેવા સુખમાં વીતે છે તે તમે જોશો. જ્યારે કૌટુંબીક મત ભેદ નીકળી જશે ત્યારે જોશો કે નભાવ કેવો સારો થાય છે.

વિચારોમાં માથું નમાવી કયસ બેઠો હતો. થોડીક વાર પછી તંબુની શાંતી તોડતાં કયસ બોલ્યો "બહુ સારૂં હું વિચાર કરીશ. અને જો યોગ્ય લાગ્યું તો......................"

ખુશાલીમાં કયસની પુંઠ ઠોકતાં ઝુરીહે કહ્યું "શાબાશ, બેટા શાબાશ! સપુત તે આનુંજ નામ છે. મા બાપનું કહ્યું કરવાથી દુનિયામાં સુખ અને આખેરતમાં એ લાભ છે."

"બની શકશે તો તમારા હુકમ પ્રમાણે પાછળ પડીશ નહી."

"ત્યારે વળી સાંભળો." ઝુરીહે કહ્યું "એટલી ઈચ્છાએ સાંભળો કે જે બનતુ હોય તો અત્યારેજ વિચાર કરી ફેસલો કરી નાંખો. આજનું કામ કાલ ઊપર મુકવું સારૂં નથી જો આ કામમાં તમને લાભ વધારે જણાય તો ન્હાના લાભનો ભોગ આપવામાં ઢીલ શા માટે કરવી. અત્યારેજ ત્રણ વખત તલાક! તલાક!! ને તલાક!!! કહી દયો.

કયસની આંખોમાંથી આંસુ વ્હેતાં હતાં. દુઃખી દીલે અને કરમાએલા મને તે બોલ્યો "પીતાજી! બીજો ગમે તે હુકમ બજાવી લાવીશ પણ મારી લુબનાને તો મારાથી નહીં તજાય ખુદાના કસમ ખાઇને કહું છું કે મારી આખી જીંદગી નકામી થઇ જશે."

"જો એમજ જણાશે તો કાશીશ કરી ફરી તેણીની સાથે તમારા નીકાહ કરાવી દેશું. પરંતુ અત્યારે તો મારા કહેવાથી તલાક જ આપો." ઝુરીહે કહ્યું.

"હાય!" કયસે નીસાસો નાંખ્યો. "કયા મ્હોંથી તલાક આપું. મારૂં મન તો નથી માનતું"

"મન ન માને તો કંઇ નહી." ઝુરીહે કહ્યું "માત્ર જીભથી તલાક આપો. તે શબ્દોમાં તમારા કુટુંબની જીંદગી છે. એટલે ના પડાયજ નહી. જરા વિચાર તો કરો કે આ ખબર સાંભળી તમારી માતાને કેટલો આનંદ થશે.

"પિતાજી!"કયસે કહ્યું "એટલી પરવાનગી આપો કે એક વખત જઇને લુબનાને જોઇ આવું અને છેવટની રૂખસત લઇ આવું."

"નહી" ઝુરીહ બોલ્યો "હું નહી જવા દઊં. પહેલાં તલાક આપો પછી જઇને રૂખસત થજે."

કયસ બાપને સમજાવી લુબના પાસે જઇ મશવેરો કરવા માટે પ્રયત્ન કરતો હતો. પરંતુ ઝુરીહ જાણતો હતો કે કયસ અત્યારે નરમ પડયો છે તેના વિચારો ફેરવાયા છે, જો તે અહીંથી છટકી લુબના પાસે પહોંચી ગયો તો પછી કશુંએ થવાનું નથી. ઝુરીહે કયસને વધુ આગ્રહે સમજાવવા માંડયો અને તલાક આપવામાં સમાએલા લાભ સમજાવવા માંડયા. કયસ લાચાર થયો, બાપના કરૂણા રસીક બોધે જોઇતી અસર

કરી અને કયસ તલાક આપવા રાજી થયો. ઝુરીહે પ્રથમથીજ ગોઠવણુ કરી રાખી હતી. કબીલાના અગ્રેસરોને તેણે બોલાવી રાખ્યા હતા. અંતે તે બધા માણસોની રૂબરૂ કયસે લુબનાને ત્રણ વખત તલાક આપી. અને તે તલાક કે લુબના જ્યાં સુધી બીજા પુરૂષ સાથે નિકાહ કરી તેની સાથે ગૃહસંસાર ન ચલાવી લે ત્યાં સુધી બીજી વખત કયસ સાથે પરણી શકે નહી.

કયસના મ્હોંમાંથી તલાક સાંભળતાં ઝુરીહે કયસની માતાને મુબારક બાદ આપી "જુઓ, તમારો એહદ પુરો થયો. ચાલો હવે તંબુમાં જઈ સુખે બેસો."

"કેમ?" કયસની માતાએ પુછ્યું.

કયસના પિતા ઝુરીહે, લુબનાના તંબુમાં અવાજ પહોંચે એટલી જોરથી બુમ પાડી કહયું "કયસે, લુબનાને તલાક આપી તજી દીધી."

ખુશાલીમાં આશીશ આપતી કયસની માતા બોલી "તલાક આપી દીધી. ખુદા પાક તારા કોટાન કોટી ધન્યવાદ, મારો સપુત હવે સંકટમાંથી છુટયો. તે અભાગણી લુબનાને કહો કે બની ઉઝરાની ભુમીમાંથી પોતાના નાપાક કદમ લઇ જાય." તેણી તંબુમાં કયસની પાસે આવી પેશાની ઉપર ચુંબન લઈ માથે હાથ મુકયો અને કહયું "બેટા! હવે મારૂં કાળજું ઠાડું થયું ખુદાની કૃપાથી, મારી વાત માની પોતાની હઠ છોડી સીધે રસ્તે આવ્યો."

અત્યારે કયસની આંખોમાંથી ચોધાર આંસુ વહી રહયાં હતાં, તેને હવે પોતાની વર્તણુંક ઉપર પસ્તાવો થતો હતો. તે આંખો લુછતાં અને કહેતો હતો—"હાય! હવે શું થશે? લુબના મેં તારી ઉપર જુલમ કર્યો એટલુંજ નહિ પણ મારા પોતાના ઉપર પણ જુલમ કર્યો." ઝુરીહ તરફ જોઇ રડતી આંખે ડુસકાં લેતો બોલ્યો "પિતાજી! લુબનાના વિયેગની બળતરા સહન થતી નથી. તેણીને હું તજી શકતો નથી."

"જે થવાનું હતું તે થઇ ગયું" ઝુરીહે જવાબ આપ્યો. "હવે લુબના ઉપર તમારો અધીકાર નથી કે નથી અખત્યાર તેણીનો હવે તમારા ઉપર."

"પરંતુ પિતાજી! કયસે કહેવા માંડયું "તમે તો વચન આપ્યું છે

કે કદાચ મારાથી સહન ન થાય તમારે તેણીને મેળવી આપવી."

"બેટા કયસ! ઝુરીહે ધીમેથી કહ્યું "શરીઅતે ઇસ્લામનાં કાયદાએ તેવી કોઇ સત્તા મને આપી નથી."

લાંબો નીસાસો નાંખતાં તે બોલ્યો "ત્યારે તો મને નકામોજ કરી નાખ્યો, હાય મારી વ્હાલી લુબના!!"

"બેટા મારૂં સાંભળ!" કયસની માતા બોલી "તારૂં લગ્ન એવી સુકોમળ, સુંદર અને કાન્તીમય યૌવના સાથે કરી દઇશ કે તું લુબનાને પણ ભુલી જશે. તેણીમાં સુંદરતા શાની હતી, અને વળી આળસુની તો પીરાણી."

"લુબનાને મારી આંખે જુઓ!" કયસે કહેવા માંડયું "તેણીની આગળ કોઈ સુંદર નથી તેમ નથી કોઇ ખુબસુરત. હાય, લુબના! જો તું મારા પડખામાં નથી તો આ શરીરમાં પ્રાણ પણ નથી." કયસ ઉઠયો અને લુબનાના તંબુ તરફ ચાલ્યો, તંબુના દરવાજા પાસે જઇ અંદર પગ મુકતાં અગાઉ એક લોંડીએ અટકાવ્યો. અને કહ્યું "બસ! હવે તમે લુબનાના સંબંધી નથી. જેને તમે તજીજ દીધી તેનું મ્હોં જોઇને હવે શું કરશો?"

"હાય! નિર્દયતા!!" કયસ રડી પડયો અને આગળ ચલાવ્યું "તેણીને અરજ કરો મેં રાજી ખુશીથી નથી તજી, મારી સાથે દગો થયો છે. વાતોના દાવ પેચમાં ફસાઇ મારા મ્હોંમાંથી એવા શબ્દો નીકળી ગયા છે. મારી મરજી વિરૂધ, મારી જીંદગીના આનંદને પાયમાલ કરનારી દુર્ઘટના અજાણ પણે મારાથી થઇ છે."

"જાણ્યે કે અજાણ્યે, રાજી કે નારાજી, ગમે તે હોય છતાં તમે લુબનાને તલાક આપી તજી દીધી છે." લોંડીએ રડતાં રડતાં કહયું.

"હા, આપી, તજી, પરંતુ—" કયસ વધુ કહે તે અગાઉ લોંડી બોલી

"—તલાક થઇ ગઈ, હવે શું છે! હવે અમારાં બાઇ તમને મળી શકતાં નથી."

"હાય, અભાગણી તકદીર! મેં પોતેજ મારાં કાંડાં કાપ્યાં! હાથે કર્યાં હૈયે વાગ્યાં છે. પરંતુ શું, ખરેખર હવે હું લુબનાની સુંદર પ્રતિમા

નહીજ જોઇ શકું!" કયસે પોકારીને કહ્યું "લુબના! લુબના!! વ્હાલી લુબના!!! ખુદા વાસ્તે સાંભળ! પોતાના સુંદર યૌવનના સદકામાં સાંભળ! તારા શીયળ અને પતિવ્રતના પ્રતાપમાં સાંભળ! સાંભળ, ઓ લુબના! એક વાત સાંભળ!" કયસની દયામણી દશા જોઇ લુબનાએ તંબુના દરવાજા પાસે આવી પરદા પાછળથી કહ્યું "કયસ! હવે મારો અને તમારો કશો સંબંધ રહ્યો નથી. હવે તો તમે મારા નથી અને હું તમારી નથી."

શરીરમાં જીવ રહેશે ત્યાં સુધી કયસ તમારોજ રહેશે. "કયસ બોલ્યો; અંતરના સંબંધને કોઇ તોડી શકતું નથી."

"પરંતુ" લુબનાએ કહ્યું "શરીઅતના કાયદા પ્રમાણે તમે મન તજી ગયા છો. હવે બધા સંબંધ તુટી ગયા છે. હવે તમારો મારી ઉપર કશો હક નથી તમે જાઓ અને માબાપને રીઝવો. લુબના ડાકણને ધર-માંથી હાંકી કાઢી કોઇ અપ્સરા સાથે પરણો. હું પણ મારા કબીલામાં જઇ જીંદગીની અણુમાનતી અને શરમ ભરેલી ઘડીઓ ગમે તે રાતે પુરી કરીજ લઇશ."

"લુબના!" કયસે કહેવા માંડયું 'ખુદાના સોગન ખાઇ કહું છું ાંભળ. આ જખમી જીગરમાં રજે રજ વીંધાઇ રહ્યું છે, તેમાં તારી સુરત છબી વગર કોઇને સ્થાન મળશે નહિ. અને તારા પ્રેમ વગર કોઇનો પ્રેમ પણ ત્યાં સુધી જઇ શકવાનો નથી."

કયસને સાંભળી લુબનાનું દિલ ભરાઇ આવ્યું. તેણી રડવા લાગી, બેસી ગયો, વાચા બંધ થઇ ગઇ. પરંતુ તેણીએ આંસુ લુંછી મન કાબુ રાખી કહેવા માંડયું "કયસ તમે દરેક રીતે સુખી રહેશો, આહ! તમારી તલાકના તીરે જખમાયલું આ જીગર સાજું નથી, તે ઘા રૂઝાવાનો નથી. મારૂં જીવતર અકારન થયું છે. બસ, વધારે ન સતાવો, અને મને ભુલી જવા-ભુલાવી દેવા પ્રયત્ન કરો."

"છેવટની, એટલી તો પરવાનગી આપો કે છુટા પડતાં પહેલાં એક છેવટની ઘડીએ તમને ભેટી શકું." કયસે કહ્યું.

'નહી, કયસ નહી!" લુબના બોલી "હવે તેમ થઇ શકતું નથી. જાઓ, ખુદા હાફીઝ, છેલ્લી સલામ, મારાથી વધારે બોલાતું નથી."

લુબ્નના પરદા પાછળથી ચાલી ગઇ. કયસ રડતો અને માથું ફોડતો થોડી વાર પછી પાછો વળ્યો. માત પિતા તેને બોલાવતાં હતાં પણ તેમાં કોઇને સાંભળવા જેટલી શુદ્ધિ હતી નહી. ચિત ભ્રમ થયેલા ગાંડા માણસ માફક તે બની ઊઝરાના તંબુઓમાં ભટકતો હતો. રડી રડી ફરીયાદ કરતો હતો, માથામાં માટી ભરતો હતો અને એકેકને પુછતો "કોઇ એવો માર્ગ બતાવો કે લુબ્ના પાછી મારી થાય!"

કયસે ખાવા પીવાની જરાએ પરવા કરી નહિ, આખી રાત તે કબીલાના તંબુઓની ચોમેર ફરતો રહયો. આ સ્થિતિમાં ત્રણ ચાર મહીના વીતી ગયા. માતા પીતા અને કબીલાના લોકોએ પોતાની વાતોમાં તેનું મન પરોવાય તેવી હજારો કોશીષો કરી પણ કોઇની શીખ કે બોધ કારગર થઇ નહી, તે પોતેજ બેશુદ્ધ હતો. એક દિવસ કબીલાની મસજીદમાં સવારની નમાઝ પછી, કયસ દુઆ માગતો હતો. તે કહેતો હતો કે ખુદાથી, લુબ્નાનો વિયોગ મારાથી સહન થતો નથી. જો તેં જ તેને પ્રેમ આપ્યો છે તો લુબ્નાને મારી પાસે રાખ" આ લાંબી દુઆ કેમે કરી પુરી થતી નહોતી, કે એક માણસે વચ્ચેજ કહયું "તમે દુઆ માંગો છો પણ લુબ્ના તો પોતાના કબીલાના ઘર તરફ ઉપડી ગઇ." અચાનક તે ચમકયો ઊભો થયો અને તે માણસને પુછ્યું "કયાં ગઇ?"

"હા, ચાલી ગઇ." તે માણસે જવાબ આપ્યો. પરોઢીયામાં ગઇ છે એટલે અત્યારે તો કેટલાએ ગાઉ પહોંચી ગઇ હશે. બેઅખત્યાર તે દોડયો, અને જે તંબુમાં લુબ્ના સાથે વરસો સુધી એશ આરામમાં દિવસો ગાળ્યા હતા ત્યાં આવ્યો. તંબુ ખાલી અને ઉજડ હતો. તેની આંખે અંધારૂ આવી ગયું. જગત આખું તેને કાળે કાળુંજ દેખાયું. હેરત અને હસરત, નાઉમેદી અને નિરાશાએ તેના હોશ અને બુદ્ધિને તજવા માંડયાં. ચોધાર આંસું પાડતો બ્હાવરો કેસ બાહેર આવ્યો. આકાશ તરફ જોયું અને જે રસ્તે લુબ્ના ગઇ હતી તે રસ્તે દોડવા માંડયું. બેભાન અવસ્થા અને અંતરમાં લાગેલી પ્રેમાગ્નીએ પહોરોનો રસ્તો ઘડીઓમાં કાપતો દોડયો જતો હતો કે સામેથી લુબ્નાની મેહમલ દેખાઇ. હવે તે પાસે પહોંચી ગયો હતો. લુબ્નાની લોંડીએ કયસને ઓળખી, ગુસ્સામાં તિરસ્કાર સાથે કહ્યું, "બસ! આગળ વધીશ નહી, પાછો ચાલ્યો જા. અમારી બાઇ

સાથે તારો કશો સંબંધ નથી."

"કંઇ નહી" કયસે કહેવા માંડ્યું "માત્ર એકજ વખત, તેનું પ્રેમાળ મ્હોં, તેની તેજોમય કાંતિ, અને તેનું ચંદ્રમાં જેવું કપાળ તો એક વખત જોવા દયો."

"હવે એ બધું અશકય અને નહી બને" લોંડીએ જવાબ આપ્યો.

"જો તે ન બને તો, તેનો મનોહર, છેવટનો સાદજ સંભળાવો."

"અમારી બાઇ, સાદ સંભળાવવાનું પણ પસંદ નથી કરતાં" લોંડી બોલી.

"હાય ! હું કેવો કમનસીબ, હીણ ભાગી છું" કયસ જ્યાં હતો ત્યાંજ ઉભો હતો. નિરાશા ભરી આંખો મેહમલમાં ચોંટેલી હતી અને ચુપ–અવાચક હતો. મેહમલ રેતના ઢગલા વચ્ચે અદ્રશ્ય થઇ, પ્રતિમાની તેજોમય કાંતિને અરબસ્તાનના ભયાનક કરણે પોતાના ખોળામાં સંતાડી ત્યારે જ તે હસરતનો નિરાશા ભર્યો નિશ્વાસ નાંખી પોતાના કબીલા તરફ વળ્યો. તે દરેકે દરેક કદમ ઉપર લુબનાની સાંઢણીનાં પડેલાં પગલાંને વળી વળી ચુંબન લેતો હતો. પ્રેમ જગતનો પ્રેમાળ ધર્મમાં નિયમિત પ્રાર્થના કરતો બની ઉઝરાના પડાવ પાસે આવી પહોંચ્યો.

માતપિતાના જોર જુલમથી રાત્રે તંબુમાં જઇ પડયો, પરંતુ તેને ઉંઘ કયાં? પાસાં ફેરવતો અને ભોંય ઉપર તુટી પડતો. માથુ અફાળતો અને રડતો. પરોઢીયા પહેલાંજ તે તંબુની બાહેર નીકળ્યો અને તેજ રસ્તામાં માટી સાથે પ્રેમ જાપ કરવા લાગ્યો. દિવસો અને રસ્તાની માટી સાથે રમત.



# પ્રકરણ પંદરમું.

## પ્રેમ વ્યાધિનો ઉપચાર

કયસ હવે તદન ગાંડોતુર હતો. જયાંને ત્યાં બેશુદ્ધ બની ફરતો હતો. મનુષ્ય જ શું ઝાડ અને પથરા સાથે પણ લુબનાની ખબર પુછતો. વંટોળીયા પાછળ લુબનાની મેહમલ જોવાની આશામાં દોડતો. હવાના ચાલતા સપાટા સાથે લુબના પાસે પ્રેમ સંદેશ મોકલતો. જંગલનાં હરણોને જોઇ કહેતો તમેજ મારી લુબનાની આ આંખો તમેજ ચોરી લાવ્યા છો" રાત્રે આકાશ ઉપર ખીલેલા તારા ગણતો અને વ્યોગમાં કહે તો "તમે વ્યર્થના માર્યા માર્યા ફરો છો, તમારા જવા આવવાનો લાભજ શો. તમારામાંનો કોઈ મારી લુબના પાસે તો જતોજ નથી. અને તેને મારી દુર્દશાની ખબરે આપતો નથી," કુતબ તારા તરફ અને તેની આજુબાજુ ફરતા દુબ્બે અકબર અને દુબ્બે અસગર તરફ જોઇ બબડયો" તમે બન્નેએ ગાંડા થઇ ગયા છો. કુતબમાં શું દાટયું છે કે તેની ઉપર કુરબાન થાઓ છો. મારી અરબી અપ્સરાને તો જઇને જુઓ, તેના તેજ આગળ કોઇ એક તારાનીએ ગણત્રી નથી. જો તમને ફરવાનુંજ ગમતું હોય તો તે ચંદ્ર મુખીના ચંદ્રમા ઉપર ચકોર બનીને ફરો. એ પણ ન થતું હોય તો મારૂં કામ કરો. બની કબ્બના તંબુઓમાં જઇ લુબનાની ઝિયારત કરો અને તમારાથી બને તેવી રીતે તેણીને મનાવી લાવવા પ્રયત્ન કરો. તમેએ ચક્કરમાં છો અને હુંએ ચક્કરમાં છું. એકજ પંથે પ્રયત્ન કરતા ઉભયની મનો દશા તમો જાણતા હશો, પણ નહી મારી અને તમારી ગતિમાં ઘણો અંતર છે. તમે તમારી પ્રેમદા પાસેજ ફરો છો, તમારી નજર તેની તેજોમય આકૃતિ ઉપરજ રહે છે અને હું મારી લુબનાથી વિખુટો પડયો છું, વિયોગનો મારેલો, વેદનામાં વસ કરતો પ્રેમી, રેતી રણોમાં ધુળ ઉડાવતો ફરૂં છું. અહીયાં લુબનાનો શું પણ તેનો વિચાર પણ આવતાં બ્હીતો હશે.

એક દિવસ પહાડની તળેટીના એક ટેકરા ઉપર બેઠો બેઠો અજાયબી સાથે તેનું મ્હોં જોતાં હરણો તરફ જોઈ વાતો કરતો હતો, એટલામાં ઉત્તર દિશાએથી કાળા વાદળની આવતી ઘટા જણાઈ અને સાથે તે દિશામાં આવતા શીતળ હવાના પ્રવાહે પ્રેમ અગ્નિમાં બળતા તેના અંતરને હવાની શીતળતાથી શાંત કરવા પ્રયત્ન કરવા લાગ્યો. તેણે આકાશ તરફ જોઈ કહેવા માંડયું "શું તારો શીતળ પ્રવાહ મારા અંતરની બળતાને ટાઢક આપી શકે છે? તારી પાછળનું ટાઢું પાણી તો પ્રેમની લાગેલી આગને ઓલવી શકતું જ નથી. જા, તારે રસ્તે પડ, અંતરની અગ્નીમાં બળી મરનારા આશકોને ટાઢા પાડવાનો પ્રયત્ન ન કર. પરંતુ અલબત તું દક્ષિણ દિશાએ જાય છે અને ત્યાંજ બની કબીલાનો તંબુ છે. મારો એક પેગામ લેતો જા. ત્યાં તને એક ચંદ્ર મુખી અને તેજોમય અરબી અપ્સરા મળશે. ગુલાબની નાજુક કુપળ કરતાં પણ વધુ લચકાય છે, જે આ હરણની આંખો જેવીજ તેણીની આંખો છે. તેને એટલુંજ કહેજે કે તારો પ્રેમી, તારો આશક, બદનામ થયો છે, મોતની ઇચ્છામાં છે પણ મરતો નથી."

પેગામ હજુ પુરોએ નહોતો થયો કે પિતા સુરીહ કબીલાના કેટલાક આબરૂદાર ભાઇઓ સાથે ત્યાં આવ્યો. બેટાની આ સ્થિતિ જોઈ આંખોમાંથી આસું સેરવતાં કહયું "કયસ! ઘેર ચાલો. કયાં સુધી જંગલોમાં ફર્યા કરશો. તમારી માતા તમારા દુઃખમાં પીડાય છે અને કહે છે કે જ્યાં સુધી કયસ નહિ આવે ત્યાં સુધી ખાવા પીવાની નથી."

"ઘેર કેવી રીતે આવું" કયસ બોલ્યો "લુબ્નાના પ્રેમની બેડીયોમાં પગ બંધાઈ રહયા છે. તેણી જ્યાં ખેંચી જાય છે ત્યાં ચાલ્યો જાઉં છું."

"બેટા કયસ!" સુરીહે કહેવા માંડયું "ત્યારે શું હવે તે મમતા ભરી માતાની નિરાશાનો પણ વિચાર નહી કરો. જેના દુઃખનું એટલું ધ્યાન હતું કે લુબના જેવી વ્હાલી માશુકાને પણ તજી બેઠા પણ તેણીને નારાજ ન કરી."

"તે વખત સુધી" કયસે જવાબ આપ્યો "હું તેણીનો બેટો કયસ હતો. હવે તો ખુદાજ બહેતર જાણે છે કે હું કોણ છું, જેની ઉપર તેમની તાબેદારી ફરજ હોય તે હું નથી."

કયસનો જવાબ સાંભળી સુરીહ રડવા લાગ્યો. પરંતુ કબીલાના માણસોએ સમજાવવા માંડયો. "કયસ! જુઓ તમારા બાપ રડે છે, તમારી માતાએ ખાવું પીવું હરામ કર્યું છે. અમે કંઇ ઘરમાં બેસી રહેવા નથી કહેતા પરંતુ તેમને શાંતિ રહે એટલો વખત તો ઘરમાં જાઓ." હાથ પકડી કયસને ઉભો કર્યો અને હરાયા ઢોર પ્રમાણે ખેંચીને પડાવમાં લાવ્યા કયસને તેની માતા પાસે મુકી ચાલ્યા ગયા. કયસની માતા મમતાએ કરી કયસને વળગી પડી અને બોલી "બેટા! જો આગ મારેજ બીને તજી હોય તો મારી વાત સાંભળો. તમારી પ્રેમદાને જ્યારે અમે છોડવી છે, તો તમને શાંતિ આપવાની પણ અમારી જોખમદારી છે."

"માતાજી!" કયસે કહ્યું "આ જીવનમાં તો અશક્યજ છે."

"નહિ બેટા!" કયસની માતાએ કહેવા માડયું "અશક્ય તો નથીજ. પ્રથમ બેસીને થોડુંક ખાઇ લે, તે પછી જો કે હું શું કરું છું. બે દિવસમાં જોઇ લે કે તારું મન ઠેકાણે આવે છે કે નહિ!"

અનિચ્છાએ માતાની પાસે બસી બે કોળીયા ખાધા અને તેણીને ખવાડયું. માતા તંબુમાંથી નીકળી બાહેર ગઇ અને સુરીહ તેને સમજાવવા લાગ્યો. કયસ ગભરાયેલો હતો, તેનો વિચાર પાછો જંગલ તરફ જવાનો હતો, તે ઉઠયો, સુરીહે તેનો હાથ પકડી બેસાડવા માંડયો. કયસે બાપને કાલાવાલા કરી કહેવા માંડયું. "તમે મને કેમ પકડી રાખો છો? રણમાં તો હરણીઓની આંખોમાં મને લૈલના દેખાય છે પણ અહીંયાં શું છે? તમારો હુકમ બજાવી લાવ્યો. હવે મને મારા જંગલમાં જવા દયો.

"અહીયાં હું હરણીની આંખોથી પણ સારી લુબનાની પ્રતિમા, બલ્કે ખુદ સુંદર છબીઓ બતાવીશ."

"શું શક્ય કહેવાય!" કયસે કહ્યું "નહિ કદીએ નહિ. ખુદાએ તેણીથી સારી છબી પેદાજ નથી કરી."

"તમે પોતેજ જોઇ લેશો" સુરીહે સમજાવવા માંડયો. તમારી માતાને બહારથી પૂછી જવું હોય તો જાઓ. પરંતુ તે રસીલી સુંદરીઓમાં કશી ગાંડપણની વાતો કરશો તો અમને મેણાં સાંભળવાં પડશે."

"પિતા!" કયસ બોલ્યો "પણ હું તો લુબના વગર કોઇને જેવાજ નથી માંગતો."

"હરણોની આંખમાં તેનો ખ્યાલ બાંધી હરણીને જુઓ છો કે નહી."

"જોઉં પણ તેથી શું. હરણીમાં કેટલીક વાતો લુબનાને મળતી છે" કયસ બોલ્યો.

"તે કઈ કઈ" ઝુરીહે જાણવા માંગ્યું.

"પ્રથમ તો તેમની મદમાતી—મસ્તાની આંખો જાણે લુબનાનીજ ન હોય!"

"તેમની ચપળતા, ચંચળતા, ચાલાકી અને સ્ફુર્તિ. તેમનું સુડોળ શરીર મને લુબનાની યાદ અપાવે છે." કયસે મેમદાના ગુણ ગાવા માંડયા.

"અને" ઝુરીહે ફરી પુછ્યું.

"અને" કયસે લજવાતાં કહ્યું "જેવી રીતે લુબના ગભરાઈ કંટાળી મારી કનેથી ન્હાસી ગઇ તેવીજ રીતે હરણીઓની પાસે હું જાઉં છું ત્યારે મારાથી ગભરાઇ કંટાળી ન્હાસી જાય છે."

"બસ." ઝુરીહ બોલ્યો.

"આ કંઈ ઓછી સમાનતા કહેવાય?" કયસે જવાબ આપ્યો.

"ત્યારે તો" ઝુરીહે કહેવા માંડયું" એથી સારી અને સુંદર અબળાઓમાં એથી વધારે મળતાપણું બતાવવાનું હું માથે લઉં છું. તમારી માતા આવે એટલી વાર થોભો. તે એજ માટે ગઇ છે અને આવતી હશે."

"મને બેસવાનું ઘણુંએ ગમે છે પણ વિચાર વેદના બેસવા દે ત્યારેને."

એટલામાં કયસની માતા ખુબ સુરત, સુંદર અને મોહ મદમાં મદ-માતી પાંચ અબળાઓ સાથે આવી પહોંચી. તેણીઓને કયસનું આકર્ષણ કરવા બોલાવવામાં આવી હતી. જો કયસ તેમાંની કોઇને પસંદ કરે, તો નિકાહ પઢાવી દેવાની પણ ગોઠવણ કરવામાં આવી હતી. આ યૌવન માતી સુંદરીઓનાં નામ, ઝરીફા, જમીલા, જહાનારા, હબ્બા અને લુગમા હતાં. કુદરતી સૌંદર્ય સાથે લાવણ્ય અને ચંચળતામાં તિલીસ્માત હતી. તેમને આવેલાં જોઇ કયસ જવા માટે ઉઠયો, તેની માતાએ કયસને અટકાવતાં હાથ ઝાલી કહ્યું તમારે ત્યાં કોઇ પરોણા આવે તેની ખાતર બરદાસ્ત કરો. માથા અને મહોબત સાથે આદરમાન આપો, અને તેમનું ધ્યાન પોતાની

રસીલી વાતોમાં લગાવો. આ બધી તમને જોવા આવી છે. તેણીઓ તમારી પરોણાગતમાં છે. હું કામે જાઉં છું તમે તેમના બેસવા ઉઠવાની ગોઠવણ કરો અને હું ખાવા પીવાનો બંદોબસ્ત કરવા જાઉં છું. હું રાંધવાના કામમાં રહું ત્યાં સુધી તમે તેણીઓ સાથે વાતો કરો. તમે જરાએ બેદરકારી બતાવશો તો આખા કબીલામાં આપણું નામ બદનામ થઈ જશે." તેણીએ હવે ઝુરીહ તરફ જોઇ કહયું "તમે જઇને એક બકરું ઝુબેહ કરો. આપણો બેટો આવ્યાની ખુશાલીમાં પાડોશની છોકરીઓને ઉજાણી આપી છે. તેમને માટે ખાવા પીવાની ગોઠવણ કરવી છે."

"બહુ સારૂં" કહી ઝુરીહ બાહેર ગયો. કયસ લાચાર દશામાં હતો. ચોમેરના વમળ વીચારોએ તેને જકડી લીધો હતો. તેની માતા પણ બહાર ચાલી ગઇ, જે વડીલોની શરમે તે વન બાળાઓને ગુપચુપ રાખી હતી તે ઉઠીને ચાલ્યા ગયા હતા, હવે તદન એકાંત હતી. તેણીઓએ એક બીજીની મશ્કરી કરવા માંડી. કયસ ઉઠવા અને વનમાં ભટકવા માટે વિચાર કરતો, બેઠક બદલતો, અને બાહર નીકળવાનો લાગ શોધતો હતો તેવામાં ચંચળ ઝરીફાએ મશકરી કરી "જરાક સીધા તો બેસો, શું પેટમાં દુખે છે કે ઉંચા નીચા થાઓ છો. કે અમારાથી કંટાળો છો."

કયસ ટટાર થયો તેણે સ્વસ્થ થઇ કહ્યું "લુબનાને હું વિસરી શકતોજ નથી. તમારા આવ્યાથી મને કંટાળો શાનો!"

ઝરીફા તરફ જોઇ જઇયદાએ કહયું "હું તો સમજું કે તેજ લુબનાબાઇ યાદ આવી ગયાં હશે, વારૂ."

કયસે ફરી કહેવા માંડયું "લુબના તો કદીએ મને ભુલતીજ નથી. જે પ્રતિમા અહરનીશ અંતરમાં કોતરાયેલી હોય તેના સંબંધમાં યાદ આવ્યો, કહેવું એ શરમભર્યું છે."

"વળી એ લુબના કોણ?" જમીલાએ પુછ્યું.

"એક હતી!" ઝરીફાએ જવાબ આપ્યો "થોડાક દહાડા અમારા કબીલામાં રહી સદા માટે એક રમકડું આપણી વચ્ચે મુકી ગઇ."

"એમના ઘરમાં હતી તેજ કે?" જમીલાએ ટકોર કરતાં કયસને પુછ્યું "શું તમે એમજ માનો છો કે તે ઘણી સુંદર હતી."

"ખુદાએ એથી વધુ સુંદર, સુકોમળ અને ખુબસુરત ઇન્સાન કોઇ પેદાજ નથી કર્યું. ચંદ્રમામાં પણ એબ લગામણો એક ડાઘ છે તે તેમાં નહોતો. તેના ગાલોની મનોહરતાનું ગુલાબની પાંખડીએ અનુકરણ કર્યું છે અને કમની મખમલ તેના ચામડાની નકલ છે. લજાલુનાં ફુલ તેણીને જોઇ શરમાઇ જાય છે. ફુલોની પાંખડીઓ તેનાં શરીરના અવ્યવોના પડઘા છે.

"હવે વખાણ પોથીનું વાંચન કેમે કરી પુરૂંએ થશે કે નહિ!

"તેણીનાં વખાણ મનુષ્ય બીચારો શું કરી શકશે." કયસે કહયું.

"ચાલો ત્યારે જરા બતાવશો કે અમારા પાંચેમાંથી કઇ તેની સાથે મળતી આવે છે." ઝરીફાએ પુછયું.

એકેક તરફ બારીક નજરે જોઇ તેણી ટીકી ટીકીને જોઇ કહયું "તેણીની કોઇ કોઇ ખુબી દેખાય છે ખરી! અને—"

ઝરીફાએ વચ્ચેજ બોલવા માંડયું—"ત્યારે કોઇને પણ તમે અયબ વિનાની નથી જોઇ શકતા."

"બ્હેન તે કેમ?" જમીલાએ પુછયું.

"અમે તો જાણીએ છીએ કે તેણીમાં કોઇ સારી, ખુબીની વાત હતીજ નહી. અમે તો દુર્ગુણજ દુર્ગુણજ જોયા, એટલે તેના જેવી જેનામાં પણ કોઇ વાત હશે તે દુર્ગુણવાળીજ વાત હશે અને તેથી અમને અયબ લાગશે." ઝરીફાએ કહયું.

જમીલાએ ખડ ખડ હસી પડી કહયું "તમે તો હદજ કરી, સાંભળો કયસ શું કહે છે? લ્યો બ્હેનો ઝરીફાને તો લુબનામાં અયબજ અયબ દેખાય છે. કોઇ સદગુણજ દેખાતો નથી."

નિશ્વાસ નાંખી કયસે કહયું "અલબત ખુદાએ એવા જડવાદી મનુષ્યો પણ પેદા કર્યા છે."

"ચાલો કયસ!" જમીલાએ બોલવા માંડયું "હું જ કહું છું કે લુબના કદરૂપી અને અયબ લગામણી હતી. તેણીના મોટા મોટા બળદ જેવા ડોળા હતા, ઘોળી સાજુ જેવી ફીકીફચ ચામડી હતી, વાધરડી જેવું કપાળ, હળદરના ગાંઠીયા જેવા ગાલ, કાગડાની પાંખ જેવા કાળા વાળ, તમને શું સારા લાગે છે! તેમાં તમને નવાઇ શું લાગે છે!"

"આજ સુધી દુનિયામાં કોઇ સ્વરૂપવતિએજ પ્રાપ્ત કરી હોય તેવી વસ્તુ તેણીયે છે." કયસે કહેવા માંડયું.

"ખુદા કોઇ કુળવાન છોકરીને એવાં આચરણ ન આપો." ઝરીફાની વાત ઉપર બધી છોકરીઓ ખડ ખડ હસી પડી.

"અફસોસ ખુદાએ ખરૂં ખોટું પારખવાની તમને બુદ્ધિ આપી નથી." કયસે બોલવા માંડયું. "લુબનાને મારી આંખે જુઓ."

ઝરીફાએ અટ્ટ હાસ્ય કરતાં કહયું "હું કહીશ કે તમે લુબનાની આંખે એક વખત મારી જમીલાને જુઓ." બધી છોકરીઓ તો હસી પડી પણ જમીલાએ મ્હોં ચઢાવી કહયું "જુઓ મારા દુશમનોને, મને લુબના જેવી કદરૂપી સ્ત્રીને દરજ્જે મુકનાર તું કોણ? મને શું એવી હલકટ ગણવામાં આવી કે લુબનાની સરખામણીએ મુકવામાં આવી."

"હું કયાં સરખામણીમાં મુકું છું" કયસ બોલ્યો "ક્રોધ ન કરો, મારી ગણત્રીમાં આખી દુનિયાની સુંદરતા લુબના ઉપરથી, કુરબાન કરવા લાયક પણ નથી."

"તમારી આવી વાતોએજ તેણીને કયાંનીએ ન રાખી." ઝરીફાએ કહયું. "અને તેથીજ તેણી પોતાને ગૌરવવાન સમજતી થઇ." કયસની તરફ વળી તેણીએ ગંભીર બની કહેવા, માંડયું "કયસ ભાન ઠેકાણે રાખો, અકકલની દવા કરો. બની ઉઝરાને મુકી સુંદરતા બાહર જઇ શકે છે? ખુબસુરતી તો અમારા ઘરની લોંડી છે. બની કઅબની એક અસભ્ય અને કદરૂપી છોકરી સાથે બની ઉઝરાના જમીલા જેવા ફુલની સરખામણી થઇ શકે કે? તમે પોતે ઉઝરી હોઇ બીજા કબીલામાં સુંદરતાને શોધો! એક કઅબીયા છોકરી ઉપર દીવાના બનો! શરમની વાત છે! અમારા કબીલાને લાઝન લાગે છે!"

"બસ, વધારે ન બોલો" કયસે કહયું "તમારી વાતો સાંભળી મને ચેલછા છુટે છે. મારા અંતરમાં લુબનાએ વાસ કર્યો છે. અને તેના વગર આ હ્રદયમાં કોઇને જગ્યા મળી શકતી નથી."

"થોડા દીવસ જમીલા સાથે ઉઠવા બેસવાથી લુબનાને ભુલી જશો. લુબના તેણી જેવી ખુબસુરત નહોતી, તેણી જેવું લાવણ્ય નહોતું કે

નહોતી તેણી જેવી ચળપળા, તેણીમાં કોઇ સદગુણ તો હતો જ નહી."

"ઝરીફા!" ગુસ્સે થતાં જમીલાએ કહયું "જુઓ લાગટ તમે મારૂંજ નામ આગળ ધરતી જાઓ છો. ખુદાની કસમ તમારી આ રીત ભાત મને જરાએ પસંદ નથી. લુબનાની સરખામણીમાં મને મુકી હરવખત મારૂં અપમાન કરવામાં આવે છે."

"તમારી વાતોથી તો મારૂં પાકી આવ્યું." કયસે કંટાળતાં કહયું "તમે લુબનાને વખોડો છો, મને ઝાળે ઝાળ લાગે છે." તેણે સાથેજ કવિતાની કડીઓ કહેવા માંડી.

તેણી પાસે રહેતાં મને સંતોષ આવે છે, અને મારી પાસે તેણીને વગોવનારને સાંભળી મને અજાયબી થાય છે.

ઘણા ઉપદેશકોએ તેણીનો પ્રેમ તજવા બોધ આપ્યો પણ હું તો નાજ પાડતો રહયો, મારા જીવની સોગન પ્રેમ એવી વસ્તુ છે કે જેને કદી પણ મારાથી તજાશે નહિ.

"લ્યો સાંભળ્યું'" જમીલાએ કહયું "એમના માથે તો બની કમબખ્તનો ભુત ચઢી બેઠો છે. તેમની નજરમાં બીજું કોઇ આવેજ કયાંથી !"

"કયસ પણ ખરો જકકી" ઝરીફા બોલી "અને હું પણ જીદ્દીજ મળી ગઇ." કયસની પાસે આવી ઝરીફાએ આગળ ચલાવ્યું "વારૂં કયસ! જો જમીલામાં તમે કંઇ નથી જોઇ શકતા તો મારી તરફ જુઓ મારામાં કંઇ મનગમતું મળે છે. શું હું પણ લુબનાથી ઉતરતી છું !"

"અલબત" જમીલાએ કહયું "હવે તો વાદવિવાદ કરી તમો કયસને કબુલ કરાવશો કે લુબના તમારા કરતાં ઉતરતી હતી."

"તમારામાં બધા ગુણ છે છતાં જે વસ્તુ લુબનામાં છે તે તમારામાં નથી." કયસે જવાબ આપ્યો.

"વારૂં, તમે મારા ઉપર આશક થાઓ." ઝરીફાએ તુંદાઇમાં કહયું. "કાલે લુબના પાસેથી તે વસ્તુ પણ લઇ આવીશ. જુઓ યાદ રાખો!" ઝરીફાએ એવી ઢબછબથી વાત કરી કે કયસ હસી પડયો. તેણે કહેવા માંડયું "ત્યારે પહેલાં જઇને તે વસ્તુ લઇ આવો, તે વગર હું માનવાનો નથી."

"ચાલો તમે રાજી તો છો ને?" ઝરીફાએ કહ્યું.

કયસના અંતરમાં ગાંડપણની ઝાળ બળવા લાગી હતી. તેનો જુસ્સો પળે પળ વધતો હતો. હેરતમાં કોઇને શોધતી આંખો, ડોળા કાઢી ચોમેર ફરવા લાગી. અસાવધાની તે બોલ્યો. "લુબના! ઓ લુબના!! તરતજ તેને ભાન આવ્યું કે છોકરીઓનાં દિલ દુખાય એવી કોઇ વાત નહી કરવાની માતાએ આપેલી શિખામણ યાદ આવી. ઝરીફાએ તરતજ સવાલ કર્યો, "કેવી લુબના, અને લુબના કયાં!" કયસને પોતાની સ્થિતિનું ભાન થયું હતું તેણે વાત ઉડાવતાં કહ્યું.

પગે ખાલી ચઢી ગઇ હતી. તેથી મને વિચાર સુઝયો કે દુનિયામાં જે સર્વથી વહાલી વસ્તુ હોય તેને સંભારૂં."

ઝરીફાએ હસતાં હસતાં કહ્યું "તરકીબ તો ઘણી સારી છે. જ્યારે કોઇને યાદ કરવો હોય તો પગે ખાલી ચઢાવી લ્યો. ચાલો તમે પાછા એવીજ રીતે એક પગ ઉપર ભાર દઈ બેસો અને જ્યારે પગે ખાલી ચઢે ત્યારે મને કહેજો." કયસે જવાબ આપ્યો. "વારૂ" થોડીક વાર પગ દાબી રાખી મસખરીમાં તે બોલ્યો, "લ્યો, પાછી ખાલી ચઢી, કહો બોલાવું—"

"ઠીક બોલાવો! પણ અત્યારે લુબનાના બદલે મારૂં નામ લઇ બોલાવો." ઝરીફાએ હસતાં કહ્યું.

"તમારૂં નામ લેવાથી શું થશે!" કયસે પુછ્યું.

"મારે તો એજ જોવું છે કે મારૂં નામ લેવાથી ખાલી ઉતરે છે કે નહી." ઝરીફાએ જવાબ દીધો. "જો મારૂં નામ લેવાથી ખાલી ઉતરી જાય તો પછી લુબનાનું નામ લેવાનો તમને કશો અધિકાર નથી* અને તમારા ઉપર મારો અધીકાર પુરવાર થશે."

બે ત્રણ વખત ઝરીફાનું નામ લીધા પછી કયસ બોલ્યો "હજી સુધી તો કશી એ અસર થઇ નથી."

"એમ બનેજ નહી" ઝરીફાએ ટકોર કરતાં કહ્યું. "બરાબર નામ લેતાજ જાઓ, જુઓ ઉતરે છે કે નહી."

---

* અરબોમાં એવો વ્હેમ હતો કે જ્યારે પગે ખાલી ચઢી જાય ત્યારે સર્વથી જે માણસ વધારે વ્હાલો હોય તેનું નામ લેવાથી ખાલી ઉતરી જાય છે.

"લુખનાનું નામ તો એકજ વખત લેતાં ખાલી ઉતરી ગઈ હતી" કયસ બોલ્યો.

"ત્યારે તો તમે બનાવટી બીમાર છો." ઝરીફાએ હસીને કહેવા માંડયું. "ખરેખર જો તમારા પગે ખાલી ચઢી હોત તો એકજ વખત મારૂં નામ લેતાં ઉતરી જાત."

કયસ ચુપ થયો, કશો જવાબ આપી શકયો નહી. બંધી છોકરી ખડખડ કરી હસવા માંડી. એકે અવાજે તેણીઓએ કહયું "ખબર પડી, તમે ઝરીફાને પણ પ્રેમ કરતા જણાઓ છો."

"વળી મને કોની સાથે મહોબત નથી." કયસ બોલ્યો "બધા સાથે છે. તમને પણ ચાહું છું."

"અને મનેએ" હફ્ફાએ પુછયું. કયસ જવાબ આપ્યો "હા, તમને પણ ચાહું છું." નોઅમા બોલી "અને હું" કયસે જવાબ આપ્યો "તને પણ" જૈયદાએ કયસની પડખે બેસી પુછી "અને મારા ઉપર પ્રેમ દ્રષ્ટિની કૃપા છે કે નહી?" જવાબ મળ્યો "હા તારી સાથે પણ પ્રેમજ છે." ઝરીફાએ કયસનો હાથ પકડી જમીલા તરફ લંબાવતાં કહયું "જુઓ, અમારાં જમીલા બ્હેનને ચ્હાશો નહી જો તેમને ચાહવા લાગશો તો તેઓ ખફા થઇ જવાનાં!"

"તે રાજી રહે કે નારાજ" કયસે કહયું "મને તો તેણી સાથે પણ મહોબત છે."

"બતાવો તો" ઝરીફાએ પુછયું "એમાંથી કોની કોની સાથે લગ્ન ગાંઠ બાંધશો?"

"પણ પહેલાં પુછો તો ખરાં કે તમારી સાથે પ્રેમ રાખવાનું કારણ શું છે."

"ચાલો ત્યારે બતાવીજ દયોને" ઝરીફાએ કહયું.

"તમે બધાં મને પુનમના ચંદ્રમા દેખાઓ છો." કયસ બોલ્યો.

"અહા! બેહદ કદર કરી" ઝરીફાએ કહયું.

"તમારીએ કદર નહી કરૂં શું!" કયસે કહેવા માંડયું "આ ચંદ્રમા જોઇ મન આનંદ થાય છે, અલબત તેમની તરફ ટીકી ટીકીને

જોતો અને પોતાનો જીવને કુરબાન કરવા તૈયાર થયો હોત."

ઝરીફા વચ્ચેજ બોલી ઉઠી. "બસ હવે હદ, થઇ, આગળ ન વધો. એટલીજ હદે રહો જ્યાં સુધી નભી શકો."

"અલબત! જીવ આપવા તૈયાર છું, પણ તે કેમ, એટલાજ માટે કે ચાંદ, સુરજ, તારા તમે અને દુનિયાની બધી સુંદરતા, મારી લુબનાના પડધા છે. તેણીનું તેજ તે બધામાં દેખાય છે. જેમાં જે પણ ખુબી અને સૌંદર્ય છે તે માત્ર તેણીએજ આપેલું છે. તમારી આ ખુબસુરતી, સૌંદર્ય અને લાવણ્ય બધું તે તેજ મોહીની મુર્તીએ આપેલું છે."

"હશે! હવે ટાઢક વળી!" જમીલાએ, ઝરીફાને મેણું મારતાં કહ્યું.

"નખ્ખોદ ગયું" ઝરીફાએ કહ્યું "તમે તો અમને છેક આકાશે ચઢાવ્યાં, અને પાછળથી જમીન ઉપર હડસેલી મુકયા, અમારી વગોવણી અને અમારેજ મ્હોડે!"

"મને તે દરેક સૌંદર્યમાં લુબના અને લુબનામાંજ દરેક સૌંદર્ય દેખાય છે." કયસ હવે કાબુમાં નહોતો, બ્હાવરો બન્યો હતો, લુબનાની ઘેલછામાં ગાંડો તુર હતો. છાતી કુટી અને માથું અફાળતાં લુબનાના નામની બુમો પાડવા લાગ્યો. છોકરીઓ કયસની આ દશા જોઇ ઉઠીને ચાલતી થઇ, કયસ ઉંધા માથે પડયો અને તેને સખ્ત તાવ ચઢયો.



# પ્રકરણ સોળમું.

**ગર હમસે મરીઓં કી, દવા હોવે તો જાને;**
**બીમારે મુહબ્બત કો શફા, હોવે તો જાને.**

કયસને ચઢેલો તાવ ઉતરવાની વાત જાણુતોજ નહોતો. જંગલમાં વસનારાઓ તરફથી વાપરવામાં આવતી જડીબુટ્ટીઓના બધા ઉપચારો કર્યાં છતાં કયસનો તાવ ઉતર્યો નહિ. કયસની તબીઅત વધારે જ લથડતી ગઇ. એકજ અઠવાડીયાની માંદગીએ તેને બીછાણા સરસો બનાવ્યો. બીછાણે પડયા છતાં પણ તે લુબનાનોજ જાપ જપતો હતો. જીભ પર લુબના અને અંતરમાં પ્રેમદાનીજ યાદ હતી.

ખાનગી ઉપચારોથી થાકેલી કયસની માતાએ એક દિવસ ઝુરીહને કહ્યું "કયસનો તો ખુદાજ બેલી છે, તે દિવસે છોકરીઓએ ખુદા જાણે શું કર્યું કે તે દિવસથી માંદગીને બીછાણે પડેલો કયસ ઉઠવાનું નામજ લેતો નથી. હું ધારતી હતી કે બેચાર દિવસમાં લુબનાને ભુલી જશે પણ ખુદા જાણે લુબનાએ શું જાદુ કર્યું છે કે કશો ઉપાય જ ચાલતો નથી."

હવે તો છેક નિરાશાજનક બંન્યો છે." ઝુરીહે દુઃખ પામતાં કહયું "કાલે હું જઇને બની તયવાળા પ્રખ્યાત વૈદ્યને લાવું છું. ખુદા કરશે તો તે તેની દવાથી અવશ્ય કયસ સારો થશે."

"જરૂરજ લાવો" કયસની માતાએ તકાઝો કરતાં કહયું "ગમે તે રીતે મારા બાળકને ઉગારો. મારૂં માનો તો આજેજ વૈદ્યને તેડવા જાઓ."

"બહુ સારૂં!" ઝુરીહ બોલ્યો "આજે રાત્રેજ જઇશ અને કાલે સંધ્યા સુધી વૈદ્યને સાથે લઇ આવીશ."

રાત્રેજ ઝુરીહ બની તયના કબીલામાં જવા નીકળ્યો. સ્હવાર પહેલો તે વૈદ્યને ત્યાં પહોંચ્યો. વૈદ્યના હાથમાં કેટલાક બીમારો હતા છતાં ઝુરીહના કાલાવાલા અને કયસની સખત આજારી સાંભળી તેણે સાથે

આવવા કબુલ્યું. વૈદ્યને લઇ ત્રીજા પહોરે તે ઘેર પાછો ફર્યો, ભોગ જોગે વૈદ્ય સાહેબે તંબુમાં પગ મુકયો તે વખતે ઝરીફા અને જમીલા પણ કયસને જોવા આવેલી હતી. બધાએ પુછ્યું "કેવા છો—કેમ છો". કયસે કવિતાની બે કડીમાં જવાબ આપ્યો.

લુબનાના પ્રેમમાં કૅયસ છે, અને લુબ્નાના જ કયસની બીમારી છે તથા પ્રેમ સખત અને અસહ્ય જ છે.

એક દિવસે આવેલી ખબર પુંછનારીઓને જોઇ આંખે કહ્યું જેને હું શોધું છું તે નથી જડતી.

નાડી જોઇ વૈદ્ય સાહેબે પુછ્યું "આ બીમારી કયારથી છે? અને કયારથી સ્ત્રીના ઇશ્કમાં ઘેલો થયો છે?" કયસે વૈદ્યને કવિતામાં જ જવાબ આપ્યો. તેણે કહ્યું.

"જગતમાં અવતર્યા અગાઉ પણ મારો આત્મા પ્રેમમાં સજ્જડ હતો. અને વીર્ય, ઉદર, અને દુધમળ દિવસો વીત્યા પછી પણ તેનોજ પ્રેમ સજ્જડ હતો. જેમ જેમ હું મોટો થતો ગયો તેમ તેમ તે પણ વધતો ગયો અને મરણ પછી પણ તે જવાનો નથી. જગતની કાંતિ પછી તે રહેતો આવ્યો છે અને કબરના અંધારા તથા તખતીના ઓઠામાં પણ તે મારી સાથેજ રહેશે."

વૈદ્ય સાહેબે ઉંડો વિચાર કરી કહ્યું "તે સ્ત્રીમાં જે અવગુણ હોય તે યાદ તેનું ધ્યાન ધરો અને હરવખત તેવા અવગુણો સંભળાવો. અને કઇ વાત તરફ તે તિરસ્કાર બતાવે છે તે ધ્યાનમાં રાખો."

કયસે વૈદ્યની સલાહ સાંભળી કવિતામાંજ જવાબ આપ્યો. આ કવિતા એવી મતલબની હતી કે "વૈદ્યરાજ, તેણીના અવગુણ તપાસવા હોય તો કાળા ડાઘવાળા ચંદ્રમાની સરખામણીમાં મુકો, પુનમના ચંદ્રમાની ઊપમાં આપવી એ તેણીનું અપમાન કરવા સમાન છે. શબે કદરને હજારો રાત્રીઓ ઉપર જેવી રીતે વડપણ છે તેવીજ રીતે હજારો સુંદરીઓ ઉપર તેણી સરસાઇ ભોગવે છે." કયસે હવે લુબનાના વખાણ કરવા માંડયા, બોલતાં બોલતાં તે ધરાતોજ નહોતો. એક પછી એક નવી નવી સંજ્ઞાઓ તે ઉદભવતો, કેમે કરી તેનું બોલવું પુરૂં થતુંજ નહોતું. કામ માટે બહાર ગયેલો ઝુરીહ અનાયાસ આવી પહોંચ્યો. બેટાને નિરંકુશપણે વૈદ્ય આગળ

લુબનાનાં વખાણ કરતો જોઇ તે કચવાયો અને ઠપકો આપતાં ધીમેથી પાસે આવી બોલ્યો "કયસ, શું છેકજ શરમ મુકી દીધી. વૈદજી તમને તપાસી દવા કરવા માટે આવ્યા છે તમે વ્યર્થ વાતોમાં તેમનો વખત ગુમાવો છો."

વૈદરાજે ગુરીહને વધુ ઠપકો આપતાં અટકાવી કહ્યું. "આવી રીતે ગુસ્સે થઇ ઠપકો આપવાથી કશોએ લાભ થવાનો નથી. પ્રેમના બીમારને અટકાવવા અને વારવાથી બમણી જીદ થાય છે. અને તેથી ઘેલછા વધતી જાય છે. આપણે અહીંથી ખસી જઈ એકાંતમાં બેસી વિચાર કરવો જોઇએ."

"વૈદરાજ!" ગુરીહ બોલ્યો "કયસની ઘેલછા જાય એવો ઉપચાર કરશો તો મોટો ઉપકાર થશે, જીંદગી રહેશે ત્યાં સુધી તમારો દાસ બની રહીશ."

"તમારે ઉપકાર માનવાની જરૂર નથી." વૈદે કહ્યું "એ તો મારી ફરજ છે. તમારા કબીલાના થોડાક બુદ્ધિશાળી માણસોને બોલાવો, આપણે બીજા તંબુમાં બેસી વિચાર કરીએ." કયસ વૈદને લઇ બીજા તંબુમાં આવ્યો, તેમને બેસાડી આજુ બાજુથી કેટલાક સમજુ અને વૃદ્ધ કબીલાવાળાને બોલાવી લાવ્યો. બધા આવીને બેઠા પછી વૈદે પુછ્યું "કયસ ઉપર ઇશ્કની ચઢેલી ઘેલછા ઉતરવા જેવો કોઇને ઉપચાર યાદ હોય તો સમજાવો, આપણે તે કયસને લાગુ પાડવા વિચાર કરીએ."

બધાએ એક સાથ કહ્યું "તમારી આગળ અમો શું ઉપાય બતાવી શકીએ. અમે તો કશુંએ જાણતા નથી અલબત તમે જે ઉપાય બતાવશો તે પ્રમાણે અમો કામ કરીશું."

"જ્યાં સુધી હું જાણી શકું છું" વૈદે જવાબ આપ્યો "ઇશ્કની બીમારીની દવા નથી. દવાથી તો લાભ થવાનોએ નથી. ઉપાય માત્ર એક છે અને બતાવવાનો નહી પણ કરી દેખાડવાનો છે. પરંતુ હું જે કહું તે પ્રમાણે ચાલવા અને કામ કરવાનું વચન આપો.

"તમે જે કહેશો તેજ પ્રમાણે અમે કરીશું" ગુરીહે વચન આપ્યું.

"મારે તેને જુદો રાખવો જોઇશે." વૈદે કહ્યું "અને મારી ખાત્રી નહી થાય ત્યાં સુધી તમને મળવા દઇશ નહી."

"પણ વૈદ્ય સાહેબ!" ઝુરીહ બોલ્યો "અત્યારે તો તે સખ્ત બીમાર છે. અમારી ગેરહાજરીમાં તેની માવજત કોણ કરશે."

"તાવ વગેરે બીમારીઓ," વૈદરાજે સમજાવવા માંડયું "માત્ર ઉપર ઉપરની છે. બે ચાર દિવસમાં સારી થઇ જશે અને આ અઠવાડીયામાં રોગ તો મટાડી દઇશ."

ઝુરીહે વૈદની ઇચ્છા પ્રમાણે વર્તવાની કબુલાત આપી ગળગળીત કંઠે ઉપકાર માન્યો. હકીમે તેને ધીરજ રાખવા આશ્વાસન આપતાં કહ્યું "તલાક અપાવવાની ઉતાવળ કરી તમે કયસની જીંદગીને જોખમમાં મુકી છે."

"મારો વિચાર તો તલાક અપાવવાનો નહોતો પરંતુ" ઝુરીહે કહેવા માંડયું. "બીનતેઅમ–કયસની માતાએ બજીદ થઇ પકડેલી હઠ છોડવા રાજીજ નહોતી."

"કયસની માતાએ સખ્ત જુલમ કર્યો છે." હકીમે કહ્યું "ભવિષ્ય માટે તેમની કબુલાત લ્યો કે કદીએ હઠ કરશે નહી. જો તેણી મારા શબ્દો પ્રમાણે ચાલવાની કબુલાત ન આપતી હોય તો હું કશો ઉપાય કરવા રાજી નથી."

વૈદ્ય સાહેબ!" કયસની માતાએ કહયું "હું વચન આપું છું કે ભવિષ્યની કોઇ વાતમાં હું દખલ દઇશ નહી. કયસની મરજીમાં આવે તે કરવા સામે હું વાંધો લઇશ નહી. ગમે તે રીતે તેને સાજો કરો. તે સાજો થાય અને જીવથી બચી જાય એટલુંજ ફકત હું માગું છું."

"ત્યારે હું ઇલાજ કરીશ." વૈદે કહયું "પરંતુ હવેથી તેની ઇચ્છા વિરૂદ્ધ એક શબ્દ પણ કોઇએ કહેવો નહી, તેમજ કોઇએ તેની સામે લુબનાને વખોડવી નહી."

"ઇન્શાઅલ્લાહ" ઝુરીહે ઉત્તર વાળ્યો "હું બધી ગોઠવણ કરી દઇશ."

"વારૂ ત્યારે" વૈદ બધાને રજા આપતાં બોલ્યો. "તમે જાઓ અને હું કયસ પાસે જાઉં છું" વૈદ એકલો કયસની પાસે ગયો. તેણે નાડ તપાસી, કયસને ગમતી વાતો કરતાં આશક થવાની વાત સંભળાવવા

કહયું. કયસે ખુશી ખુશી અને આનંદમાં કેવી રીતે મોહપાશમાં પડયો તે આખું આખ્યાન કહી સંભળાવ્યું. માત પિતાની વર્તણુંક અને તલાકના સંજોગો કહેતાં તેનું હૈયું ભરાઇ આવ્યું અને પોકેપોક મુકીને રડવા માંડયું.

"ભવિ હતું તે થઇ ગયું" વૈદે દિલાસો આપતાં કહયું "પરંતુ મારાથી બનશે ત્યાં સુધી તમને લુબના સાથે મેળવી આપવા પ્રયત્ન કરીશ."

નિરાશામાં નિર્બળ અને અશક્ત બનેલા કયસના શરીરમાં આશાના રૂધીરે ઉછાળો માર્યો. મેહિનીની આશા બંધાતાં તે બીછાનામાં ઉઠી બેઠો ટટાર થયો આનંદ હાસ્ય કરતો બોલ્યો "તમે મને મેળવી દેશો ને? બસ એજ મારી દવા છે અને તેની ઉપરજ મારી જીંદગીનો મદાર છે. પરંતુ એ બનશે કેમ? સાંભળું છું કે બાયન તલાક પછી બીજી વખત નિકાહ થતાજ નથી."

"પરંતુ વચમાં આવતી નડતરો દુર કરવા હું જતન કરીશ." વૈદે કહ્યું.

"વૈદ્ય સાહેબ!" કયસ બોલ્યો "હવે કોઇ દવાની જરૂર નથી. તમારા બે બોલે મને સાજો કર્યો છે. ખુદા તમને જીવતા રાખી સફળ મનોરથ કરે. નિરાશ બનેલા એક પ્રેમીના અંતરમાંથી નીકળેલા આશીષ ખુદા કબુલ કરે."

"બધું કામ મારા ઉપર રાખો અને તમે બેફીકરીથી હરો ફરો."

"ત્યારે મારી નિરાશામાં આશાનું પાણી કયારથી સીંચવા માંડશો."

"તમારો જવ જાય!" વૈદ્ય બોલ્યા "અને તમારામાં હરવા ફરવાનું કૈવત આવે."

"લ્યો હું તો તદ્દન સાજો છું" વૈદ્યનો હાથ નાડ ઉપર ઉપર મુકતાં કયસ બોલ્યો "જુઓ હવે તાવ કયાં છે?"

"અત્યારે તો નથી" વૈદે કહ્યું "પણ પાછો તાવ થવાનો ભય છે."

"નહી આવે" કયસ બોલ્યો "હવે મને કદીએ તાવ ચઢશે નહિ."

"છતાં પણ કુવ્વત આવવી જોઈએ ને."

"કુવ્વત તો બધીએ છે" કયસે ચલાવ્યું "કહો તેટલી દુર ચાલવા તૈયાર છું."

"છતાં પણ હું તો જાણું છું ને" વૈદ્યે જવાબ આપ્યો "પુરા એક અઠવાડીયા સુધી તાવ નહી આવે અને તમારામાં શક્તિ આવેલી જોઇશ ત્યારે મારી તદબીરો પ્રમાણે ગોઠવણ કરવા માંડીશ."

"પરંતુ મારે એટલું તો જાણવું જોઇએ ને" કયસ બોલ્યો "તમે શું ગોઠવણો કરવાના છો."

"અત્યારે બતાવાય !" વૈદ્યે કહ્યું 'તમને મારા કહેવાનો વિશ્વાસ નથી. જ્યાં સુધી તમારી ઇચ્છા પુરી નહી કરૂં ત્યાં સુધી મને કળ નથી પડવાની."

"બેશક તમારા ઉપર વિશ્વાસ છે." કયસ બોલ્યો.

"વારૂ ત્યારે આજે હું ઘેર જઇશ" વૈદ્ય કહેવા માંડયું "આઠમા દિવસે તમને જોવા આવીશ. જો તમે સાજા રહેશો, તમારામાં કૌવત આવશે, તો મેં આપેલા વચન અનુસાર તમારી ઇચ્છા પુરી કરવા કોશીશ કરીશ." વૈદ્ય જવા માટે ઉભો થયો. તે તંબુના બારણા સુધી પહોંચ્યો હતો તે કયસે આશા ભરી નજર નાંખતાં કહયું "વૈદ્ય સાહેબ ! મને ભુલી ન જતા મારૂં મોત જીવન હવે તમારા હાથમાં છે. વૈદ્ય બહાર આવ્યો. ઝુરીહ સાથે કબીલાના અકાબરો તેની વાટ જોતા બેઠા હતા. તેણે કહ્યું "કયસને હવે સાજો થયેલો જાણો. મેં આવો ઉપચાર કર્યો છે કે તાવ તરતજ ઉતરી ગયો અને હવે કદી ચઢવાનો નથી. ખુદાએ ઇચ્છયું તો તબીયત સારી રહેશે અને તમને ફરીઆદ્ કરવા જેવું રહેશે નહી. આઠમા દિવસે હું આવીશ અને તે પછી કયસની સ્થિતિ જોઇ ઘટતી ગોઠવણ કરીશું."

ઝુરીહે ઉપકાર માનતાં કહ્યું "તમે કહો છો તેજ પ્રમાણે થશે પરંતુ તમારા ગયા પછી શી દવા આપવી. અઠવાડીયા દરમ્યાન દવા આપવાની તો જરૂર પડશેજ ને."

"અત્યારે આપેલી દવા અઠવાડીયા સુધી પુરતી છે" વૈદ્યે કહ્યું "બીજી વખત આપવાની જરૂર નથી. અલબત મારે સાથે કરેલી શરત પળાવવી જોઇશે. ઘણા માણસોને તેની પાસે જવા દેતા નહી. કોઈ છોકરીને તેની પાસે જવા દેતા નહી. છોકરીઓની આવ જાથી બીમારી વધશે અને તે પછી મારી પાસે કયસ માટે કશી દવા નથી. લુબનાને વખોડનારી કે

નિરાશાની કોઇ વાત તેની પાસે કરવી નહી તેમજ તેને હવે સુખના નથી મળવાના એવો એકે શબ્દ તેના કાન ઉપર જવો જોઇએ નહિ.

"બહુ સારૂ" ઝુરીહે જવાબ દીધો "તમે કહો છો તે પ્રમાણે કરીશું."

"તેની માતાને પણ કહી દેજો." વૈદે કહ્યું "પ્રથમ જેવી વાતો કરે નહી. કયસને તેણીએજ બીમાર પાડયો છે તેથી મને તેણીનો ભારે ભય છે. તેણીને પણ કયસ પાસે નહી જવાનું હું કહેતો પરંતુ તેમ બનવું અશકય છે. તેણીને કયસ પાસે જવાની એવી શરતે પરવાનગી આપું છું કે કયસની મરજી વિરૂદ્ધ તેને નહી રૂચતી કોઇ વાત કરવી નહી."

"તેણી જરૂર તમારા હુકમ પ્રમાણે ચાલશે. ઝુરીહે ચલાવવા માંડયું "પણ તમે જરૂર આવજો, ભુલી જશો નહી કહો તો હું લેવા સારૂં આવું."

"કયસને સાંજે જોવાની મારા મનમાં એક કુદરતી ઇચ્છા ઉગી આવી છે. તમારે આવવાની જરૂર નથી, હું પોતેજ આવીશ."

ઝુરીહ સાથે કબીલાના અકાબરેએ વૈદનો ઉપકાર માન્યો. વૈદ ઊંટ પર બેસી પોતાના કબીલા તરફ રવાના થયો. ઝુરીહ સાથે કબીલાના માણસો તંબુમાં આવ્યા. કયસને બેઠેલો અને સાજો જોઇ બધા હેરત પામ્યા.



# પ્રકરણ સત્તરમું.

તેઝ રપ્તના સરે હુર ખારકે અચે દસ્તે જુનું;
શાયદ આજાએ કોઈ, આભિલાષા બિરે આંદ.

કયસને રોગ તો તેજ દિવસે મટી ગયો હતો. બીજે અઠવાડીયે વૈદ્યે તેનામાં કૌવત પણ જોયું. કૌવતવાન થવાનો ઉત્સાહ પ્રેમદાની આશાએ વધાર્યો હતો તેથી પેટ ભરીને ખોરાક લેતો એટલે બધી દુર્બળતા એકજ અઠવાડીયામાં દુર થઇ હતી. વૈદ્યકના નિયમાનુસાર ખોરાક મળતો અને કયસને હજમ થાય એટલી હદે ખાતો. તે જાણુતો હતો કે જેમ જેમ તેમાં શકિત વધતી જશે તેમ તેમ પ્રેમદાને મળવાની પળો પાસે આવતી જશે. વૈદ્ય તેને સાજો જોઇ ખુશ થયો તેણે કહયું હવે તો તમે તદ્દન સાજા દેખાઓ છો."

ખુશી ખુશી કયસે ઉપકાર માનતાં કહયું "શુક્ર છે, હવે તો હું તદ્દન સાજો છું એટલું તમે જોઇ શકો એજ આશા હતી, કારણુ મારી બધી આશાઓનો મદાર માત્ર તંદુરસ્તી ઉપર જ છે."

"બેશક" વૈદ્યે કહયું તમારી ઇચ્છા પુરી કરવાનો હવે વખત આવ્યો છે. પરંતુ પ્રેમ—જગતનો મુસાફર રહેલાઇથી ઇચ્છીત સ્થાને નથી પહોંચી શકતો એ તમારે યાદ રાખવાનું છે.

' બધી સખતાઇ સહન કરવા હું તૈયાર છું." કયસે ઉતર આપ્યો. "તમે કેવી તદબીર કરવા માંગો છો એ તો જણુાવો, કારણુકે હું તે પ્રમાણે ચાલવાની તૈયારી કરૂં."

"તેનું તમારે શું કામ છે." વૈદ્યે જવાબ આપ્યો. "જો તમારે ભાવિ ઉપર જીત મેળવવી હોય તો હું કહું તે પ્રમાણે ચાલો. સાથેજ તમારે પુછવું જોઇએ નહીં કે 'આ કેમ કર્યું' અને શા માટે કરવું' પ્રેમજગતમાં ચુનેચુરા કરવી મોટો અપરાધ છે."

"વાહ, હવે હું એટલું એ નહીં પુછું." કયસ બોલ્યો.

"એટલી શરત પાળશો તો અવશ્ય તમે સફળ થશો" વૈદે કહયું.

"ત્યારે હવે મારે શું કરવું ?" કયસે પુછ્યું.

"પ્રથમ તો તારે અરબ કબીલામાં ફરવું. દરેક કબીલામાં પંદર વીસ દિવસ રહી તેમની મિત્રાચારી બાંધી, તેમનો પ્રેમ જીતી, બીજા કબીલા તરફ જવું.

"અરે ! આ તો ઘણો લાંબો વખત ?" કયસ બોલ્યો.

"જુઓ, પ્રથમ પગથીયેજ લથડયા" વૈદ્ય કહેવા માંડયું "એથીજ હું કહું છું કે પ્રેમજગતથી તમે અજાણ્યા છો. વગર વાંધે મારા કહયા પ્રમાણે ચાલશો ત્યાં સુધીંજ હું તમારી સાથે છું."

"નહિ, મને કશો વાંધો નથી" કયસે કહયું "તમે કહેશો તેજ પ્રમાણે કરીશ, કેહશો ત્યાં જઇશ અને જેટલા દિવસ મરજી હોય તેટલા દિવસ ત્યાં રહીશ."

"કાલેજ મુસાફરીએ ચાલો" વૈદ્યે કહયું "હું પણ તમારી સાથે આવતો પણ ધંધા અને કબીલાના સંબંધથી લાચાર છું, છતાં તમારી ખબર રાખીશ. દશ બાર કબીલામાં ફર્યા પછી તમે મને ખબર આપજો."

"વારૂ" કહી કયસ વૈદ્ય પાસેથી રજા લઇ, તંબુમાં આવી મુસાફરીની તૈયારી કરવા લાગ્યો. કયસ ગયા પછી વૈદ્ય ગુરીહ અને કબીલાવાળાને કહયું "કયસ હજુ સાજો નથી, નિરાશા ભર્યો કાંઇ તેને કહેવો જોઇએ નહી. તેની તબીઅત સારી થવા અને શરીરમાં શકિત લાવવા માટે તેને મુસાફરીએ મોકલવામાં આવ્યો છે. મુસાફરીમાં જવા માણસો અને નવી નવી વાતોમાં તેનું મન લાગશે, હવાપાણી બદલાશે, અને હરવખતે તેના મનમાં આવતા શક દુર કરવાનો આ રહેલો ઉપાય છે, મુસાફરીમાંજ લુબનાને ભુલી જાય તો આપણે અજબ થઇશું નહી. લુબનાથી વધુ સારી કોઈ છોકરીને જોઇ, લુબનાને પણ ભુલી જાય." કયસ મુસાફરીની તૈયારી કરી રજા લેવા બહાર આવ્યો, તેને ઉતાવળમાં જોઇ વૈદ્યે કહયું "કયસ તમારી મુસાફરીની શરૂઆતની બધી તૈયારી કરો. મારી સાથે ચાલો અને પંદર વીસ દિવસ મારા કબીલામાં રહી, આગળ જજો." રાત આનંદ અને આશામાં વીતી સ્હવાર થતાં કયસ અને વૈદ્ય બની તમીમ તરફ આવવા રવાના થયા.

કયસમાં હવે ઉત્સાહ હતો, ઉમંગ હતી, ચપળતા અને લુબ્ના મેળવવાની આશાએ બમણું જોર મેળવી આપ્યું હતું. ગાંડપણ કે ઘેલછા હવે કશીએ હતી નહી. બુદ્ધીશાળી વાતો કરતો અને દરેક માણસ સાથે પ્રથમ મુલાકાતમાંજ મિત્રાચારી બાંધી લેતો. તેનું જ્ઞાન અને કવિત્વ શકિત દરેક માણસને તેની વાતો અને કવિતા સાંભળવા હર વખત આતુર બનાવતું. જો તેમાં પ્રેમનો વ્યાધિ ન હોય તો તે માયાળુ, સદાચારી અને એક અચ્છો અરબ કવિ હતો. તેની ઉંચી કવિત્વ શકિત, સરળ સ્વભાવ અને માયાળુ વકતવ્ય, દરેક માણસને તેની તરફ ખેંચતાં હતાં.

બની તયમાં પહોંચ્યા પછી પ્રથમ રાત વૈદ્યના તંબુમાં વીતી. સ્હવાર થતાં તયના અકાબરોની સાથે મેળવવામાં આવ્યો. તેની લાવણ્ય ભરી વાણી અને માયાળુ સ્વભાવે એકજ દિવસમાં કબીલાના બધા માણુસો તેને માયા સાથે મિત્ર ગણુવા લાગ્યા. તેની વાતોમાં રસ લેવા અને પોતાનો પરોણો બનાવવા આતુર બન્યા. કયસ સ્વચ્છ અને સુંદર કવિતાઓને સબબે અરબસ્તાનમાં ઘણી પ્રખ્યાતી મેળવી શકયો હતો કોઇ કબીલો એવો નહોતો જે તેને જોવા આતુર નહી હોય. અરબોના અંતર ઉપર તેની સરળ ભાવના ભરી કવિતાઓએ પાડેલી છાપ ઘણી સારી હતી. ઘણા માણુસો તેની અદબ કરતા, જવાનો તેના સમાગમને અભિમાન ગણુતા અને બાળકો તેની ખુબસુરતી સાથે માયાભર્યા વચનો સાંભળી રાજી થતા. કયસમાં આશાઓએ બમણું તેજ પેવશ કર્યું હતું. તે હવે પોતાના સદ્દગુણોને વિકાસમય બનાવી જયાં જાય ત્યાં પ્રીયતા મેળવવા પ્રયત્ન કરતો. પરાયાને પોતાના કરવાની તેનામાં શકિત હતી અને હવે વિકાસ આપવામાંજ ઇચ્છાઓની પુર્તી દેખાવાથી તેણુ આ દિશામાં પોતાનું બધું બળ વાપરવા માંડયું હતું. સ્ત્રીઓ અને છોકરીઓ, જયાં તે જતો ત્યાં તેને જોવા ટોળાબંધ એકત્ર થતી.

પંદર દિવસ તે તયના કબીલામાં રહયો. દરેક માણુસ તેને પોતાને ત્યાં દાવત આપવા ઇચ્છા રાખતો હતો. પંદર દિવસમાં તેના સેંકડો મિત્રો થયા હતા અને દરેક મિત્ર અકેક દિવસ તેને પોતાને ત્યાં રાખવા આતુર હતો. સોળમે દિવસે તેણે રજા માગી કબીલાવાળાએ થોડા દિવસ રોકાવા કહયું પરંતુ તેણે માન્યું નહી. થોડા વખતના મિત્ર સમુહને

વિયોગ કલ્પાંતમાં આંસુ સેરવતા મુકી તે ઉંટ પર બેસી ચાલતો થયો. વૈદ્યની સલાહ અનુસાર તે, એક પછી એક કબીલાની મુલાકાત કરી સેંકડો મિત્રો ઉભા કરી બીજા કબીલાનો રસ્તો લેતો. ફરતાં ફરતાં મહીનાઓ વીતી ગયા હતા. અત્યારે તે અનેક કબીલાઓની મુલાકાત લઈ બની ફઝારાના તંબુઓમાં પરોણો હતો. તેની સ્થિતિ ઉપરથી જણાતું હતું કે તે લુબનાને ભુલી ગયો છે. કયસનાં માતપિતા તેની ખબર રાખતાં હતાં અને આવી સંતોષકારક સ્થિતિ જોઇ રાજી હતા.

બની ફઝારામાં તેને પંદર દિવસ થઇ ગયા હતા. કુચની તૈયારી હતી. તે સાંજરે તે પડાવની પાસે આવેલા પાણીના ઝરણા પાસે ફરવા ગયો. કબીલાના પુરૂષો આજે બાહેર ગયા હતા. સાંજના સમયે પાછા ફરવાનું હોવાથી કબીલાની સ્ત્રીઓ તેમની વાટ જોતી ઝરણા તરફ આવી. સંધ્યાનો સમય સમીપ હોવાથી પશુ પક્ષીઓ અરબસ્તાનની આ દુર્લભ વસ્તુ મેળવવા ઝરણા તરફ આવતાં હતાં. સુરજ અસ્તાચળે પહોંચવાની ઉતાવળમાં પોતાની ગતિને વેગ આપતો હતો, તેવામાં સ્ત્રીઓથી આગળ મ્હોંઢા ઉપરથી બુરકો ઉઠાવેલી એક ખુબસુરત, કુમારિકા તેણે જોઇ. તેણીની તેજોમય કાંતિ અને ચંચળ સ્વભાવ અને ચપળ ગામગતિ જોઇ કયસ દીવાના જેવો હેરત ભરી આંખે જોતો હતો. કયસને હેરતમાં જોઇ અટહાસ્ય કરતી તે કયસની પાસે આવી. તેણીને હસતી જોઇ કયસને પણ વાત કરવાની ઇચ્છા થતાં તેણે પુછ્યું "ઓ અપ્સરા! તારૂં શું નામ છે?" તેણીએ બેપરવાઇથી કયસ તરફ જોઈ કહ્યું "લુબના." લુબનાનું રસીલું નામ સાંભળી કયસે ચીસ મારી, તે બેભાન થયો અને જમીન ઉપર તુટી પડયો. આ બનાવ જોઇ તેણી ગભરાઇ, મંદ હાસ્ય ભુલી ગઇ અને મ્હોં ઉપર બુરકો નાંખતાં બોલી. "તે કયસ બિન જુરીહ હોવો જોઇએ, કદાચ તે નહિ હોય. હા, અલબત્ત કોઇ દીવાનો માણસ છે." નમીને તેનું મ્હોં જોઇ બોલી "અફસોસ! તદ્દન બેશુદ્ધ છે. આ રણમાં શી તદબીર થઇ શકે!" તેણીને ધ્યાન આવતાં ઝરણાના વ્હેળામાંથી પાણી લાવી, કયસના મ્હોં ઉપર પાણી છાંટવા લાગી. કેટલીક વાર પછી તે શુદ્ધિમાં આવ્યો. નિર્બળતાએ તેને ઘેરી લીધો. માવજત કરનારી અપ્સરાનો આંખોમાં ઉપકાર માન્યો. કયસના મ્હોંમાંથી હજુ એક શબ્દ નહોતો નીકળ્યો કે નાઝનીન બાળાએ પુછ્યું "કેમ સાહેબ! તમે કયા કબીલાના લોક છો?"

"હીરો તો નહીજ" કયસે જવાબ આપ્યો "હું તો કબીલાને લજવનાર છું."

"પરંતુ તે કબીલો કયો છે." બાળાએ ફરી પુછ્યું "જેની સાથે તમારો સંબંધ છે."

"અફસોસ! મારો કબીલો પણ બદનામ છે" કયસે કહ્યું "તમે બની ઉઝરાનું નામ તો સાંભળ્યુંજ હશે!"

નાઝનીન બાળાએ મંદ હાસ્ય કરતાં જવાબ દીધો "વારૂ, ઓળખું છું. બની ઉઝરાનીજ આ વર્તણુંક છે. મારો શક ખરો જણાય છે. શું તમે કયસ બિન મુરીહ છો! એમજ છે ને?"

"જી હા!" કયસે ઉત્તર આપ્યો "આ હીણભાગી કયસજ છે. પરંતુ તમારે પણ ઓળખાણ આપવી જોઇએ."

મારી ઓળખજ શું!" બાળાએ કહેવા માંડયું "એક ફઝારીયા છોકરી છું. પિતા આફ્રીકાના જેહાદમાં ગયા છે. કાકા બહીસ્તાનમાં છે મારા ભાઇને ત્યાં કબીલા સાથે રહું છું."

"અને નામ" કયસે વધુ જાણવા માંગ્યું.

"નામ દેતાં બ્હીક લાગે છે!" બાળાએ જવાબ આપ્યો. "એક વખત નામ દઇને તમાશો જોયો છે."

"હા, હા, મારી લુબના" કયસ બોલ્યો "વ્હાલી લુબના."

"તમારી તે લુબના કોઈ બીજી હશે" બાળાએ જવાબ આપ્યો "હું તો હારિસ અલ ફઝારીયાની લુબના છું."

"પરંતુ!" કયસ બોલ્યો "મને દુનિયાની હરેક લુબના મારીજ લુબના જેવી લાગે છે."

"મારા પર તો દયાજ રાખો" બાળાએ કહેવા માંડયું "પણ ચાલો મારે ત્યાંની પરોણાગત કબુલ રાખો, મારે ત્યાં આવી ભોજન કરી સ્વસ્થ થાઓ અને જો માઠું ન માનો તો તમારી થોડી ઘણી કવિતા પણ સંભળાવો."

"મને તો વાંધો નથી" કયસ બોલ્યો "પણ તમને તકલીફ થશે."

"મારી તકલીફ તમારે વિચારવાની નથી" બાળાએ જવાબ આપ્યો "તમારા જેવા સર્વ પ્રિય અરબ કવિના પગ તળે અમારા કબીલાની અબળાઓ આંખો પાથરવા તૈયાર છે." બાળાએ કયસનો હાથ પકડી ઉભો કર્યો અને સાથે લઈ ઘેર આવી. ઘેર આવ્યા પછી કાવ્યમાં રસ લેતી અને પ્રેમમાં મઝા માનતી બાળાઓ સાથે કયસને મેળવ્યો. અરબોના રીત રીવાજ પ્રમાણે પરોણાગત કરવામાં આવી. કબીલાના કવિઓ સાથે કાવ્યબાઝી થતી રહી અને દરેક પ્રસંગે કયસની કવિતાજ વખણાતી અને પસંદ થતી. દાવત થઇ અને ભોજનથી પરવારી કયસ પોતાને ઉતારે આવવા ચાલ્યો. તંબુમાંથી નીકળતાં લુબનાનો ભાઇ સામો મળ્યો. તેણે કયસને તો કશુંએ પુછયું નહિ પરંતુ તંબુમાં આવતાં પોતાની બ્હેનને પુછયું.

તેણીએ બધી વાત ભાઇને સંભળાવી. અને બોલી "તમે નહોતા તેથી મેં જવા દીધા. જો થોડીક વાર પહેલાં તમે આવ્યા હોત તો આજે રાત્રે તેને આપણેજ ત્યાં રાખતી. એવા કુળવાન અને નામાંકિત કવિનાં પગલાં આપણે ત્યાં કયાંથી."

આમીરે પોતાની બેહનને ઠપકો આપતાં કહ્યું "મને શરમ આવે છે કે સાંજરે એક આબરૂદાર કવિ આપણે ત્યાં આવે અને તેને કાઢી મુકવામાં આવે. હું નહોતો એ કંઇ તારો બચાવ ન થયો. તું આબરૂદાર અરબ બાળા અને તે કુળવાન કવિ. ઉભયમાંથી કોઇ એક ઊપર પણ વ્હેમ થાયજ નહી. હું જાણું છું અને ગમે તે રીતે બોલાવી લાવું છું. આપણે મનમાનતી પરોણાગત કરીશું." આમીર તરતજ ઘોડાપર સવાર થઇ જે તરફ કયસ ગયો હતો તે તરફ દોડયો. થોડી દુર જતાં કયસ મળ્યો. આમીરે કુદી પડી કયસના ઘોડાની લગામ પકડી કહ્યું "કુળવાન અરબ કવિ! સંધ્યા અમારા તંબુ આગળ મેળવતા પરોણાને રાત્રે કોઇ બીજા ડેકાણે રહેવું પડે એથી વધારે બદનામી અમારી કોઇ નથી. પાછા ચાલો અને સવારે જવું હોય ત્યાં જજો."

"પરંતુ હું તો તમારાજ કબીલાનો પરોણો છું" કયસે સમજાવ્યું "એટલે તમારોજ મહેમાન છું."

"ગમે તે હોય હવે તો આમીર બિન હારિસ હવારીનો તંબુ

તમારા વિના સુનો રહી શકતો નથી." આમીર, કયસને લઇ તંબુમાં આવ્યો. લુબના શરમાતી શરમાતી કયસની પરોણા ચાકરી કરવા લાગી પાછી મીજલસ જામી. લુબનાની આંખો કયસમાંજ ચોંટેલી હતી. તેણી શરમાતી છતાં કયસની દરેક વાત અને હીલચાલ ઉપર બારીક નજર રાખતી હતી. કયસના શબ્દે શબ્દની તેણી ઊપર ભારે અસર થતી હતી. રાત વધારે વીતી બધા લોકો વિદાય થયા. કયસનું બીછાણું આમીરના પાસે કર્યું. આમીરે સુતી વખતે કયસની હાલત પુછી તેણે અથ ઇતિ પોતાની દરેક વાત કહી સંભળાવી. આમીર લાગણી સાથે કયસ તરફ દીલસોજી બતાવતો સુઇ ગયો.

આમીરે કયસને પોતાને ત્યાં બીજા દિવસે પણ રાખ્યો. તે બાહર જવાનો હતો પણ કયસના સબબે ગયો નહિ. આમીર પોતાની બ્હેનની સ્થિતિ જાણી ગયો હતો. તે મન સાથે બબડયો. "છોકરી પણ દીવાનીજ છે. તે જાણે છે કે કયસ ગાંડો છે, પોતાના ગાંડપણને લીધેજ કબીલાઓમાં માર્યો માર્યો ફરે છે છતાં તેના પ્રેમમાં પડી પોતાને રીબાવે છે.

કયસ બની ફઝારમાંજ હતો. આ બનાવને બે અઠવાડીયાં વીતી ગયાં હતાં બની તયના વૈદ્ય, ફઝારીયાના એક બીમારની દવા માટે આવ્યા. તેમને કયસની ખબર પડતાં આમીરને ત્યાં ઉતારો રાખ્યો એક બે દિવસમાં તેઓ બન્નેને પામી ગયા. રાત્રે કયસને તે છોકરી સંબંધી પુછ્યું. કયસે તેની બધી હકીકત સંભળાવી. વૈદ્યે કયસને પુછ્યું. "તેણી તમારા ઉપર પ્રેમ કરતી દેખાય છે.

"મને પણ એમજ લાગે છે કયસે જવાબ આપ્યો "પરંતુ, કાશ! કે તેણી બની ફઝારીયાની લુબનાને બદલે કાબીયાની લુબના કેમ ન નીવડી! મને આ ભોળી બાળા ઉપર દયા આવે છે. તેણી એક એવા પુરૂષને ચાહતાં શીખી છે જેનો પોતાના મન ઉપર જરાએ કાબુ નથી."

"મારૂં માનો" વૈદ્ય બોલ્યો. "તમે તેની સાથે નીકાહ કેમ ન કરો?" વિવાહ કરૂં!" કયસે હેરત પામી કહ્યું. વૈદ્યરાજ તમે કહો આ! બનશે કેવી રીતે! ગરીબ લુબના ઉપર એથી વધારે જુલમ આ દુનિયામાં થઇ શકતો નથી. પોતાના ભરથારને કોઇ બીજી લુબના ઉપર આશક થયેલો જોશે ત્યારે તેણીને કેટલું દુઃખ થશે."

"આ બધું તો તેણી પ્રથમથીજ જાણે છે!" વૈદ્યે સમજાવવા માંડયું "તેણી પહેલાંથીજ જાણે છે કાઆબીયાની લુબનાના પ્રેમ પાછળ તમે પાગલ બન્યા છો. આટલું જાણ્યા છતાં પણ તેણી તમને ચાહતાં શીખી છે અને તમારી થઇ રહેવા માગે છે. એટલે તેણીને ફરીયાદજ શાની. તે તમને જીતી નહી શકે એજ તેની નિષ્ફળતા છે."

"પરંતુ વૈદ્ય સાહેબ!" કયસ બોલ્યો "આ ખબર સાંભળી મારી લુબના શું કહેશે!"

"ખરેખર તેણી નારાજ થશે" વૈદ્ય સાહેબે કહેવા માંડયું. "પરંતુ તેમાં એ મોટો લાભ થશે. આ લાભ અત્યારે હું તમોને બતાવી શકું તેમ નથી, છતાં એટલું તો અવશ્ય કહીશ તમારી ઇચ્છા પુરી થવાનો માર્ગ તેથી ખુલ્લો થશે."

"આવી રીતે જો હું વ્હાલી લુબનાને મેળવી શકું એમ હોય, તો તમારા કહ્યા પ્રમાણે ચાલવામાં મને વાંધો નથી!" કયસે દઢ અને શાંત પણે આગળ ચલાવ્યું "જો કે આ અંધ અનુકરણ કહેવાય, છતાં હું તો પ્રથમથીજ આંધળું અનુકરણ કરતો આવ્યો છું. અરબ કબીલાઓમાં રખડી વ્યર્થ દિવસો ખોવામાં શું ફાયદો થશે? પરંતુ તમે એક માર્ગ બતાવ્યો છે એટલે તમારા ઉપર વિશ્વાસ રાખી આંધળું અનુકરણ કરતો ચાલ્યો જાઉં છું. કશીએ ખબર નથી કે કેમ જાઉં છું અને નથી જાણતો કે કયાં જાઉં છું, છતાં પણ આ સંબંધમાં એ તમે કહેશો તેમ કરવા મારી ના નથી."

"શાબાશ, મરહબા!" વૈદ્યે કહ્યું "અરબ જવાનોમાં તમે ભલા અને બુદ્ધિશાળી છો. ખુદા તમારી ઇચ્છા પુરી કરશે. હું માત્ર તમારા ભલા માટે કરું છું તેનો તમારે વિશ્વાસ રાખવો જોઇએ."

"પરંતુ" કયસે વૈદ્યને સમજાવવા માંડયો "દરેક પળે મને એવો ખ્યાલ આવ્યા કરે છે કે બની ફઝારાની, ભલી અને ભોળી લુબના તરફ હું દગાબાજ અને બેવફા નીવડીશ."

"તેમાં દગાબાજી શાની?" વૈદ્યે જવાબ આપ્યો "તમારી બધી સ્થિતિ તેણી જાણે છે, છતાં પણ તેણી તમારા નિકાહમાં આવવા માગે છે."

"કંઇ નહી" કયસ બોલ્યો "હવે તો હું વચનથી બંધાઇ ગયો છું. તમે જે મરજીમાં આવે તે કરો."

"છતાં પણ આ સંબંધી તમારે કોઇની આગળ એક શબ્દ પણ કહેવા જોઇએ નહી" વૈદ્યે કયસને ધીરેથી સમજાવ્યું.

કયસે વૈદ્યની દરેક વાત કબુલ રાખી. બીજા દિવસે વૈદ્ય લુબનાના ભાઇ આમીરને મળ્યો અને કયસ તરફથી લુબના માટે પેગામ આપ્યું. પેગામ સાંભળી આમીર થોડીક વાર વિચાર કરતો રહ્યો તેણે માથું ઉઠાવી વૈદ્યને કહેવા માંડયું "તમારૂં પેગામ સ્વીકારવા મને વાંધો નહોય, હું જાણું છું કે કયસ અરબોના કુળવાન કબીલાનો નબીરો છે, વળી આ સંબંધને લુબના પોતે પણ પસંદ કરે એવી મારી ખાત્રી છ, છતાં બે બાબતો તરફ જોતાં મારે એવો સંબંધ જોડવો જોઇતો નથી. પ્રથમ તો કયસના માત પિતા તરફથી પેગામ આવવું જોઇએ અને બીજું કયસ એક સ્રીના ઇશ્કમાં દીવાનો હોવાથી વિશ્વાસ રાખવાની સ્થિતિમાં નથી."

"તમારી બન્ને વાતો યોગ્ય છે" વૈદ્યે જવાબ દેવા માંડયો "પરંતુ બન્ને બાબતોમાં તમારી ખાત્રી કરી આપીશ. કયસના માતપિતાને હું મલી ચુક્યો છું અને તેઓ પેગામ આપવા રાજી છે. એટલુંજ નહિ બલ્કે હું તેમની તરફથીજ પેગામ આપું છું. તેમને બોલાવી લાવવામાં વખત જવાનો ન હોય તો હું તેમને બોલાવી લાવતો. બીજી વાતના સંબંધમાં હું માનું છું કે કાબીયાની લુબનાને કયસ ચાહે છે પરંતુ તેના લાભાલાભનો વિચાર તમારી બ્હેનને કરવાનો છે, છતાં તેણી રાજી છે એટલે તમારો વાંધો ચાલી શકે તેમ નથી. મુર્ખતાના સમયમાં છોકરીઓ માબાપની પુંજી હતી પરંતુ ઇસ્લામના નુરે તે અઘટિત ગુલામીની બેડીઓ બાળી નાંખી છે. સ્રીઓ ઇસ્લામમાં સ્વતંત્ર છે એટલે જો તેણી રાજી હોય તો તમારે સામે પડવું જોઇએ નહી."

"તમારૂં કહેવું વ્યાજબી છે" આમીરે કહેવા માંડયું "પરંતુ અમારા પિતા આફ્રીકાના યુદ્ધમાં છે, તેઓ ન આવે ત્યાં સુધી મારાથી આવું સાહસ થાય નહી."

"અલબત" વૈદ્ય કહેવા લાગ્યા "તમારૂં કહેવું ઠીક છે. પરંતુ તમારી તો મરજી છે ને ! તમારા પિતા આવી જતાં તેમને રાજી કરવા હું બંધાઉ છું."

વૈદ્ય પોતાના બીમારને તપાસવા ગયા પણ આમીર ઉંડા વિચારોમાં પડ્યો હતો. તેણે પોતાની બ્હેનની સ્થિતિ ઉપર બારીક વિચાર કરવા માંડ્યો. તેણીની લાગણી અને ઉમંગ બંન્ને વિચારતાં તેને જણાતું કે "સબંધ તો સારો છે પરંતુ ખુદાજ તેનું પરિણામ સારૂં લાવે. મને તો હજારો જાતની શંકાઓ આવે છે. પરંતુ લુબનાનીજ એવી ઇચ્છા હોય ત્યાં મારે શું કામ આડે આવવું ?",

આમીર અને વૈદ્યની વાતચીતને ચોથે દિવસે વૈદ્ય પોતાનો કેસ તપાસી વિદા થયા, આમીર ઊન વેચવા માટે જવાનો હતો. કબીલાના બીજા પણ કેટલાક માણસો ઉન વેચવા બની મરીનના બજારે જવાના હતા તેમની સાથે આમીરે પણ બની મરીન જવાનો વિચાર કર્યો. બની મરીન અહીંથી પચાસ કોસ હતું. કયસને સાથે આમીર અને તેના મિત્રો રવાના થયા. ઘરમાં હવે લુબના એકલીજ હતી. બેઠાં બેઠાં તેણી ગભરાઇ. ઉઠી અને મન સાથે બબડવા લાગી "જરાદા (લુંડીનું નામ છે) પાણી ભરવા જાય છે. ચાલ જીવ હું પણ તેની પાછળ જઇ તળાવમાં ન્હાઇ આવું. આ ભાગ્યશાળી તળાવને કાંઠેજ કયસની પ્રથમ મુલાકાત થઇ હતી." તેણીએ જરાદાને કહ્યું "તું પાણી ભરવા જાય ત્યારે મને પણ સાથે તેડતી જજે."

"ચાલોને બા !" ઝરાદાએ કહ્યું "હું તો બેડું લઇ ઉભી છું. મારે તો તાકીદે પાછું આવવું છે. ઘરનાં બધાં કામ પડયાં છે."

"થોભ જરા, આવી." લુબનાએ લુંડીને થોભાવી માથું ઓળી કપડાં બદલ્યાં અને પાડોશની એકેક બાળાઓને લઇ મેહમલમાં બેસી હસતી બોલતી તળાવ તરફ ચાલી. અડધા કલાકમાં શુશોભિત ઉપવનમાં આવેલા તળાવ ઉપર પહોંચ્યાં. છોકરીઓ સાથે હસતી રમતી, ન્હાવા તળાવમાં ઉતરી. ઘણીવાર સુધી પાણી સાથે રમત ગમત કરી ન્હાઇ ધોઇ બ્હાર આવી કપડાં બદલ્યાં અને ખજુરીના ઝાડ તળે બેસી વાતો કરવામાં ગુંથાઇ. હસી મસખરીની વાતોમાં હમરા નામની સાહેલીએ કહ્યું "લુબના ! થોડા દિવસથી તું ઉદાસ અને દુખી કેમ દેખાય છે? ઘણી વખત આપણે સાથે તળાવ ઉપર આવ્યાં અને રમ્યાં, હરયાં અને બોલ્યાં, ન્હાયાં અને ધોયાં, તે વખતે તારામાં જે ચંચળતા, સ્ફુરતી અને ચપળતા હતી તે આજે નથી. આજનો આખો વખત તેં ઉદાસીમાં ગાળ્યો છે.

"હા, બ્હેન!" લુબના બોલી. "થોડા દિવસથી મારો જીવ સારો નથી."

"નહિ, હમરાએ કહયું "હું નહિ માનું. તું કોઇ વાત છુપાવતી જણાય છે. ભલે છુપાવો, અમે પણ કોઇ વાત તમને નહિ કહીએ."

"સંતાડવાનું તો કંઇએ નથી" લુબનાએ કહેવા માંડયું "નકામી શંકા કરો છો." વાત ઉડાવતાં લુબના આલીયા તરફ જોઇ બોલી. "આલીયા, કોઇ કવિતા સંભળાવ ક્યસ બિન ઝુરીહની ગઝલો તમે રોજ સાંભળો છો, જોઉં કેટલી તને યાદ છે!

"દસ બાર બયતોથી વધારે મને તો યાદ થઇ નથી." આલીયાએ કયસની બયતો સુંદર સાદે આલાપવા માંડી. લુબના અને હમરા બન્ને સાંભળી સાંભળી વખાણતી હતી. થોડીક બયતો સંભળાવ્યા પછી, વધુ બેત યાદ આવે તો સંભળાવવાના વિચારમાં ચુપ રહી. લુબના ઉભી થઇ અને ઝાડીમાં ચાલવા માંડયું. છોકરીઓએ એમ સમજ્યું કે તેણી કોઇ કામે જતી હશે. પરંતુ જે ઠેકાણે કયસને પ્રથમ જોયો હતો ત્યાં લુબના આવી, લુબનાનું નામ સાંભળી કયસ બેભાન થયો હતો ત્યાં જઇ પુતળી જેવી ઉભી હતી. થોડીવાર પછી તેણી મન સાથે બબડી, "જીંદગી સુધી આ જગ્યાને હું ભુલાવી શકીશ નહિ." પાછી તેણી ચુપચાપ ઉભી રહી તેણીએ ચોમેર નજર ફેરવી જોયું. બધું શાંત અને નિર્જન જણાતાં બોલી. "આહ! લુબનાનું નામ સાંભળતાં તે અહીંજ બેશુદ્ધ થયો હતો. પરંતુ તે ભાગ્યશાળી કોઇ જુદીજ લુબના એવી કયાં? ઓ ખુદા! દરેક પળ તેની યાદ કેમ અપાવે છે, હર વખત તેનોજ ખ્યાલ કેમ આવે છે, તેમાં કઇ મોહિની છે! જાણું છું કે તે મારો નથી—અને થઇએ શકતો નથી—હું તેની લુબના નથી, મારી સાથે નબશેએ નહિ, છતાં પણ અંતર તેની તરફ ખેંચાય છે. અહા! કેવી શુભ ઘડી, લુબનાના શબ્દે બેભાન બનાવી ઘમ દેતો ભોંયે નાંખ્યો, બસ તે, તેજ પ્રેમ કટારીએ અંતર વીંધ્યું, તેજ કટાર અંતરમાંથી બ્હાર નીકળવા પામી નહિ. તે કટારી બ્હાર નીકળી હોત તો ઘા રૂઝાઇ મને કળ પડી હોત, પણ આહ! મન પર કાબુ નથી, તેને જોયા વિના શાંતિ થતી નથી, તે બ્હાર જતાં ખેડુતો વરસાદની વાટ જુએ તેમ હું પણ તેની વાટ જોયા કરૂં છું. તેની

મયતો—કવિતામાં આનંદ આવે છે, તેનું ગાંડપણે મને ભખે છે, ખુદા પાક! આ શું થાય છે? મારૂં જીવન કેમ વીતશે? હા! હા!" તેણીએ કયસના પગલાંએ પાવન કરેલી ભુમીને આંખો સરસી ચાંપી આ બધુ કહયું. તેણીએ માથું ઉઠાવ્યું. સામે જોયું, હેરત! હેરત! હેરત!! તેણીએ મન ઉપરનો કાબુ ગુમાવી દીધો, વ્હાલવરી લુબનાએ ગળગળીત કંઠે કહયું "કયસ!"

"લુબના" અજાયબી વચ્ચે કયસ બોલ્યો "શું તમેજ છો?"

"હું પણ એજ પુછવાની હતી." લુબનાએ કહેવા માંડયું "જરાદા પાણી ભરવા આવતી હતી બે એક સાહેલીઓને લઇ હું પણ તળાવે આવી છું પણ તમે તો કહો કે પાછા કેમ આવ્યા?"

"મને જવાનું ગમ્યું નહિ," કયસે કહેવા માંડયું "પાછો ફરી રંબુમાં આવ્યો ત્યાં કોઇ હતું નહિ. થોડિક વાર બેઠો, મન ગભરાવા માંડયું, એટલે આ તરફ આવવા નીકળ્યો."

બેઅખત્યાર લુબના વચ્ચેજ બોલી ઉઠી "મનની મનને ખબર હોય છે." અચાનક મ્હોંમાંથી શબ્દ તો નીકળી ગયા પણ પોતાની સ્થિતિનું ભાન થતાં તેણીનું લોહી ઉડી ગયું. માથાથી પગ સુધી શરમના પરસેવામાં ભીંજાઇ ગઇ. આંખો ફેરવી, માથું નમાવી, હાથ ચોળતી લુબના પુતળી હતી. તેણી અવાચક ઉભી હતી.

"લુબના! શરમાવાનું એમાં શું?" કયસ અંતરના પડદા બહાર પાડતાં કહયું "હૈયામાં હતું તે હોઠે આવ્યું. લુબના! હું જોઉં છું કે ગરીબ પરોણા તરફ ભારે પ્રેમ છે, તેની અસર મારા મન ઉપર થયેલી મને પણ જણાય છે. હું પોતે મોટી મુંજવણમાં છું. તેને બે દિલરૂબા પોતપોતાની તરફ ખેંચે છે. મને લાગે છે બે લુબનાઓનું જાદુ તેની ઉપર અસર કરી રહયું છે." લુબનાનો જવાબ સાંભળવા કયસ અટક્યો. થોડીક વાર શાંતી પથરાઇ, પણ લુબના બોલી નહી, એટલે કયસેજ પાછું બોલવા માંડયું "ઉભયનો અંતરાત્મા, એક બીજા સાથે વાતો કરતાં હોય તેઓ જાહેરમાં ચુપ હોય, બોલતા ન હોય, છતાં તેઓ ચુપકીદીનો કશો લાભ લઇ શકતા નથી."

"ખરૂં છે," લુબનાએ જવાબ આપ્યો "છતાં જીભમાં એ શકિત હોવી જોઇએને?"

"જીભમાં શક્તિ હોય કે નહિ હોય છતાં, લુબના !" કયસે બોધ આપવા અને સમજાવવાના હેતુથી કહેવા માંડયું "અત્યારના એકાંતમાં બન્ને વાતો થવી જરૂરની છે. કુદરતે બહાર પાડેલો ભેદ આપણું ભવિષ્ય નક્કી કરાવે છે"

"હું એકલી નથી," લુબનાએ કહ્યું "જુરાદા તળાવ ઉપર પાણી ભરે છે ખજુરીઓના જાળામાં બેઠેલી હમરા અને આલીયા મારી વાટ જુએ છે. તેણીઓ અહી આવે તો આપણે અજબ થઇશું નહી."

"લુબના, ફક્ત એકજ શબ્દ," કયસ બોલ્યો "તમારા કબીલા પાસે જો હું માગણી કરું તો તને માઠું તો નહી લાગે ને! છતાં હું ગાંડો માણસ છું એનો કદીએ ભુલવું નહી. વળી એક બીજી લુબના સંપુર્ણ રીતે મારા હૃદય ઉપર કબજો ધરાવે છે. તેણી મળી શકે તેમ નથી છતાં, તેના સ્મરણમાં ગાંડો બની તેની જ માળા જપું છું. તેના વિયોગમાં બળું છું અને પ્રેમ બળતરાએ હજાર આંસુ વડે રડું છું. લુબના ! ભોળી, લુબના !! સાંભળ, આ હાલતમાં આખું જીવન વીતશે.

"મારો કશો અધિકાર નથી" લુબનાએ લજવાતાં ધીમા સાદે કહ્યું, "તમારા સવાલનો જવાબ, ભાઇ આમીર અથવા જહાદ ઉપર ગયેલા પિતાજી આપી શકે !"

"તેમને તો પુછવું પડશેજ," કયસે કહ્યું "પરંતુ તમારી મરજી કે નામરજી પ્રથમ જાણવાની જરૂર છે.

"તમારા સહવાસમાં આવતાં હું પણ ચિત્તભ્રમ જેવી દીસું છું!' લુબનાએ કહેવા માંડયું "અને મન ઉપરનો કાબુ ખોઇ બેઠી છું. બધુંએ જાણું છું છતાં હૃદય તમારીજ તરફ ધસડાય છે.

"બસ ! લુબના બસ !!" આંખોમાં આંસુનાં ઝાંઝવાં ભરી આવ્યાં, કયસે અચકાતાં અને અટકતાં કહેવા માંડયું "ખાત્રી પુર્વક માની લે, અને સાવચેત થઇ વિચારી લે! ભોળી લુબના! તું મારી સાથે સંબંધ નથી જોડતી, પણ પોતાને જાણી જોઇને કુવામાં નાંખે છે!!"

"ભાવિ હોય તે થાય છે, તેમાં કોનો વાંક!" આંખોએ દડદડ આંસુ સેરવતાં લુબનાએ કહ્યું. નિરાશાભર્યાં કરૂણ સાદે તેણીએ આગળ ચલાવ્યું "કયસ ! તું મારો બળાપો વેરી છે! એક સજીવ પ્રતિમાને ભોગ આપવા ત્હેં મારૂં હરણ કર્યું છે, છતાં પણ તું કુળવાન છે એવી મારી ખાત્રી છે. તમારાજ હાથે કે પોતાનાજ હાથે પીડામાં પડેલી, પ્રેમ પ્રતિમા ઉપર કોઇ વખતે તો દયા આવશેજ!"

એક તરફ કયસ અને બીજી તરફ લુબના માથું નમાવી કરપીણુ ભાવી ઉપર લોહીનાં આંસુ સેરવી રહયાં હતાં. કયસનો સંતોષ તુટયો, વિખેરાયો અને તેણે પોક મુકી પ્રારબ્ધના લેખ ઉપર કાબુ મુકી. બન્ને બેભાન હતા, સમજાય કે ન સમજાય છતાં ઉભયનાં અંતરનાદ પ્રગટી રહયા હતા, કયસ બોલ્યો "લુબના! ખુદા મને રક્ષણ આપે! મારી પાસે આ એક શબ્દ વગર કશો જવાબ નથી. લુબના તારા સબબે, તારા કારણે અને તારા પોતાનાજ હાથે તેં જ સળગાવેલી હોળીવશ બધી આશાઓ, ઇચ્છાઓ અને કામનાઓની અવિકસીત ભાવનાઓ ઉદરમાં લઇ દુનિયાનો ત્યાગ ખુદા પાસે મારે માંગવો પડશે! મારૂં મ્હોં આ નિરાશાની ઇચ્છા ભલે પ્રગટ ન કરે, છતાં મારા સુખ ઉપર તારા સુખને અને મારા જીવન ઉપર તારા જીવનને હું અગત્ય આપીશ!"

લુબનાએ પલ્લવ વતી આંસુ લુછતાં સાહેલીઓને આવતી જોઇ. બન્ને સાવધ થયાં, છોકરીઓ દોડીને પાસે આવી, નજીક આવતાં કયસને ઓળખી બોલી ઉઠી "કયસ! તમે કયાંથી!! થોડીજ વાર ઉપર આલીયા તમારી કવિતા સંભળાવતી હતી."

"માત્ર એક અનાયાસ ઘટના!" કયસે જવાબ આપ્યો. "ફરતો ફરતો તળાવ તરફ આવતાં તમે મળ્યાં."

"વારૂ ત્યારે ખજુર તળે આવીને બેસો," હુઝરાએ કહયું "અને તમારૂં રહેજ સાહિત્ય સંભળાવો!"

"ચાલો," કયસે કહયું "મને તો કશોએ વાંધો નથી.

ખજુરીના જાળામાં જઇ બેઠા, કયસ છોડીઓથી થોડી દૂર બેસી, પોતાની કરૂણ અને હૃદયદ્રાવક કવિતા, અંતરના ઉમળકા અને મનના ઉત્સાહ સાથે સંભળાવવા લાગ્યો. છોડીઓની તો સાધારણ રમત હતી પરંતુ કયસની મનોવૃત્તિ દરેક પળે નવિન નવિન ઉભરા બહાર પાડતી હતી. કયસ ઘેલછામાં ગાંડો બન્યો હતો. જુરાદા પાણી ભરી તૈયાર થઇ ખજુરી તળે આવતાં બોલી "ચાલો ઉઠો! હવે ઘેર જઇને કવિતા સંભળાવજો. લ્યો આ થોડુંક ભોજન લઇ ઘેર ચાલો, છોડીઓ પણ અત્યાર સુધી ભુખીજ છે." કાનમાં પડેલા અનાક અવાજે તેને ચમકાવ્યો ચિત્ત ઠેકાણે આવ્યું, ઉઠી તળાવર પર ગયો, હાથ મ્હોં ધોયું, પાછો આવ્યો બધા નાસ્તો કરી તંબુઓ તરફ આવવા ચાલ્યા.

# પ્રકરણુ અઢારસું.

## પ્રેમ પ્રતિમાને પુતળી.

એકજ અઠવાડીયાંમાં, પ્રેમાળ જોડાના સદભાગ્યે, મીસના ધર્મ યુદ્ધમાં ગયેલો લુબનાનો પિતા, વિજયના આનંદ સાથે પાછો ફર્યો. બેટા અને બેટીને જોઇ ખુશ થયો. વૈદ્ય પણ બની ફઝારાના કબીલામાં આવ્યા હતા. હારીસને વિજય વધામણી આપવા આવ્યા. બીજા દિવસની મુલાકાતમાં કયસ તરફનું પેગામ પહોંચાડયું. કબીલાના અકાબરો સાથે મસલહત ચલાવ્યા પછી જવાબ આપવાનું વચન આપ્યું. એક અઠવાડીયામાં જવાબ મેળવવાની ઇચ્છા જણાવતાં વૈદ્યરાજે કહ્યું "ત્યાં સુધી હું અહિયાંજ રહીશ."

હારીસે પોતાના દીકરા આમીરની સલાહ લીધી તેણે વૈદ્યની વાતને સમ્મતિ આપી, એટલુંજ નહી તે સંબંધથી થનારા ભાવિ લાભો સમજાવતાં હારીસ પેગામ કબુલ રાખવા બધાયો. હારીસે તે પછી કહયું "કયસ જો કે એક બીજી બી ઉપર આશક છે છતાં તેનું કુળાચાર જોતાં આપણી લુબનાને બેવફા નીવડવાની શંકા સ્વપ્ને પણ આપણે લાવી શકીએ નહી. વળી તે પોતે માલણી કરતો હોવાથી નભાવ સારોજ થશે, છતાં લુબના આ સંબંધને પસંદગી આપશે કે નહિ એ જોવાનું છે."

"હા, બાપુ! લુબના રાજી છે." આમીરે જવાબ આપ્યો.

"પરંતુ," હારીસે કહયું "લુબના પોતે ઇકરાર ન કરે ત્યાં સુધી મને વિશ્વાસ આવવાનો નથી."

બીજે કે ત્રીજે દીવસેજ એકાંતના સંજોગો અને વાત પર વાત નીકળતાં હારીસે લુબનાને પુછ્યું. "બેટા, કુળવાન કયસ બીન ઝુરીહે તારા માટે પેગામ મોકલ્યું છે અને તેં સાંભળ્યું હશે કે તે એક કાબીયા છોકરી ઉપર આશક છે."

આપને સાંભળી લુબનાએ લજવાઇ માથું નીચું કરી લીધું, પર-

માળ સ્વરે તેણી બોલી "પિતાજી! કુળવાન અને શુરવીર અરબ જુવાનની માગણીની ના પાડશો નહી, મોહ અને પ્રેમ એજ કુળવાનનો ગુણ છે."

"પરંતુ બેટા!" હારીસે કાળના ભયાનક ચિત્રનું અવલોકન કરાવતાં કહ્યું "કદાચ કાબીલા અબળા તેને મળી, ત્યારે તારે સમજવાનું છે કે એક એવી શોકની દયા ઉપર તારો આધાર રહેશે જેણી ઉપર તારો પતિ આશક છે. તેણીએ તેનો પ્રેમ જીત્યો છે અને તારા કરતાં વધારે મ્હાલે છે."

"એક કુળવાન અરબ બાળાને શોકનો ભય હોય નહી!" લુબનાએ પોતાનો અચળ વિચાર પ્રગટ કરતાં કહ્યું "કુળવાન અરબોની વધારે સ્ત્રીઓ નથી!"

"ત્યારે, તને તો કશો વાંધો નથી ને?" હારીસે લુબનાને પુછ્યું. લુબનાએ પિતાને ઉત્તર આપ્યો નહી, પણ ઓઢણીનો છેડો આગો ખેંચ્યો. હારીસ લુબનાને રાજી જોઇ ઉઠ્યો અને જે બીમારને ત્યાં બની તયનો વૈદ્ય ઉતર્યો હતો ત્યાં ગયો. માર્ગમાં અફલાહબીન ઇબાદ નામનો કબીલાનો અફસર મળ્યો. તેણે હાથ મેળવી, સલામ પછી પુછ્યું.

"આફ્રીકાની લડાઇથી ક્યારે આવ્યા?"

અઠવાડીયાથી વધુ વીતી ગયું."

"મારે તમને કંઇ પુછવાનું છે" અફલહે કહ્યું "કબીલામાં એવી વાત ચાલે છે કે કયસ બીન ઝુરીહ સાથે તમારી લુબનાનાં લગ્ન થવાનાં છે."

"એટલે?" હારીસે જાણવા માગ્યું.

"તમારી મરજીથી લગ્ન થવાનાં છે?"

"ખરેખર" હારીસે કહ્યું "મારી મરજી વગર કેવી રીતે થાય"

"તમે નથી સાંભળ્યું?" અફલહ બોલ્યો, "તમારી લુબનાને કયસનો મોહ લાગ્યો છે. કુળવાન અરબો માટે તે શરમ ભર્યું છે.

"ભાઇ અફલહ!" હારીસે આગળ ચલાવ્યું "પ્રથમ તો એમ છેજ નહિ અને કદાચ તેમ હોય તો પણ મને પરવા નથી. જંગલીપણાના રીવાજોનો નાશ થયો છે અને ઇસ્લામી શરીઅતે સ્રીને પુરૂષ જેટલુંજ

છુટાપણું આપ્યું છે. જે પુરૂષ તરફ સ્ત્રીનો ચાહ હોય અને તેણી પસંદ કરતી હોય તેની સાથે લગ્ન કરવામાંજ પુણ્ય છે."

"તમે મુખત્યાર છો" અફલહ બોલ્યો "પરંતુ બની ફઝારા આવા સંબંધને માન આપશે નહી."

"કબીલાને હું નારાજ કરવા માગતો નથી" હારીસે કહેવા માંડ્યું "છતાં, છોકરીની મરજી વીરૂધ હું તેણી ઉપર જુલમ કરી શકતો નથી."

થોડાં ડગલાં આગળ જતાં વૈદ્ય સામેથી આવતા જણાયા વૈદ્યે આગળ વધી સલામ કરી પુછ્યું "ક્યાં જાઓ છો?"

"તમારીજ પાસેજ આવ્યો હતો." હારીસે કહ્યું.

"હું પણ તમારીજ પાસે આવતો હતો. ચાલો તમારાજ તંબુમાં બેસી એ કયસ પણ ત્યાંજ હશે."

"હા, ત્યાંજ છે." હારીસે ઉતર આપ્યો. "હું તો ફક્ત એટલાજ માટે આવતો હતો, કયસ તરફથી આપવામાં આવેલું પેગામ મને કબુલ છે." વૈદ્યે ખુશાલીના આવેશમાં હારીસના હાથનો બોસો લઇ કહ્યું "તમારા ઉપકારના ભાર તળેથી હું માથું ઉઠાવી શકું તેમ નથી. આ સંબંધ ખુદાપાક સુખદાયી બનાવે એવી પ્રાર્થના છે."

"હવે મેહરનો પણ ખુલાસો થવો જોઇએ. મારો વિચાર પાછો જીહાદ ઉપર જવાનો છે એટલે મારા જવા પહેલાંજ લુબનાનાં લગ્ન થઇ જાય તો સારૂં."

"તમારી ઇચ્છા હોય તેટલી મહેર રાખો" વૈદ્ય બોલ્યો: "તમે જેટલી કહેશો તેટલી બાંધવા હું રાજી છું અને તે મારેજ આપવાની છે."

"નહી, નહી," હારીસે કહેવા માંડ્યું "કયસની તરફથી તમે મહેર આપો એ તો કદીએ સારૂં નહી કહેવાય."

"અમારો સંબંધ એક જેવોજ છે. વળી બની ઉઝરામાં જ્યાં મહેરની રકમ લાવવામાં આવે તો વાર પણ ઘણી થશે. આ બાબતમાં તમારે દખલ દેવાની જરૂર નથી. તમે મેહર બતાવો એટલે બસ."

"દશ હજાર દીનારથી ઓછી મહેર ઉપર લુબનાનો નિકાહ મારે કરવા નથી."

"કબુલ છે" વૈદ્યે કહયું અને બોલ્યો. "હવે નીકાહનો દિવસ નકકી કરો ?"

"એક અઠવાડિયાની મુદત તો ઓછામાં ઓછી મળવીજ જોઈએ." હારીસે કહેવા માંડયું "એથી ઓછી મુદતમાં ગોઠવણ ને તૈયારીઓ પણ મુશકેલીથી થશે. આવતા અઠવાડીયામાં આજને દીવસે—જુમેરાતેજ નિકાહ થઇ જશે."

"બહુ સારૂં, કબુલ" વૈદ્યે કહયું "પાછળ વધારો ઘટારો કરતા નહિ."

"મારી જીભ બદલાતી નથી" હારીસે જવાબ આપ્યો "જે કહયું તે કહયું."

બન્ને વાતો કરતા કરતા તંબુ પાસે આવી પહોંચ્યા. કયસ અને આમીર પણ ત્યાં બેઠા વાતો કરતા હતા. વૈદ્યે આવતાંજ કયસને, ખુશ ખબર સંભળાવ્યા. તે બોલ્યો "મુબારક! આવતી જુમેરાતે લુબના બીન્તે હારીસ ફઝારીયા સાથે તમારા નિકાહ થશે. દશ હજાર દીનાર મહેરના ઠર્યાં છે. અને નિકાહના એક દિવસ પહેલાં આપવાના છે. અને તે રકમ હું આપીશ."

"તમે આપશો ?" હેરતમાં પડતાં કયસે પુછ્યું. "જો કે આવતી જુમેરાત પહેલાં મારા કબીલામાંથી રૂપીયા આવી શકતાં નથી છતાં પણ તમને તકલીફ આપવાની મારી મુદલે ઇચ્છા નથી. તમે મારે માટે અત્યાર સુધી જે સહન કરયું છે તે કયાં ઓછું હતું કે આટલો મોટો ભોગ આપવા તૈયાર થયા. તમારા ઉપકાર તળે કયાં સુધી દબાવતા જશો."

"તમારે બોલવાનું નથી" વૈદ્યે, કયસને સમજાવવા માંડયું, તેણે આગળ ચલાવ્યું "મારો અને તમારા પિતા ઝુરીહનો આમલો છે. અમે સમજી લેશું. તમારે તો હું કહું એ કબુલ કરતા રહેવાનું છે.

કયસ ચુપ થયો, પરંતુ તેના મનમાં ખ્યાલ આવવા લાગ્યો કે મારા સ્વાર્થ માટે ફઝારિયાની લુબનાનું જીવતર ધુળધાણી કરવામાં આવે છે. બધી ગોઠવણો થઇ છે અને એક બે દિવસમાં વિવાહ પણ થઇ જશે. પરંતુ વિવાહના દિવસથીજ દુઃખોની શરૂઆત થશે. હું લુબનાની મતલબ

નો નથી, તેણીના કામનો નથી, અહીં રહેવાનો નથી, અને તેણીને સાથે એ લઇ જવાનો નથી. પોતાની પત રાખવા, આ બધાં દુઃખો વેઠવા લુબના કબુલ થાય! છતાં તેના કુટુંબ અને કબીલાના માણસો કેમ પસંદ કરવાના હતા! પરિણામે નિકાહની ઘડીથીજ મારા દુશમન થશે. કોઇ વાર નિકાહની ના–પાડવાનો વિચાર આવતો ત્યારે બીજીજ પળે તેનું હૃદય કહેતું કે "લુબના શું કહેશે? લ્યાનત કરશે, તિરસ્કાર કરશે, કે વચન આપી ફરી ગયો, કબુલાત આપી ના પાડી, મેં તો મારી બધી નાલાયકીઓ પ્રથમથીજ બતાવી હતી, મારા અવગુણોમાંનો એકે સંતાડયો નથી, છતાં પણ, તેણે મારી તરફ બતાવેલી પસંદગી, મને અપરાધી ઠરાવી શકે નહી, મારો કશો અપરાધ નથી. વૈદ્ય સાહબને પણ માઠું લાગશે, હું ના પાડું તો તેમની ઇઝ્ઝત ઉપર હુમલો થાય. કેટલી કેટલી મહેનત કરી હારીને અને આમીર સાથે આખા કબીલાનાં મન તેઓએ જીત્યાં છે. મેહેરની મોટી રકમ પોતાની પાસેથી આપે છે. બધી વાત થઇ ગઇ, બધી ગોઠવણો થઇ ગઇ, એક બીજાની કબુલાતો અપાઇ ગઇ, હવે જો હું ના પાડું તો મોટી મુસીબતો સામે આવશે. સમજી શકતો નથી કે હવે મારે શું કરવું!'

કયસ ઉદાસીનતાના સમુદ્રમાં વિચારના ઘુઘાની મોજાં સાથે અથડી રહયો હતો. તે ચુપ હતો, તેને વળી નવો વિચાર આવ્યો નિકાહમાં વૈદ્ય સાહબે કોઇ છુપો લાભ બતાવ્યો છે છતાં તે હું અત્યાર સુધી સમજી શકયો નથી, ગમે તે હોય છતાં હવે હું લાચાર છું. જે કહ્યું હોય તે કર્યેજ છુટકો છે. લુબનાને અપાવેલી આશાઓ નિરાશામાં ફેરવાય નહી અને વૈદ્યને આપેલું વચન તોડી શકાય નહી."

આખું અઠવાડીયું આવાજ વિચારો, તરંગો અને પશ્ચાતાપમાં વીત્યું. આખું અઠવાડીયું તે ઉદાસ રહયો. જુમેરાત આવી છતાં, તે કશાએ છેવટ ઉપર આવી શકયો નહી.

બની ફઝારાના કેટલાક માણસો આ સંબંધની સામે હતા. લુબનાની સાથે બેસનારી, સાહેલીઓએ મશહુર કર્યું હતું કે લુબના કયસ વચ્ચે આશકી માશુકીનો સંબંધ પ્રથમથીજ જોડાયો હતો. લુબનાને મેળવવાની લાંબા વખતથી આશા રાખનારા કબીલાના કેટલાક જવાનોએ વિરોધ કર્યો પરંતુ હારિસ અને તેના મિત્રોએ કશી પરવા કરી નહી. આખું

આઠવાડીયું ધુમધામમાં પસાર થયું. એકને એક શરમાવે એવાં કપડાં તૈયાર કરવામાં આવ્યાં. વર વધુ માટે એક નવો તંબુ ઠોકવામાં આવ્યો. વિવાહની મિજલસ માટે શણગારવામાં આવ્યો, કબીલાની સ્ત્રીઓ વિવાહનાં ગીત ગાતી હતી.

માત્ર કયસ વગર બધા માણસો રાજી રાજી હતા. બધાના ચ્હેરા ખુશાલીથી ચમકી રહયા હતા. કયસ વિચારોની વમળજાળમાં ઉદાસ હતો, લુબ્નના ઉપર તેની અસર જણાતી હતી. સાહેલીઓ સાથે હરવા ફરવા અને રમત ગમતમાં તેણી ખુશ ખુશાલ જણાતી છતાં લગ્ન અને કયસની સ્થિતીનો ખ્યાલ આવતાં તેણીનું મન ડંખતું, મનમાંજ કહેતી અને નિશ્વાસ નાંખતી કે "જુઓ પરિણામ કેવું આવે છે."

અંતે નિકાહનો દિવસ આવ્યો. આગલી સાંજે વૈદ્યએ મેહરની પુરી રકમ હારીસને આપી, કયસને તેની ખબર સુદ્ધાં પણ થઈ નહી. કીમતી વસ્ત્રો પહેરી, પાંચે હથીયાર બાંધી, અરબ રીવાજ પ્રમાણે વૈદ્ય અને બની ફઝારાના અકાબરો વચ્ચે, હારીસને ત્યાં આવ્યો. હારીસને ત્યાં આવેલા કુટુંબીયો, મીત્રો અને પરોણાઓ, વકીલ, ગવાહ અને કબીલાના કાજીને લઇ, સરઘસ મસજીદમાં આવ્યું. કાજીએ ખુતબો પઢયો. નિકાહ બાંધ્યા દુવા પઢી અને મુબારક સલામતના અવાજે મસજીદના મેદાનને ગજાવી મુકયું. સુન્નતે નબવી પ્રમાણે ખારેકો વ્હેંચવામાં આવી, સરઘસ મસજીદમાંથી નીકળ્યું અને હારીસના તંબુ આગળ બાંધવામાં આવેલા વિશાળ શામીયાનામાં આવી થોભ્યું.

કબીલાના લોકો હવે એક પછી એક જવા લાગ્યા. વૈદ્ય અને બની ફઝારાના થોડાક જવાનો સિવાય કયસની પાસે કોઇ હતું નહી. વાતચીત અને હસી ખુશીમાં દીવસનો શેષાંશ પણ પુરો થયો. રાત પડતાં અરબોનાં રિવાજ પ્રમાણે, વરવધુ માટે ઉભા કરવામાં આવેલા તંબુમાં આ નુતન જોડું પહોંચાડવામાં આવ્યું.

તંબુમાં પગ મુકતાંજ કયસની સ્થિતી બદલાઇ, તેનું આખું શરીર ધ્રુજવા લાગ્યું, લુબ્નના ફઝારીયાનું મ્હોં જોતાંજ તેને લુબ્નના કાબીયુ યાદ આવી, તે અકળાયો, ઉદાસ થયો, નિશ્વાસ નાંખ્યો પણ તેનાથી રહેવાયું નહી. તેણે લુબ્નના તરફ જોયું, આંખોમાં આંસુ આવ્યાં, દીલગીર

થયો અને દુઃખી મને બોલ્યો "લુબના! મારા જેવા ગાંડા માણસને પસંદ કરી તેં તારા જીવતરને નાશ કર્યો છે. આહ! હું તારા કામનો નથી, તને મારા પડખામાં લેવામાં મારૂં હૃદય ના પાડે છે, અત્યાર સુધી ગમે તે સ્થિતીએ હું અહી પડયો હતો, પરંતુ હાય! અફસોસ!! હવેથી હું અહી રહી શકવાનો નથી."

કયસને રડતો અને નિરાશા ભરયા શબ્દો બોલતો જોઇ લુબનાથી રહેવાયું નહી. સામે બેઠેલી લુબનાની આંખો પણ આંસુનીધારા સુરવતી હતી. કયસ અટકયો, એટલે ડુસકાં ખાતાં લુબનાએ કહયું "હા!" કયસ! હું શું નહોતી જાણતી!!! આ ઘડી મને આમે દેખાતી હતી. કયસ! હું તને દોષ આપતી નથી! દોષ ઓહ! એ બધો દોષ મારો છે! એ ઘડી તને મળેલી રાહત, મે! મે અભાગણીએજ! દુખમાં બદલાવી છે. બધું મારા હાથે, મેંજ કર્યું છે. તમારો પ્રેમ, તમારો શુદ્ધ ભાવ, તમારી વિદ્વતા, તમારો ઉત્સાહ, તમારૂં કુળ, મારા મવાળી બીજી બ્હેન તરફની માયા–સદગુણ–પુરૂષ ગુણ કયસ! તારા એ અલૌકીક ગુણ ઉપર હું આશક છું."

"પરંતુ" કયસે આંસુ પુંછતાં કહયું "આ આશકીનું પરિણામ?"

"તને મારા પડખે જોઇ અંતર વેદના ઓછી કરીશ. કયસ! હું તારી પાસે એટલુંજ માગું છું કે મારી પાસે રહે! તારી લુબના મેળવી આપવા મારાથી જે બનશે તે કરવા પાછળ પડીશ નહી. તેણી આવી જતાં તેની લુંડી થઇને રહીશ. તે બધાના બદલામાં માત્ર એટલીજ ઇચ્છા છે કે તમે તજી નહી જાઓ."

"આવી રીતે રહેવાથી તમારા કબીલાવાળા શું કહેશે?" કયસ બોલ્યો.

"તેમને સમજાવવાનું મારૂં કામ છે." લુબનાએ જવાબ આપ્યો.

"હા! લુબના!" કયસ બોલ્યો "ખરેખર, તુ કુળવાન અબળા છે! તારી વાતો સાંભળી મને હયરત થાય છે, લુબના! તને જોતાં મને એમજ લાગે છે કે મારા દુઃખી દીલને દીલાસો આપવા ખુદાએ આકાશ ઉપરથી કોઇ ફરિસ્તો મોકલ્યો છે."

"તમે ફરી ફીકર કરો નહી." લુબનાએ કહેવા માંડયું, "આજના પ્રસંગને અનુસરતી, લુબના સંબંધી બનાવેલી, ગઝલ સંભળાવો."

"લુબના!" કયસે અચકાતાં કહ્યું :"તે ગઝલ સાંભળી તું રાજી થશે? અજાયબી! અજાયબી!! ઓ, ગેબી ફરિસ્તા અજાયબી!!!" કયસે ઘુંટણીએ પડી લુબનાને આયા ભર્યું નમન કર્યું.

'રાજી! રાજી નહી પણુ ફિદા!" લુબનાએ કહેવા માંડયું "કયસ! તમે નથી જાણતા, હું તમારા ઉપર આશક નથી, મારી કે તમારી કામ વૃત્તિઓના પાપી પંજામાં નથી પડી, કયસ? માન અને ખચ્ચીત માન કે હું તરી આશક નથી પણુ તારા તે ઇશ્ક ઉપર આશક થઇ છું, જે તને મારા જેવું નામ ધરાવતી એક અરબ અબળા સાથે છે."

કયસ હેરત સાથે લુબનાનું મ્હોં જોતાં બોલ્યો "લુબના! તારા જેવી સ્ત્રીઓ આ જગતમાં હશે? હું તો અત્યારેજ બેઠો છું. ખુદાએ તને કેવું હૃદય આપ્યું છે?"

"કયસ!" લુબનાએ કહયું "તમે લુબના ઉપર આશક છો, અને તમારી સામે બેઠેલી લુબનાએ તમારી ઉપર આશક છે. તમારે તેને દાસી માનવી જોઇએ તમારા દુખોમાં હું તમને મદદગાર થઇશ. ઇશકનો અર્થ એવો નથી થતો કે માશુકને તાબે કરી પોતાની મરજી પ્રમાણે ચાલવાની તેને ફરજ પાડવામાં આવે; બલ્કે માશુકની ઇચ્છા, મરજી અને આજ્ઞા ઉપરજ પોતાની ઇચ્છા, મરજી અને આશાનો મદાર રાખે એનું નામ ઇશ્ક છે. એટલે લુબના તમને મેળવી આપવી એજ એક માત્ર મારી ઇચ્છા છે. પ્રેમની પરિસીમામાં મને તો એમજ જણાય છે કે બની કાબ્બની લુબના ઉપર તમે આશક નથી થયા, પણુ હું પોતેજ આશક થઈ છું. તેનાજ રૂપે રોશનની દીવાની છું, તેથીજ કહું છું કે તેણીનાં વખાણુ કરી મારા બળતા અંતરને ટાઢું કરો.

"લુબના, હયરત!" કયસ અજાયબ રીતે, મોહગ્રસ્ત બોલ્યો "તારો એકેક શબ્દ તીલીસ્માતીક હયરતમાં ભરેલો છે. તારી વાતો મને ભાન ભુલાવે છે."

"તમે ગઝલ સંભળાવો," લુબનાએ કહયું "એટલે ભુલેલું ભાન આવશે."

"વાહ, પણ," કયસે કહેવા માંડયું "જો મેમ જેમમાં ઉચરંગ બનું, અને ઇશ્કની આગમાં બળી મરવા જંગલ, બિયાબાન કે પર્વત તરફ નાસી જાઉં તો તું શું કરશે?"

"હું, સાથે આવીશ." લુબનાએ જવાબ દીધો. "જ્યાં તમે રહેશો ત્યાં હું પણ રહીશ."

"એક ગાંડા અને દીવાના માણસ સાથે રહેવાશે?" કયસ બોલ્યો.

"ઘણાજ આનંદમાં" લુબનાએ કહેવા માંડયું "ઘણું થયું, હવે માંડી વાળો, ગઝલ સંભળાવો."

કયસે લુબનાની પ્રશંસામાં બનાવેલી ગઝલ સંભળાવવા માંડી, કયસના અંતર નાદ, તેની જીભ અસરમાં ભરી બહાર પાડતી, જે સ્થિતી કયસની હતી તેજ લુબનાની હતી, એક તરફ કયસ અને બીજી તરફ લુબના, લુબનાના પ્રેમમાં ઘેલાં બન્યાં હતાં. એક જોઇને અને બીજી સાંભળીને, એક સ્ત્રી ઉપર, એક પુરૂષ અને બીજી સ્ત્રી, આશક હતાં. અજાયબી હતી અને હયરત હતીઃ—

વાતોમાં અને કાબીયાની લુબનાના વખાણમાં રાત આખી વીતી ગઇ. સહવારમાંજ વરવધુને હસતાં હસતાં તંબુમાંથી બહાર નીકળતા જોઇ વૈદ્ય સાથે બધા માણસો હયરતમાં પડયાં. કયસના લગ્નની બધી હકીકત બની ઉઝરામાં ઝુરીહ ઉપર મોકલવામાં આવી. બની ઉઝરા આ ખબર સાંભળી, અજાયબી પામ્યા. કયસના માતપિતાને પણ કંઇ ઓછી અજાયબી નહોતી થઇ કયસની માતાના મનમાં આવ્યું કે પાંખો હોય તો ઉડીને જાઉં અને કાબીઆની લુબનાના સૌંદર્યને જમીનદોસ્ત કરનારી ફઝારીયાની લુબનાને મળું. ઝુરીહે એક અઠવાડીયામાં મુસાફરીની ગોઠવણ કરી અને કબીલાના થોડાક અકાબરોને સાથે લઇ કયસનાં માતપિતા બની ફઝારા તરફ કુચ કરી ગયાં.



# પ્રકરણ ઓગણીસમું.

## શરીયતનો કાયદો.

લગ્નના અઠવાડીયા પછી કયસ એક રાત્રે લુબનાને કહયું "ઘેર જઇ મારા માત પીતાને લાવી તમને માન મર્યાદા સાથે મારા કબીલામાં લઇ જવાનું મન થાય છે."

"ત્યારે મારી મરજી પણ તમારીજ સાથે આવવાની કાં નહી હોય? લુબના બોલી.

"આ પહેલી મુસાફરીમાં તો મનેજ જવા દો." કયસે સમજાવ્યું "ઘેર પહોંચ્યા પછી તો આપણે સાથેજ રહેવાના છીએ."

"તમારી ઉપરવટ મારાથી થવાય નહી" લુબનાએ જવાબ દેતાં કહ્યું "પરંતુ ઘેર પહોંચ્યા પછી મને વિસરી ન જતા? તમારા મનનું ઠેકાણું નથી તેથીજ બ્હીક લાગે છે. જુઓ કયસ! મને દગો ન દેતા!!""

"ઇન્શાઅલ્લાહ" કયસ બોલ્યો "ખુદાએ ચ્હાયું તો એમ નહીજ બને." લુબનાએ રજા આપ્યા પછી વૈદ્ય અને કયસ બની ફઝારાથી રવાના થયા. પાંચેક મંઝીલ ચાલ્યા પછી વૈદ્ય અને કયસ છુટા પડયા. કયસ એક તળાવ પાસે પહોંચ્યો. જ્યાં એક બીજો મુસાફર આવ્યો અને તેણે ઉંટને પાણી પાઇ પોતે ઉતરી પડયો. પાણીની મશક ભરી ઝાડ તળે બેસી ભાથું ખોલ્યું અને કયસને પોતાની સાથે ખાવા બોલાવ્યો. કયસે કહ્યું ભાઇ હું નાસ્તો કરી ચુકયો છું થોડી વાર પછી કયસે તેને પુછયું "ભાઇ! કયાંથી આવો છો?"

સાંઢણી સવારે જવાબ આપ્યો "મદીના તૈયબા છોડયાને પંદર અને બની કાઅબથી નીકળ્યાને આઠ દિવસ થયા છે."

બની કાઅબનું નામ સાંભળી કયસમાં નવચેતન આવ્યું તેણે પુછયું "બની કાઅબથી આવો છો? તે બધા લોકો તો સારા છે ને?"

"હા બધું ઠીક છે" સવારે આગળ ચલાવ્યું "પરંતુ આજ કાલ તેમનાં મન ભારે કચવાટમાં છે."

"તે કેમ ?" કયસે પુછ્યું. સવારે કહેવા માંડ્યું "તેમના સરદાર હુબાબની છોકરી ઉપર બની ઉઝરાના કયસે આશક થઇ લગ્ન કર્યાં હતાં, અને પાછળથી આપેલી તલાકના સબબે બની કાઅબનો આખો કબીલો ભારે ગુસ્સે થયો હતો."

"તેમનો ગુસ્સો વ્યાજબી હતો" કયસે લાંબો નિશ્વાસ નાંખતાં કહ્યું "બલ્કે અપરાધીને કતલ કરવો જોઇતો હતો."

"પરંતુ બની કાઅબ વાલા ભલા માણસો છે." સવારે ચલાવ્યું "આવાં સખત પગલાં લેવાનું વ્યાજબી ગણ્યું નહી. તેમની ઇચ્છા કોઇ સારા કુળવાન સાથે છોડીનાં બીજાં લગ્ન કરાવી દેવાની હતી. પરંતુ લુબનાના સખત અનુભવે બધા પુરૂષો તરફ અભાવ અને તિરસ્કારને જન્મ આપ્યો. ઘણા લોકોએ પયગામ મોકલ્યાં પણ લુબનાએ ચોખી ના પાડી. આટલું છતાં પણ કાઅબ વાલા ચુપ હતા. પરંતુ થોડા દિવસથી કયસે પાછું ઉઠાવ્યું છે. લુબનાનાં દુઃખી માત પિતાને તે તેણે પોતાની નાલાયકીથી વધુ દુઃખ આપવાનું પાછું ચાલુ કર્યું છે. લુબના ઇશ્કની ગજલો બનાવી તે ગાય છે અને પર્વત તથા બયાબાનમાં ફરી, પોતાને લુબનાનો આશક બતાવે છે."

"પરંતુ ભાઇ!" કયસે કહેવા માંડ્યું "કદાચ તેનો શુદ્ધ પ્રેમ હોય અને જોશમાં આવી તેમ કરતો હોય તો મારીનો હકદાર નથી?"

"જો શુદ્ધ પ્રેમ હોય!" સવારે આગળ ચલાવવા માંડ્યું "ખરે ખરજ લુબનાનો આશક હોય, તેનો જોશ અને જોમ ખરાં હોય તો, લુબના જેવી રૂપવાન, અબળાને તલાક આપેજ કેમ? માશુક સાથે આશક આવી રીતે વર્તે છે?"

નિશ્વાસ નાંખતાં નિરાશ કયસ બોલ્યો "અલબત્ત, તમે ખરૂં કહો છો? ખરેખર કયસ અપરાધી છે અને કતલ થવો જોઇએ છે. ત્યારે કતલ કેમ નથી કરતા વારૂ?"

"બરાબર છે." સવારે કહ્યું "તેની છેલ્લી વર્તણુંક સાંભળ્યા પછી તેઓએ કતલ કરવાનો ઠરાવ કર્યો છે. કબીલાનો દરેક માણસ કયસના લોહીનો તરસ્યો છે. લુબનાના બાપ હુબાબે તે માટે લાંબી મુસાફરી કરી હતી. દમિશ્ક સુધી જઇ, અમીરૂલ મુમેનીન આગળ ફરીયાદ પણ કરી હતી.

"માવીયાને તમે અમીરૂલ મુમેનીન કહો છો," કયસે કહેવા માંડ્યું "તેણે જ તો ઇસ્લામમાં અથડામણ ઉભી કરી છે, મુસલમાનોમાં કજીયા, કંકાસનાં બી વાવ્યાં છે, અમીરૂલ મુમેનીન અલી (ર.)ના માર્ગને સદા બિકટ બનાવતો રહ્યો છે. ખલીફા અલી શહીદ થયા તે કેમ? તમે નથી જાણતા?"

"હું તો સરળ મુસલમાન છું" સવારે કહ્યું "એવી ગુંચવણોમાં પડવાની મને જરૂર શું? હવે તો ખિલાફતની બાગ તેમના હાથમાં છે, ઇસ્લામની સત્તાના તેઓ ધણી છે, બધા મુસલમાનો તેમને વફાદાર છે, હઝરત હસને તેમની બેઅત લઇ વફાદારીના સોગન ખાધા છે, તેથીજ હું તેમને અમીરૂલ મુમેનીન માનું છું અને કહું છું."

"ત્યારે માવીયાએ શું હુકમ આપ્યો"

"તેણે મદીનાના ગવરનર મરવાન બીન હમને લખ્યું છે કે કયસ કતલ થવો જોઇએ અને ખાલિદ બિન ખલદા ગતફાની કન્દી સાથે લુબ-નાના નિકાહ કરી આપવા." સવારના છેલ્લા શબ્દે કયસ ઉપર વીજળીની અસર કરી તેણે માથું કુટવા માંડ્યું. નિસાસા નાંખતો કયસ બોલ્યો." આહ! બન્ને હુકમ ઘણા સખ્ત અને ઘાતકી છે. તેમાં મને એટલોજ સુધારો કરવાની તક મળતી કે મને સજા આપ્યા પછીજ બીજા હુકમ ઉપર અમલ થતો." કયસ ગાંડો હતો, તેને પોતાની શુદ્ધિ નહોતી, ઘેલ-છામાં તેણે કહેવા માંડ્યું.

જો તેણીને સંતાડવામાં આવી હોય અને મેળાપની વચ્ચે કોઇ ચાડીઆના વચને અથવા અમીરના હુકમે અંતર નાંખ્યો હોય (૧) ત્યારે તો તેઓએ સદા રડતી મારી આંખો લુછી નથી તેમ મારા અંતરમાં છુપાવેલી ગુપ્ત વસ્તુ છીનવી લેવાનું સાહસ કર્યું છે? (૨) પ્રેમ દ્વારા પહોંચેલા સંદેશાની ખુદા પાસે ફરીયાદ કરૂં છું! તેમજ દુખી કરનારા વિયોગ અને સહવાસ કરી બેઠેલી ગ્ડાકુળની પણ ખુદા આગળજ ફરીયાદ કરૂં છું. (૩) પ્રેમે હૃદયમાં લગાવેલી બળત્રા અને કેમે કરી પુરી નહી થનારી વિયોગની કાળી રાત્રીની પણ ખુદા આગળજ ફરીયાદ કરૂં છું (૪).

અજાયબી અને હેરત વચ્ચે ધ્રતિરહિત કયસનું કાવ્ય સાંભળતો સવ.ર બોલ્યો "હું નહોતો જાણતો કે તમેજ કયસ બિન ઝુરીહ છો.

ખબર હોય તો કહું જ કેમ? મારી ભુલ માટે માફ કરજો, શાંતપણે મારા સવાલોનો જવાબ આપો વારૂ!"

બન્ને હાથે માથું પકડી, જમીન તરફ નજર નાંખતાં કયસે કહ્યું—"મારામાં સહન કરવાની શકિત નથી છતાં, તમારે પુછવું હોય તે પુછો."

"તમારા દિલમાં આવો જોશ હતો ત્યારે તલાક કેમ આપી."

"મારી કમનસીબી!" કયસે કહેવા માંડયું. "નાલાયકી અને બેશરમી! બીજું શું. માત પિતાએ દુશમની કરી પ્રેમ પાસે આંધળો બનાવ્યો, માતાની ઝિદ અને સોગને લાચાર કર્યો, પરિણામે તમે જુઓ છે તે દશાએ પહોંચ્યો છું. ખરેખર હું અપરાધી છું અને દુનયામાં મ્હે દેખાડવા પાત્ર નથી. આ નાપાક ઝિંદગીને જેમ બને તેમ તાકીદે તજ વામાંજ લાભ છે. બસ, હવે મદીના જઇ મરવાનને કહીશ કે રાજ્યને અપરાધી છું અને કતલ થવા આવ્યો છું. મારી અને બનીકાઅબન બદનામીઓનો આવી રીતે અંત આવશે."

"પરંતુ એ આત્મ હત્યા થશે" સવારે કહ્યું "અને આત્મ હત્ હરામ છે."

"મને બધું બરાબર છે" કયસે ઉશકેરણીમાં કહેવા માંડયું "અ રાધીને અદાલતને બારણે લઇ જવામાં અપરાધ નથી. તમે તમારે રસ્તે જાઓ અને હું મદીના તૈયબા જાઉં છું." કયસમાં વધુ બોલવા સાંભળવાની શકિત નહોતી તે ગાંડો હતો, ઉભો થયો, પછાડ ખાધી ચ દાંત કચકચાવી કપડાં ચીરી નાંખ્યાં. કુદકો મારી ઉંટ ઉપર ચઢયો એકે શબ્દ બોલ્યા વગર મદીના તરફ ચાલ્યો. ગાંડો કયસ, ઝાડ જાનવરો સાથે વાતો કરતો, આકાશની મશ્કરી કરતો ચાલ્યો જતો હ કાગડાની કોલાહલથી કંટાળી કહે તો "તારા અપશુકન મને અટક શકતા નથી. બધું દુઃખ વેઠવાનો મારો અચળ નિશ્ચય છે."

કયસ ચાલતો ચાલતો હવે પહાડની તળેટીમાં જઇ પહોંચ્યો હ ટેકરા ઉપર ઉભેલી હિરણીને જોઇ તે બબડયો. "શોભ, જરાક આ મ કેના ખંડિત પ્રતિમાને જોઇ લઉં" હિરણીનાં વખાણ કરતો ક કયસ ઉંટ ઉપરથી કુદી હિરણીને દોડતી જોઇ તે કહેતો હતો "અ લુબ્નના આવ! તારા માટે જંગલે જંગલ ફરી વળ્યો. તારો નિ

આશક કતલ થવા જાય છે. તેની છેવટની એ વાતો સાંભળતી જા!"

"હે! તે ન્હાસી ગઇ. મારું મ્હોં જોવાનું ગમતું નથી અને મ્હોં બતાવવા માગતી નથી. ગઇ! ગઇ!! મારી સાથે વાત કરવાનું પણ પસંદ કરતી નથી." હિરણી ન્હાસી ગઇ. કયસ પોતાની કમનસીબી ઉપર પોકે પોક રડે છે. તે ઉંટ ઉપર ચઢી આગળ ચાલ્યો પણ તદન ગાંડો હતો, તેને પોતાનું જરાએ ભાન હતું નહિ. ત્રણેક મંઝીલ ગયા પછી તે ખંડીયેરોમાં જઇ પહોંચ્યો. વેરાન અને ઉજ્જડ ઘરો જોઇ તને 'કસીદા લામીયા' યાદ આવ્યો. ખંડીયેરોમાં બેસી તે મન સાથે બબડવા લાગ્યો "આ જીર્ણ નગર, પેહેલે દિવસે બની કાઅબની પરોણાગતમાં ભાગ લેવાની યાદ આપે છે." કયસ માટી ઉછાળવા અને શરીર ઉપર ચોળવા લાગ્યો. તે દીવાનો હતો અને શું કરે છે તેનું ભાન નહોતું. સામેથી એક સ્વાર ઉતરી કયસની આવી સ્થિતિ જોઇ ઉંટ બેસાડયો નીચે ઉતરી કયસની પાસે આવ્યો, કયસ તરફ જોઇ સલામ કરી પણ કયસ તરફથી કશો જવાબ નહોતો તેણે બે ત્રણ વખત સલામ કરી પણ કયસ ધુળ ઉછાળવામાં મગ્ન અને બે ભાન હતો. તેણે કશો જવાબ દીધો નહી. થોડીકવાર સુધી સવાર ઉભો રહી પોતાના ઉંટ પાસે આવ્યો અને સવાર થઇ જવાના વિચારમાં હતો કે કયસે તેની તરફ જોઇ બૂમ પાડી. "ખુદા વાસ્તે! ઓ, વટેમાર્ગુ આવ!" સવારે પાછો આવી તેની પાસે સલામ કરી. કયસે સલામનો જવાબ આપ્યો, પાછલા બનાવની માફી માંગતાં કહયું "તમે કોણ છો?"

"હું પયગમ્બરે ખુદા (સ.)નો" "પિત્રાઇ અબ્દુલ્લા બિન અબ્બાસ છું." તે સવારે જવાબ આપ્યો.

ઇબ્ને અબ્બાસ જાણતાં કયસે તેમના હાથ ચુમ્યા અને માથું નમાવી કહયું "માફ કરજો! હું નિરાશ બનેલો કમનસીબ આશક છું." ઇબ્ને અબ્બાસે તેનું નામ પુછ્યું. એટલે કયસે જવાબ આપવા માંડયો "હું કયસ બિન ઝુરીહ છું. મને કતલ કરવાનો અમીરૂલ મુમેનીને હુકમ આપ્યો છે. મારી કતલ રાજ્યની સેવા અને બની કાઅબની રીયાસતનો ન્યાય છે." કયસે તે પછી નિરાશજનક ગજલો, અતિકરૂણ અને થાજનક સ્વરે સંભળાવવા માંડી. અબ્બાસ ઉપર ઉંડી અસર થઇ.

તેઓએ પુછયું "તમે અહીંજ બેઠા રહેશો કે આગળ જવાનો વિચાર છે."

"મદીના તૈયબા જવાનું છે" કયસે જવાબ આપ્યો. "ઇમામ હુસેનનાં છેલ્લાં દર્શન કરી મદીનાના ગવરનર મરવાન પાસે જઇ કહીશ, રાજ્યનો ગુનેહગાર હાજર છે, તેને કતલ કરી ખલીફાના હુકમ અને બનીકાઅબની ઇચ્છા પુરી કર."

"પરંતુ" ઇબ્ને અબ્બાસે કહ્યું "મદીના જવા પહેલાં તમારા ઉપર ચઢેલી હજની ફરજ બજાવી લાવો. અમે હજ માટે, મકકા શરીફ જઇએ છીએ. હજ કરી કાબા શરીફનો ગિલાફ પકડી દુઆ માગો, ખુદા તમારી ઇચ્છા પુરી કરશે. ઇમામ હુસેન સાથે પણ ત્યાંજ મળી શકશો.

"વારૂ, ત્યારે તો હું પ્રથમ હજ કરીશ." કયસ ઉઠયો, ઉંટ ઉપર સવાર થયો અને ઇબ્ને અબ્બાસ સાથે અર્ઝે બતહાના મકકા મોઅઝઝમ તરફ ચાલ્યો.



# પ્રકરણ વીશમું.

## કાબા શરીફની હજ.

અંતઃકરણના જુસ્સા અને શુદ્ધ ભાવના સાથે કયસ હજ માટે મક્કા શરીફ જાય છે. પેલી જહાનમાં મળનારા પુણ્ય સાથે ઇશ્કની ઇચ્છાઓ મળવાથી જે શુદ્ધ ભાવના તેના હૃદયમાં પ્રગટી છે તેવી આજમાં દુર્લભજ હતી. પ્રેમ અને ઇચ્છાની પુર્તીની આશાએ તેને દીવાનો બનાવ્યો હતો. આશા અને ધર્મ ક્રીયાએ તેને શુદ્ધ શાહેરી બનાવ્યો હતો. તે શાંત અને ધીર હતો. જેમ જેમ આગળ ચાલતો ગયો તેમ તેમ અરબ કબીલા તેને મળતા ગયા. બેજણથી આગળ વધી હવે એક પુરો કાફલો બન્યો હતો. અબદુલ્લા બીન અબ્બાસ તેની ખબર રાખતા હતા. પ્રેમના ગાંડપણમાં નવી તરંગો જણાતાં સમજાવી શાંત કરતા જાય છે.

કયસ કાફલાની રાહબરીમાં ચાલ્યો જતો વતો. તેઓ એક મંઝીલમાં જઇ ઉતર્યા. અસર અને ઝોહરની નમાઝ મુસાફરો પઢી ચુકયા હતા લોકો ખાવા પકાવવાની તૈયારીમાં હતા. કયસ કાફલામાંથી નકળી પર્વત તરફ ગયો. પર્વતની ખીણમાં બદુઓના તંબુ હતા. બદુઓનાં જાનવરો પાસેના એક છીછરૂં કુવા ઉપર પાણી પીવા આવ્યાં હતાં. કયસે એક બદુને પુછયું "બની કાઅબનો કબીલો અહીંથી કેટલો દુર હશે?"

તે બદુએ જવાબ આપ્યો "બની કાઅબ અહીથી ઘણી દુર છે. તેમના હાજીઓ આ રસ્તેજ હીજાઝ જાય છે અને ચાર મંઝીલો પછી અહી આવે છે."

"આ વરસે પણ તેમનો કોઇ કાફલો હજે ગયો છે? મને યાદ પડે છે કે લોકો હજ માટે ગયા."

"પરમ દીવસે બની કાઅબનો કાફલો ગયો છે" બદુએ કહયું અને તેઓ કહેતા હતા કે અમારા ઘણા માણસો પાછળ રહી ગયા છે. હું ધારૂં છું કે આ કાફલામાં પણ બની કાઅબના માણસો હોવા જોઇએ.

"તેમના સંબંધી કંઇ કહી શકે એવો કોઇ માણસ અહીં છે!" કયસે પુછ્યું.

બદુએ પોતાની લાકડી જમીન ઉપર ટેકવી કહેવા માંડ્યું 'તેમની ખબર શું સાંભળશો. અમે તો સાંભળ્યું છે કે ખલીફા મઅમુનીયાએ હુબાબને હુકમ કર્યો હતો કે તેની બેટી લુબનાને ખાલીદ ગતફાની સાથે પરણાવે. પરંતુ લુબનાને પહેલા પતિ સાથે એવો પ્રેમ હતો કે જીંદગી સુધી બીજે નીકાહ નહી કરવાનું કહેતી હતી. તેણીએ સાંભળ્યું હતું કે તેનો પ્રથમ પતિ તેણીના ફીકરમાં ગાંડો થઇ ગયો છે, પર્વતો અને જંગલોમાં ફરે છે અને રડે છે. પરંતુ છેલ્લા દિવસોમાં ખબર મળી હતી કે તેણે બની ફઝારીયામાં બીજાં લગ્ન કર્યાં છે. તેણીને આ વસ્તુ લાગ્યું, અને માત પિતાના આગ્રહથી ખાલીદ સાથે નીકાહ કર્યા."

કયસ એકદમ ગભરાઇ ગયો અને પુછ્યું "ખરેખર નીકાહ થઇ ગયા, ગજબ થયો!"

"હા, નીકાહ થઇ ગયા!" બદુએ જવાબ આપ્યો." અને નિકાહ પછી બન્ને વર વધુ મળવા ગયાં ત્યારે બની કાઅબની સ્ત્રીઓએ એક ગીત જોડ્યું છે. તેમાં કહ્યું છે કે:–

"ન્હાની લુબનાનો પતિ એવો છે કે કોઇ સ્વતંત્ર પુરૂષ તેની જોડનો નથી. તે મનુષ્યોમાં શ્રેષ્ટ છે અને લુબના તેની સાથે આસ્તે આસ્તે પ્રેમનો વાર્તાલાપ કરે છે. કયસ તો ખરેખર મરીજ ગયો, તેને પોતાની રડાપીટથીજ અવકાશ નથી મળતો, તે બેશુદ્ધ અને બેભાન છે. ખુદા નવા પતિથી તેણીને વીખુટી ન પાડે. આવા માઠા સમાચાર આપનારનુંજ ખુદા માઠું કરે."

"હાય! કમનસીબી!!" કયસ માથું પકડી બેસી ગયો.

"તેમાં તમને શું?" બદુએ કહ્યું "તમે શું કામ રડો છો? શું તમે કયસના કોઇ મિત્ર છો?"

"મિત્ર!" કયસ બોલ્યો "મિત્રનો શો અર્થ, એમજ માનો કે હુંજ હતો."

"શું ખરેખર કયસે કોઇ ફઝારીયા બાળા સાથે લગ્ન કર્યાં છે."

બદુએ પુછવા માંડયું "જો તમને ખબર હોય તો બતાવો અથવા શું લુબનાને ભુલ ખવરાવી છે."

"અલબત, તેણે નીકાહ તો કર્યો છે."

"અફસોસ" બદુએ કહયું" કમનસીબ સબ્બસ બેવફા. કેવો આશક!"

"કયસ કશો પણ જવાબ આપ્યા વગર રડતો રડતો કાફલામાં આવ્યો. દ્દઢ અભ્યાસ સાથે આગળ ચાલ્યો. મક્કા શરીફ હવે બે મંઝલ હતું. કાફલાના બધા માણસો એહરામ બાંધી ચુક્યા હતા. વગર સીવેલા કપડાં પહેરી ઉઘાડે માથે કયસ પણ ચાલતો હતો. છતાં તકબીરને સ્થાને તેના હોઠોમાં લુબનાની તસબીહ હતી. દીવાનાપણુના જોશમાં પોતાની કવતાઓ લલકારી ધર્માત્મા યાત્રાળુઓને કંટાળો આપતો હતો.

કાફલો જતો હતો, પરંતુ કયસ પોતાના ઊંટની પાછળ, પગે ચાલતો અને ધુળ ઉડાવતો હતો. કાફલામાંથી એક ડોશીએ કયસનું આ ગાંડપણુ જોયું. તેણીએ પાસે આવી પુછયું "તમે કોણુ છો?"

"હું!" કયસે જવાબ આપ્યો "ગરદન મારવા લાયક, કતલ કરવા લાયક, બાળવા લાયક, બીજુ શું બતાવું કે કોણુ છું."

"કશું નામે છે કે નહી?" ડોશીએ પુછ્યું.

"એક નિરાશ પ્રેમી, કમનસીબ અને નાલાયક આશક, કયસ બીન ઝુરીહ ઉઝરા."

"હું પણ એમજ ધારતી હતી. ડોશીએ કહયું "ત્યારે સાંભળો બની કાઅબના સરદાર હુબાબની બેટી લુબનાએ મને તમારી પાસે મોકલી છે."

આનંદ અને ખુશાલીમાં સર્વસ્વ ભુલાવી દેતાં આતુર કયસ બોલ્યો "શું! તેણીએ તમને મોકલ્યા છે. હું તેને યાદ છું? કંઇ કહેરાવ્યું એ છે!"

"હા! સલામ કહી છે." ડોશીએ જવાબ આપ્યો.

કયસના આનંદનો પાર નહોતો. તે પોતાની કવિતાઓ લલકારવા લાગ્યો. કેટલીક વાર સુધી તે સાંભળ્યા પછી ડોશી ચાલી ગઇ. રાત પડી

અને ચંદ્રમાના પ્રકાશમાં ધુળ સાથે રમતો કયસ ચાલ્યો જતો હતો. કાફલાવાળા કજાવા અને મહેમલોના હીંચોળામાં સુઈ ગયા હતા. સારબાનો રાસ ઝાલી આગળ ચાલતા હતા અને ઉદરાગમાં રચેલાં દુહાનાં ગીત ગાતા હતા. દુહાનાં ગીતોની એક કડી ઉપર મોહ પામેલાં ઉંટ ઉતાવળા ઉતાવળા રસ્તો કાપતા હતા. આપણો કયસ પણ તે બધું સાંભળતો અને પોતાની ગઝલો ગાતો કાફલાની પાછળ ચાલ્યો જતો હતો. એકાએક તેણે ગાવાનું બંધ કર્યું અને કંઇ વિચાર આવતાં બબડયો. "હાય! તે ડોશી પણ ચાલી ગઇ, તેણીજ લુબનાની સલામનો પયગામ લાવી હતી. આ ભયાનક રણમાં તેણી ક્યાંથી આવી હશે?" આ વિચાર સાથેજ લુબનાના બીજા લગ્નની યાદ આવતાં, છાતી કુટી કહ્યું "મારી આશાઓ સદા માટે નાશ પામી, દીન અને દુનિયા ઉભય ખોઇ બેઠો, લુબનાને હું એવી નહોતો ધારતો, તેણી અને પર પુરૂષ પાસે!!" જ્યારે તેને પોતાની સ્થિતિનું ભાન થતું ત્યારે તે કહેતો. "ત્યારે મારા વિષે પણ તેણે નહીંજ ધાર્યું હોય, હું તેણી સિવાય બીજી કોઇથી નિકાહ! અફસોસ! ગાંડપણમાં મેં એટલોએ વિચાર ન કર્યો કે લુબના મારા નિકાહની ખબર સાંભળી શું ધારશે! તેણીના હૃદય ઉપર કેવો ઘા થશે. લુબના! તારો જુલમ વ્યાજબી છે, મારી ઉપર સખ્તાઇ વાપરવાનો તને હક છે."

કયસ મન સાથે બબડતો ચાલ્યો જતો હતો કે અચાનક તેણે સાંભળ્યું "સબર કર, કયસ ધીરજ ધર!"

"નહીં, નહીં," કયસ એકદમ બોલ્યો "મારો ધીરે ગુણ નાશ પામ્યો છે."

"નહીં, એમ નથી." તે અદ્રશ્ય અવાજ સંભળાયો "તારે ધીરજ ધરવીજ પડશે."

"ધૈર્યવાન થવું! નહીં" કયસ ચીરડયો "હું ધીરજનો દુશ્મન છું. મારા ધર્મમાં ધીરજ હરામ છે. ધીરજ ધરનારને પ્રેમની શરીઅતે કાફર કહ્યો છે."

"ભાન ઠેકાણે રાખી વાત કર" અવાજ સંભળાયો.

"નહીં, નહીંજ અને" કયસે કહ્યું "આતુર હૃદયમાં ભાનનું સ્થાનજ નથી."

"આખા જગતમાં તારા સિવાય કોઇ આશક જ નથી કે ?" અવાજ સંભળાયો."

"કોઇજ નથી" કયસે પાછું બોલવા માંડયું "મારા વગર કોઇ આશકીનો દાવો લઇ પ્રેમની અદાલતે ચઢયો નથી."

"જુઠું બોલતાં જરા તો લાજ રાખો !" તેજ અવાજ.

"બધું જુઠ!" કયસ બોલ્યો "મારા વગર કોઇ હોય તો, બતાવી શકો છો?"

"તારી સામે ઉભી છે." અવાજ આવ્યો.

"કુદરત ખુદાની!" કયસે હસતાં કહ્યું "મારી આગળ, કયસની રુબરુ, પ્રેમનો દાવેદાર ! ત્યારે બતાવ કે તું કોણ?"

"હું! અરે હું!" તે અવાજે કહેવા માંડયું "હું તેજ છું કે જેનું હૃદય પ્રેમ જ્વાળાની ભઠ્ઠી બની ધગધગી રહ્યું છે છતાં. તેમાંથી ધુમાડો કોઇ જોઇ શકતું નથી. હાડકે હાડકું બળતણ પ્રમાણે બળી રહ્યું છે, છતાં એક ચિણગારી કોઇ જોઇ શકતું નથી. સાંભળ ઓ કૃત્રિમ—બનાવટી આશક સાંભળ, ઇશ્ક એનું નામ છે કે તન બદન ભઠ્ઠી બની લાવાની લ્હેર સરખું બન્યું છે છતાં. મ્હોં ઉપર મુકાએલા ધીરજના તવાએ એકથી બીજા કાનને, એકથી બીજા હૃદયને એક શબ્દ પણ સાંભળવા દીધો નથી. હૃદયની બળત્રા અને શરીરના અંગારાની મીઠી વેદનામાંજ તેને સદા આનંદ મળે છે. વિયોગના ઉમળકા આંખોમે માર્ગે આંસુ બની બહાર નીકળવા વ્યાકુળ છે, પણ પોતાના વશમાં રાખે છે. મન મેલું નથી આંખ વાંકી નથી ને ધીરજ છોડી નથી. પ્રેમને પકાવી પુખ્ત કરવા નિભાવાનું સેવન કરવાની જરૂર છે. જુઠા જગતને પ્રેમથી બદનામ કરનારા બોલ ! કે પ્રેમ કોનો શુદ્ધ છે?"

એક લાંબો નિસાસો નાંખી ટાઢો ગાર બનતાં કયસ બોલ્યો "સત્ય છે! બોલ, મારા પ્રેમને પીંખી, હૃદયાગ્નીને એકજ લ્હેરમાં ઓલવીનાંખનાર, પ્રેમની પ્રતિમા બોલ તું કોણ છે." કયસ આંખો મીંચી અવાજ આવતો હતો તે તરફ જોવા લાગ્યો. તેણે તેટલીજ બળતરાથી વચ્ચો સાંભળ્યું.

"મારૂં નામ! મારૂં નામ પણ જીવતા જગતને બાળી નાંખવાનો ગુણ રાખે છે. તે સાંભળવાનું તારામાં બળ છે કે? વિચાર, અવિચારી સાહસ કરીશ નહી."

હેરતમાં ડુબતો નિરાશ કયસ બોલ્યો "મારામાં જરાએ શકિત નથી."

"ત્યારે મારૂં નામ પુછીશજ નહી." અવાજ સંભળાયો.

તેજ આતુરતા અને અજાયબીમાં કયસે કરગરતાં કહ્યું "લિલ્લાહ! ખુદા વાસ્તે બતાવ! હૃદય વીંધાઇ ગયું છે, પ્રેમ યુદ્ધમાં ઘવાયેલા મારા અંતરમાં વધુ સહન કરવાની શકિત નથી."

"લે ત્યારે સાંભળ અને બળ" તે અવાજ આગળ ચાલવા માંડયો "હું લુબના બિન્તે હુબાબ કાબીયા છું!"

તદ્દન ગાંડા જેવો બની બન્ને હાથ આકાશ તરફ ફેલાવી કયસ બોલ્યો. 'લુબના મારીજ લુબના!"

"હા, હા! લુબના" તેણીએ બોલવા માંડયું "પણ તારી નહીં, અવશ્ય તારી તો નહીંજ!"

"આહ! મારી હોય કે ન હોય! છતાં પ્રેમે મારા અને તારા વચ્ચેનો પરદો બાળી નાંખ્યો છે. કયસ ઘુંટણીયે પડયો, હાથ જોડયા અને નર્મ રેતીમાં નમન કરી બોલ્યો "લુબના! તારા પ્રેમે બાળી નાંખ્યો છે! હું જીવતો છું પણ આત્મા મરણ પામ્યો છે. કતલનો હુકમ થયો છે પણ કોઇ કતલ કરતું નથી. આ જીવનથી મોત સારૂં છે, છતાં તે કેમે કરી આવતુ નથી."

"હું કરૂં છું તેજ તમે પણ કરો" લુબનાએ કહ્યું "એકાન્ત ખુણામાં બેસી તારૂં સ્મરણ કરી રહું છું. અને લોકોને મળું છું ત્યારે કાળજા પર પત્થર મુકી તેમને ગમતી વાતો કરૂં છું.

"આહ! મારાથી તો નથી થતું" કયસે કહ્યું "મારી લુબના! મને પણ તેવુંજ શીખવાડ!"

"હું હવે તારી નથી" લુબના બોલી "ખબરદાર, મારી લુબના હવે કહીશ નહીં. ચાલો તમારી પેલી લુબના તો સુખી છે ને! તેણીમાં તો મારૂં મન લાગતું હશે!"

"લુબના ! ઘવાયેલા હૃદય ઉપર વધુ ઘા ન કર. તેણીનું નામ લુબના હતું, તેથીજ મારૂં ધ્યાન તેની તરફ ગયું. દિલસોજ મિત્રોએ તેણી સાથે પરણ્યા પછી તને મેળવવાની આશા બંધાવી હતી."

"અજાયબી ! અજાયબી !!" લુબનાએ ખડ ખડ હસતાં કહ્યું "બીજી સાથે પરણશો મને મેળવશો, અજાયબી !! અજાયબી !! શું બેભાન થયા પછી તમે બેવકુફ પણ બન્યા છો."

"ખરે ખરો, બેવકુફ !" કયસ લજવાતાં બોલ્યો "તદ્દન બેવકુફ, બેવકુફી વગર તને કેમ તજું, બેવકુફી વગર બીજો નિકાહ કેમ કરતો, એમજ થતું આવ્યું, લોકોએ બનાવ્યો અને હું બન્યો. પરંતુ લુબના તે બીજો નિકાહ કર્યો એ શું થોડી અજાયબી કહેવાય ?"

"તમે તો બીજાઓના બનાવ્યાથી બેવકુફ બન્યા પણ હું તો પોતે જાણી જોઇને બની છું. શરૂઆતથી કબીલાવાળા દબાણ કરતા હતા. મારે ખાલિદ સાથે નિકાહ કરવા એવું અમીરૂલ મુમેનીનનું પણ ફરમાન થયું પણ મેં કોઇ વાત સાંભળી નહીં. પરંતુ તમારા નિકાહની વાત સાંભળી મને ચઢેલા ગુસ્સામાં આ સાહસ, અજાણપણમાં નહીં પણ જાણી જોઇને કર્યું છે. તે તને બાળવા માટે કર્યું છે એમ કહેતાં હવે જરાએ સંકોચાતી નથી.

"લુબના !" કયસ બોલ્યો "તારા જેવું નામ ધરાવનારી ફઝારીયાની બાળા સાથે મેં નિકાહ કર્યો છે છતાં સત્ય માનજે કે.

(કાળો નાગ ડસે જો વાળને અડકયો હોય અને દાઝી જાએ જો ગાલને અડકયો હોય.

"કયસ ! મેં પણ નામ માટેજ ખાલિદ સાથે નિકાહ કર્યો છે. પરણીને તે પણ પછતાયો છું. તેને જોતાં આત્મ હત્યા કરવા જેવી મારી હાલત થાય છે."

"લુબના !" કયસે શરમાતાં શરમાતાં અને અચકાતાં અચકાતાં કહ્યું. "જ્યારે આટલો પ્રેમ તારા હૃદયમાં હતો છતાં, એક વખત મને મ્હોં સરખું એ કેમ ન બતાવ્યું ? હું બીમાર પડ્યો, કબરને કાંઠે પહોંચ્યો છતાં કોઈ બેજાએ આવ્યું નહીં. જંગલ બિયાબાનમાં રઝળ્યો પણ કશીએ ખબર ન લીધી."

"કયસ ! કુગાચાર જાણ્યો છો !" લુબનાએ કહેવા માંડ્યું, "મને તમારી તરફ હળતી જોઇ બ્યાસો કબીલો તમારો દુશ્મન થાત, મારો તો નહીં પણ તમારા જીવનો મને ભારે ભય હતો. મારી ચુપકીદી જોઇ, મને તમારો ખ્યાલ નથી એવું માનવું ભૂલ ભર્યું છે. તમારા કરતાં હું વધારે વ્યાકુળ છું. મનમાંને મનમાં બળું છું પણ કશુંએ કરી શકતી નથી. છાનીમાની ભાવી પર રડી કુટી, બધું ભાવીનેજ સુપ્રુદ કરૂં છું. તમે સુખી છો, જંગલમાં જઇ અંતરનો ઉભરો ખાલી કરો છો. મારી સ્થિતિ ઘણી કઢંગી છે. કવિએ કહ્યું છે તેમ—મારા હૃદયમાં લાગેલી બળત્રા કહેતાં જીભ પણ બળવા માંડે છે અને શ્વાસ લઉં તો ભય લાગે છે કે હાડકાનો ગુણ પણ બળીને ભસ્મ થઇ જશે."

"લુબના !" કયસે આંખો ચીરી બુરખામાં છુપાયેલી લુબનાને પુછ્યું "આ રેતાળ રણમાં અત્યારે તું અહીંયાં ક્યાંથી આવી."

"કાફલા સાથે હું પણ છું" લુબનાએ જવાબ દીધો "મારા માત પિતા સાથે અમારા કબીલાના ઘણા લોકો હજે આવ્યા છે. કેટલાક દિવસો ઉપર તમને કવિતા બોલતાં મેહમલમાંથી મેં સાંભળ્યા હતા હજુ મારો તર્ક હતો કે ઉંટવાળાને મેં તમારા સંબંધમાં વાત કરતા સાંભળ્યા. કબીલાની એક ડોશીને આપણી ભેદ ભરી પ્રેમ કથા કહી તમને સલામ કહેવડાવ્યું. તમે આપેલા જવાબે મારા અંતરની આગ ઉપર ઘી રેડ્યું. ઊંટવાળાને મારી વેદનાથી જાણીતો કર્યો. આજે બધા સુઇ ગયા પછી ઉંટવાળાની મદદ અને તે ડોશીની રાહબરીમાં હું તારી પાસે આવી, મારા અને તારા અંતરમાં લાગેલી લાયના ભડકાને, જો કંઇ રાહત મળી શકતી હોય તો તે મેળવવા આવી છું."

"અત્યારે તો મારા હાય ઓલવાઇ છે !" કયસ બોલ્યો ચક્રવર્તી રાજા કરતાં પણ મારૂં સુખ ઓછું નથી. પરંતુ હાય ! થોડી પળો પછી, તું જશે ! ત્યારે શું થશે ? લુબના રાહત આપવા નહીં પણ બાળીને ખાખ કરવા આવી છે, હાય ઓલવવાનો કોઇ બીજોજ ઉપાય કરવીનો છે."

નિરાશા ભરી નજર નાંખતાં, બુરખામાંથી લુબનાએ કરૂણ સ્વરે કહ્યું "કયસ ! ઉપાય કશોજ નથી ! હવે તારી બનું એ તો કયામત સુધી થવાનુંજ નથી. હું મારા વશમાં નથી બીજાના અધિકારમાં છું. તે

તમારી વસ્તી તરફ મ્હોં ફેરવી નજર કરવાનું પણ પસંદ કરતો નથી. આપણું સુખ સદા માટે રૂખસદ થયું છે, આપણુ બન્ને મેળાપની આશા કબરની છેલ્લી આરામ ગાહમાં લઇ જશું!"

"ત્યારે શું કશીએ ઉપાય નથીજ." કયસ બોલ્યો.

"નહીં, કયસ હવે કશો ઉપાય રહ્યો નથી!" નિરાશ લુબનાએ કહેવા માંડયું "બસ, હવે હું જઈશ. ખુદા હાફિઝ, કોઇને અત્યારના બનાવની ખબર પડે નહીં. મારા ઉપર જે વીતશે તે સહન કરવા તૈયાર છું. છતાં તમારી ઝીંદગી માટે મને ઘણો ભય છે. બસ હવે રૂખસદ— ફિર મિલેંગે અગર ખુદા લાયા!"

લુબનાએ પુઠ ફેરવી ચાલવા માંડયું. "નહીં, નહીં, મારી ફિકર ન કરો." ના હજારો અવાજો વચ્ચે તેણીએ પાછળ ફરીને જોયું નહીં. તેણી ગઇ અને અદ્રશ્ય થઇ. કયસ ચમક્યો, અચકયો અને જડવત જેવો ઉભો રહ્યો. તેણે જાણ્યું કે એક આનંદી સ્વપ્નું હતું તે આવ્યું અને ગયું. આંખ ઉઘડી ગઇ, હતું ન હતું થઇ ગયું તે બોલ્યો.

"યેકિસને એન મઝેમેં, જગા દિયા હમકો;
અભી થે ખાબમેં ઉનકો, ગલે લગાયે હુએ."

આંખો ચોળી ચોળીને બબડયો "આ તે સ્વપ્નું હતું કે ખરેખર બનાવ, શું લુબનાજ અહીં આવી હતી. નહીં લુબના અહીં કયાં? આ મારો વ્હેમ અને અભખરા હતા. તેણે કરેલી વાતો, ખરેખર તે હતી એ સાક્ષી પુરે છે. છેવટમાં તેણી કહી ગઇ કે આપણે મળી શકીએ એ કશીએ આશા નથી અને મેળાપની આશા કબરની છેલ્લી આરામગાહ લઇને જશું." નિરાશાનો વિચાર આવતાં ગાંડો બન્યો, ધૂળ ઉછાળી માથું કુટવા લાગ્યો. તેની રડાકુટથી ઇબ્ને અબ્બાસની આંખ ઉઘડી; તેઓ નીચે ઉતર્યો અને કયસને ઉંટ પર સવાર કરાવી કહ્યું "બસ, હવે તો છાના રહો." અને ઉંટ વાળાને કહ્યું કે જો તે ઉંટ ઉપરથી નીચે ઉતરે તો મને ખબર આપજે!

# પ્રકરણ એકવીસમું.

"ખુબ ગુઝરેગી જોમીલ બેઠીંગે દીવાને દો."

હઝરતઅબ્બાસની એટલી અસર હતી કે કયસની હદમાં જોશ હતો, બેસવા મન નહોતું રહાતું, તે બેચેન અને દુઃખી હતો છતાં ગુપચુપ બેઠો હતો. ઉંઘ આવવા માટે આંખો બંધ કરી પડયો હતો કે તે તેના ઉંટવાળાએ ઊટગીત (હદી)નો રાગ ગાવા માંડયો. શાંતપણે પડેલો કયસ એકદમ ચમકયો. તેણે સાંભળ્યું.

"મને મુકીને (ખુદાએ) તેને બીજા માટે સરજી છે, છતાં મને તેના પ્રેમમાં ફસાવ્યો છે ત્યારે લયલાને મુકી કોઇ બીજી વસ્તુમાં મારૂં મન પરોવાય એવું નહોતું થઇ શકતું." કયસ બેઠો થયો સંપ્પ્રાબંધ વખત ફુદાની તે બેત કહી ગયો. તેણે લેલાની જગ્યાએ લુબનાનું નામ મુકયું અને રટવા લાગ્યો.

કયસે ઉંટવાળાને પુછ્યું "તમે જાણો છો કે તમે કહેલી છેલ્લી બેત કોણે બનાવી છે?"

"શું તમને ખબર નથી!" ઉંટવાળાએ કહ્યું. "તે બેત, આમેરીબેલાના આશક દીવાના કયસની બનાવેલી છે. તે કયસ—મજનુન નજદના રણોમાં ધુળ ઉડાવતો ફરે છે. તે પણ તમારા જેવોજ આશક છે. જેવી રીતે તમારૂં નામ કયસ છે તેવુંજ તેનું નામ પણ કયસ છે."

"ત્યારે શું" કયસ બોલ્યો. "આ દુનીયામાં કોઇ બીજો પણ મારા જેવો આશક અને કયસ છે?"

"હા, છે." ઉંટવાલાએ કહ્યું "તમારા અને તેના સંબંધમાં લોકોમાં સ્હેજ મતભેદ છે. કોઇ તમને અને કોઇ તેને ઇશ્કમાં અગત્ય આપે છે, છતાં પણ કોઈ તેનો ફડચો કરી શકયું નથી."

"ત્યારે તો, મારે તેને મળવું જોઇએ!" કયસ બોલ્યો, તેને મળવાની તમારી ઇચ્છા છે."

"તે પણ તમને મળવા આતુર છે." ઉંટવાળાએ કહ્યું.

"તમે કેમ જાણ્યું કે તે મને મળવા માગે છે."

"તે પોતેજ કહેતો હતો." ઉંટવાળાએ કહેવા માંડ્યું. "એક વખત હું તેની માશુકના પતિને લઇ બની સકીફ તરફ જતો હતો. અને વાદીએ નજદનું રણુ ઓળંગતા હતા ત્યાં મજનુ—કયસને અમે જોયો. તે માટી ઉડાવતો હતો. અમે તેને જોવા ગયા ત્યારે તેણે અમને પથરા મારવા માંડયા. અમે કહ્યું "અમે તો તમારી કવિતા સાંભળવાના લોભમાં આવ્યા છીએ. બે ચાર બેતો સાંભળી ચાલ્યા જશું" તેણે કહ્યું. "આવો સાંભળો" અમે પાસે ગયા એટલે તેણે પોતાનાં પ્રેમગીત સંભળાવ્યાં તેમાંનીજ પેલી છેલ્લી બેત છે. તે વખતે અમારા સોબતીઓમાંથી કોઇએ કહ્યું હતું કે "તમે પણ કઝરાના કયસ જેવાજ છો." તેણે પણ તમારી માફકજ પુછ્યું હતું કે "મારા જેવો નિરાશ બનેલો કોઇ બીજો પણ કમનસીબ આશક છે?" અને તે પછી તમને મળવાની તેણે આતુરતા સાથે ઇચ્છા બતાવી હતી.

"કયસ! હું તેને મળી જોઇ શકતો કે તેની કેવી દશા છે. તમારા કહેવાથી જણાય છે કે મારી માશુકની માફક તેની માશુકના લગ્ન પણ કોઇ બીજા પુરૂષ સાથે થયેલાં જણાય છે."

"મેં તો પહેલાજ કહ્યુંને,' ઊંટવાળો બોલ્યો "તેની માશુકના પતિ સાથે અમે નજદના રણુમાં હતા."

"તે પોતેજ કહે છે!" કયસે તે બેત કહી સંભળાવી.

કયસ ચુપ થયો અને મનમાં વિચારવા લાગ્યો. કોઇ રીતે તે મજનુનને મળવું જોઇએ. દુનિયામાં કોઇને મારી લાગણી આવે તો તે મજનુંજ હોવો જોઇએ. તેની આગળ હું મારૂં દુઃખ કહીશ અને તે પોતાનું દરદ મને સમજાવશે. હું તો જતાંજ કહીશ,

"મારી મિત્રતાનો પવન તારા મગજમાં હોય તો ઓ બુલબુલ મારી સાથે રૂદન કર! કારણ કે આપણ બંને મોહજાળમાં હોઇ ઉભયનું કર્તવ્યજ રૂદન છે!"

પળે પળે મજનુને મળવાનો ઉત્સાહ વધતો હતો. તેનાથી રહેવાયું નહી નીચે ઉતરવાની ઉંટવાળા પાસે પરવાનગી માગી.

"નહી, એ નહી બને." ઉંટવાળાએ કહ્યું. "તમે પાછા નીચે ઉતરી રહશો અને હઝરત અબ્બાસ ખીજવાશે.

"નહી ભાઇ!" કયસે કહ્યું. "હું એક શબ્દે નહી બોલું."

કયસે નીચે ઉતરી મજનુને મળવા નજદ જવાનો ઠરાવ કર્યો. તેને હવે હજનો વિચાર ન રહ્યો કે, કાફલામાં પોતાની લુબના હતી તેનો એ ખ્યાલ ન આવ્યો રસ્તો જાણતો નહોતો કે નહોતો કોઇ માર્ગ બતાવનારો. આકાશથી તારાની રાહબરીમાં પુર્વનો રસ્તો લીધો. પહાડી રસ્તો અને જંગલી પશુઓનું રહેઠાણ રાતનો વખત અને નિર્જન સ્થાન, છતાં પણ નિર્ભય કયસ ચાલ્યો જતો હતો. તે જાણતો હતો કે આ બીકટ જંગલોમાં ભુલો પડેલો માણસ બચી શકતો નથી અને રસ્તો ખોયેલ મુસાફર રેતાળ રણમાં ભટકતો ભટકતો, પાણી વિના પોતાના પ્રાણનો સ્હેજે ભોગ આપે છે. તે એક દીશાએ, આગળ પાછળનો કશો પણ વિચાર કર્યા વગર ચાલ્યો જાય છે. સદ્‌ભાગ્યે રહવારે તે બદુઓના તંબુઓ પાસે પહોંચ્યો. ખાઇ પી, વાદીએ નજદનો માર્ગ પુછી તે તરફ ચાલવા માંડ્યું.

એક અઠવાડીયાની લાબંટ મુસાફરી પછી નજદમાં પહોંચ્યો. લોકોને પુછતો પુછતો આમરી કયસ જે જંગલમાં મજનુનના નામથી ખ્યાતી મેળવી વસ્યો હતો ત્યાં પહોંચ્યો. વાદીના લોકોને પુછતાં તેણે જાણ્યું કે મજનુન કોઇ ઠેકાણે રહેતો નથી રણમાં જ્યાં ત્યાં ભટકયા કરે છે. કેટલાક દિવસોની શોધખોળ પછી તેણે રેતના એક ઢગલા પાસે બેઠેલા એક દુબળા અને હાડપીંજરના માવા જેવા માણસને કયસે જોયો. તેણે જોયું રેતીનાં ઘર બનાવે છે અને તોડે છે. નાદાન બાળકોની રમતમાં મન પરોવતો કોઇ ગાડો માણસ બેઠો છે. આજુબાજુ બેઠેલાં હરણો વગેરે રહ્યાં છે. રમતથી ગભરામણ થતાં હરણ સાથે વાતો કરવા માંડે છે. મેલાં થોડાંક ચીથડાં તેના શરીર પર છે, તેનીએ દરકાર નથી. કયસે પોતાના તર્ક દોડાવી તેને મજનુ અથવા કયસે અમરી તરીકે ઓળખ્યો. કયસ બ્હાવરા જેવો તેની તરફ દોડ્યો. હીરણીઓ કયસને આવતો જોઇ ભડકી ઉઠી અને જંગલ તરફ ન્હાસવા માંડ્યું પ્રેમની પવિત્ર ભુમીમાં બેઅદબી સાથે આવનાર અજાણ્યા માણસને સજા આપવા કયસે પથરો હાથમાં લીધો.

"સબર કર!" કયસે કહ્યું "ઘણી દુરથી હું તને મળવા આવું છું. તમારૂં નામ મજનુન આમરી છે?"

"અત્યારે હું તે નથી." મજનુએ કહ્યું.

"અત્યારે નથી." કયસે પુછ્યું "પણ અત્યારથી પહેલાં તો હતા."

"અલબત હતો." મજનુએ જવાબ આપ્યો. "પરંતુ હવે તો લયલાએ આમરી છું."

"બસ, બસ!" કયસે કહેવા માંડયું "ત્યારે તો તમેજ મારા દર્દની દાદ આપી કદર કરશો. દુનીયામાં આપણુ બેજ છીએ જે ઉભયના હમ દર્દ થઇ શકીએ."

"પરંતુ જંગલી પશુઓ સિવાય મનુષ્યોમાં બેસવાની મારામાં તો લાયકાત નથી."

"મને પણ મનુષ્ય ગણશો નહિ" કયસ બોલ્યો "મારી ગણત્રી પશુમાંજ છે."

ગુસ્સામાં લાલચોળ બની મજનુ બોલ્યો "એ મનુષ્ય! ત્યારે તુ કોણ છે. તારૂં નામ નીશાન કેમ બનાવતો નથી."

"હું, પરીજમાલ લુબના કાબીયાનો આશક" કયસે જવાબ આપ્યો "કયસબીન ઝુરીહ ઉઝરી છું."

અચાનક ઝબકીને મજનુ હરખ્યો અને બોલ્યો "વાહ! ત્યારે તો આવો, આ આખી જીંદગીમાં માત્ર એક તમેજ મારા સહચર મળ્યા છો." કયસ આગળ આવ્યો. મજનુન ઉભો થયો, બને ગળે મળી એક બીજાની કવિતાઓમાં વાતે વળગ્યા. એક તરફ લુબનાના યૌવન અને સૌંદર્યની પ્રશંસા હતી તો બીજી તરફ લેલાની સુંદરતા અને લાવણ્યનાં વખાણ હતાં, એક જીભ લુબનાની બેપરવાઇની ફરીયાદ કરતી' ત્યારે બીજી જીભ લેલાની ટંડી આશાને નિરાશાએ લઇ જતી. એકનું હૃદય વિયોગમાં બળતું હતું તો બીજાના અંતરમાં જુદાઇની લાય લાગી હતી. એક આશાઓને નિરાશામાં દેરવી કબરને કાંઠે પહોંચતો ત્યારે બીજી આશાઓને રેતાળરણમાં લઇ જઇ પાણી વગર પોષવા પ્રયત્ન કરતો. બને ગળે મળી ચોધાર આંસુએ રડી, એક બીજાનાં વસ્ત્ર પલાળી નીરાશાની ફરીયાદોનો

અંત લાગ્યા. રડતાં રડતાં થાકી ગયા ત્યારે મજનુએ કયસને કહ્યું. "મારૂં એક કામ છે તે કરી આપો."

"આંખો વતી કરી આપીશ" કયસ બોલ્યો "ખુશીથી તમે કહો."

"હું જો બની આમીરના કબીલામાં જાઉં તો મને કતલ કરવામાં આવે" મજનું બોલ્યો "કારણ કે મરવાન બીન હકમે મારૂં ખુન કરનારને મારી આપવાનો હુકમ કાઢયો છે.

"અને તેણેજ" કયસ બોલ્યો " બની કાઅબને મારૂં ખુન હલાલ કર્યું છે"

"તમે બની આમીરમાં જઇ લેલાને મારી સલામ પહોંચાડો."

"હ્યો, અત્યારેજ" કયસ ઉભો થયો અને લેલાના કબીલાનો રસ્તો લીધો. બીજે દીવસે બની આમીરના તંબુઓ પાસે પહોંચતાં તેણે સ્વરૂપ-વાન અબળા દીઠી, તેણી પાણી ભરીને જતી હતી. કયસે તેની પાસે જઇ પુછ્યું "વ્હાલી બ્હેન, જો તારામાં પુણ્યા પ્રતાપી અંશ હોય તો મને લેલાના તંબુ સુંધી પહોંચવાનો રસ્તો બતાવ."

"કેમ!" તે બાળાએ પુછ્યું "તમને લેલી સાથે શું કામ છે!"

"મજનુન આમરી તરફથી એક પેગામ લાવ્યો છું" કયસે જવાબ આપ્યો.

"કબીલામાં જઇ જો તમે મજનુનનું નામ દેશો તો કતલ થશો." બાળાએ સમજાવ્યું.

"તેની દરકાર નથી" કયસે કહયું "અમોએ જીવનજ, દરેકના અત્યાચાર સ્હેવા અને જીવ ખોવા માટે મેળવ્યું છે.

શું તમે પણ આશક છો" છોકરીએ હસીને કહયું "શું આશ-કોનો પેગામ પણ આશકજ લાવતા હશે!"

"બેશક" કયસ બોલ્યો, "અમે બંને આશક અને બંને હૃદય વસસ્ના મનુષ્ય છીએ."

"અને તમારી માશુક પણ લેલાજ છે!" છોકરીએ સવાલ કર્યો.

"નહિ તેમ નથી." કયસે પ્રેમના જોશમાં કહ્યું. બનીકાઆબની લુબનાના સૌંદર્ય આગળ દુનિયા આખીનું સૌંદર્ય ફીકું છે."

"કોણ, લુંબના ! તમે કયસ બીન ઝુરીહ ઉઝરી છો !"

"હા, હું તેજ છું." કયસે જવાબ આપ્યો.

"અમારા શુદ્ધ આશક મજનુન આગળ કયસે મ્હોં બતાવતાં શરમાવું જોઈએ. તેણે ઇશ્કના પવિત્ર નામ ઉપર કાળું કલંક લગાવ્યું છે."

"તે કેમ ! કયસે જાણવા માગ્યું.

"તે એમ કે, એક ફઝારીયા છોકરી સાથે તે પરણ્યો છે, ઇશકના દાવે દારની આવી વર્તણુંક !" તે બાળાએ ઠપકો આપ્યો.

"અફસોસ ! તમારા મજનુન કરતાં કયસને વધારે કનડવામાં આવ્યો છે તે વીવાહ નથી પણ એક હોળી છે જેમાં તમારો મજનું નથી કુદયો અને મેં તે બળતી હોળીમાં ભુસ્કો માર્યો છે."

"ચાલો જાણ્યું" બાળાએ ટકોર કરતાં કહ્યું "તમને વાતોનાં વડાં કરતાંએ ઘણાં સારાં આવડે છે. મેં સાંભળ્યું છે કે તમારી કવિતાએ ઘણી સારી અને અસરકારક હોય છે. જો તે સંભળાવવાનું વચન આપો તો લેલાને અહીં બોલાવી લાવવાનું વચન આપું છું."

"મારી કવિતાઓ ફકત લુબના માટેજ બને છે, પણ કોઈ હમદર્દ મળે તો તેને સંભળાવતો રહયો છું. મજનુનના સબબે તમારી લેલાને પણ સંભળાવીશ."

"ત્યારે તમે અહીંયાજ આ ટેકરાઓમાં ફરો. રાત્રે અંધારૂં થયા પછી તમને સામેના બાવળ તળે લેલા મળશે. સાંભળો કબીલામાં જતા નહી અને કોઇની આગળ લેલાનું નામ લેતા નહી. નહી તો તમારી બે ઇજતી થશે, અને જીવ જોખમમાં આવી પડવાંએ વાર લાગશે નહી."

કયસ આખો દીવસ જંગલમાં ફરતો રહયો. ઇન્તેજારીની ઘડીઓ ઘણી લાંબી હોય છે, તે કેમે કરી ખુટતી નથી. માંડમાંડ કરી દીવસ વીત્યો અને સાંજ પડી. બહાર ગયેલા કબીલાના પુરૂષો પાછા ફર્યા, તંબુની બાહેર ચુલ્હા રોશન થયા અને સ્ત્રીઓ ભોજન તૈયાર કરવામાં રોકાઈ. તંબુઓની ચોમેર વફાદાર કુતરાની ફોજ હતી. જરા પણ અણસારો થતાં ભસી કાન ખાતા. કબીલાના માણસો રાત્રે મુસાફરનો આસ થતાં બહાર નીકળતા અને પોતાના રક્ષણમાં તેને લઇ જતા હતા.

કયસ એક ટેકરા પાછળ છુપાઈ આ બધું જોઈ રહયો હતો, તેવામાં બે સ્ત્રીઓ કબીલામાંથી નીકળી તેની તરફ આવતી જણાઈ. તે સમજ્યો કે લેલા સાથે તે છોકરી આવે છે. અંતર અજબ પ્રકારની વેદના થવા માંડી. તેણે મનમાં વિચારવા માંડયું કે "લેલાને કેવી રીતે આવકાર આપવો. કયસ હજુ કશા છેવટ ઉપર આવે તે અગાઉ તે અબળા બાવળ પાસે આવી બોલી. "હ્યો કયસ, હું લયલાને લઈ આવી આવો તમારૂં વચન પાળી તમારી અસરકારક વાણી સંભળાવી અમારી ઇચ્છા પુરી કરો. જોઈએ અમારા મજનુનું કલામ સારૂં છે કે તમારૂં સાહિત્ય ચઢીયાતું છે."

"હા, હા, સંભળાવીશ," કયસ બોલ્યો. "પણ પ્રથમ મારા મિત્રનું પેગામ કહેવા દો." કયસ ઉભો થઈ પાસે આવ્યો અને લયલા તરફ જોઈ બોલ્યો. "બની આમીરની મગરૂરી, તને સલામત રાખે." લયલાએ સલામનો જવાબ આપી પુછ્યું "કહો મજનુંન કેવો છે?"

"જે વ્યાધિનો ઉપાય તમે છો, તે વગર કશી ફરીયાદ નથી. ઇચ્છાઓએ તેને એટલી હદે દબાવી લીધો છે કે તે એક શબ્દ પણ કહી શકતો નહી. બસ મારી સલામ કહેજે." એટલાજ શબ્દો તે કહી શકયો. લયલા હજુ જવાબ આપે તે પહેલાંજ કયસે બોલવા માંડયું. "અરબ માશુકોની મગરૂર બાળા, જો પરવાનગી હોય તો હું કંઇક કહેવાની હીમત કરૂં."

"કહો" લયલાએ જવાબ આપ્યો.

"ગરીબ બીચારો મજનુન" કયસે કહેવા માંડયું. "જે જુલમ તે ગરીબ પ્રેમાળ અને શુદ્ધ પ્રેમાળ જીવ તરફ તમારી તરફથી કરવામાં આવે છે, તે શું તમને શોભાવે છે? અફસોસ! તેની દશા જોવાઈ શકે તેમ નથી. વાદીએ નજદ તેના કકળાટથી ગાજી ઉઠે છે. જઝીરતુલ અરબની બધી બાનુઓ તેની નીરાશા ભરી કમનસીબી ઉપર રડે છે, પણ તારૂં એક દીલ તેની દયા વગરનું છે."

"મારા મનમાં" લયલાએ કહેવા માંડયું "તેનો અથાગ પ્રેમ છે, તે મને ચાહતો હશે તેના કરતાં પણ મને વિશેષ ચાહના છે. મારૂં અંતર બળાઈ રહયું છે છતાં મેં ધીરજ રાખી છે, અને ધીરજને અંગે મારા વતી પણ તેના જીવની રક્ષા કરૂં છું."

"આહ! લયલા!!" કયસ બેચેન થઇ બોલી ઉઠયો. "એજ લુબના પણ કહેતી હતી. તમે બધી એકજ છો અને એક જેવીજ વાતો કરો છો!"

"મજનુ માટે મારી પાસે ઘણી ફરીયાદો છે." લયલાએ કહ્યું.

"તે કેવી" કયસે જાણવા માગ્યું.

"તે પોતાની એક બયતમાં કહે છે." લયલા બોલવાનું આગળ ચલાવ્યું "એક રાત્રે તેણી જંગલમાં આવી, ઓ હુમ્મે માલીક (લયલા) તમારો પ્રેમ શુદ્ધ અને કલંક રહિત છે તે કોઇથી ખોટો પાડી શકાય નહી." લયલાએ, પાછળ હઠી આગળ ચલાવ્યું. "જાઇને તેને જરા પુછજો કે હું કઇ રાત્રે કયા જંગલમાં તેની પાસે ગઇ હતી. આવી રીતે માત્ર બદનામજ કરવામાં આવે છે. જે લોકો અત્યાર સુધી ચુપચાપ છે તે પણ દુશ્મન થતા જાય છે."

"કવિઓ કવિતામાં એવા અલંકાર આપતાજ આવ્યા છે." કયસે કહ્યું "પરંતુ કોઇ નથી કહેતું કે તે જે કહે છે તે બધું સાચુંજ હોય છે.'

"ત્યારે જુઠ બોલવું એનુંજ નામ આશકી અને શાએરી (કવિત્વ ગુણ) છે" લેલાએ પુછવા માંડયું "જો એમજ હોય તો તેનો પ્રેમ જુઠોજ છે."

"એમ કહેશો નહી!" કયસે કહ્યું "અફસોસ! તમને વિશ્વાસજ નથી. તમારાં હૈયાં પથર જેવાં સખત છે, તમારાંમાં જરાએ લાગણી નથી. તમારે સમજવાનું છે કે મજનુનો હેતુ તમારી આળેખવામાં આવેલા હૃદયની તસ્વીર સાથે છે. જે દરરોજ તેની પાસે આવે છે બલ્કે હર પળ તેની પાસે રહે છે."

"હા, હા, સમજી" લેલાએ કહેવા માંડયું "આશક થયા પછી તમને તો એવુંજ આવડે છે, તમો વાતો કરવામાં પારંગત બનો છો. ચાલો એ બધું જતું કરો અને તમારી કોઇક ગઝલ સંભળાવો. તમારી કવિતા સાંભળવા મને અહીંયાં ઘસડી લાવનારી બ્હેન આતુર છે."

કયસે પોતાની કરૂણ અને હૃદયદ્રાવક કવિતા પુરતા જુસ્સા, જોર અને જોશ સાથે કહેવા માંડી. તેની વાણી સાંભળી બન્ને બાનુઓ ઉપર ઉંડી અસર થઇ. રાત વધારે બાકી હતી. તેણીઓએ જવાની રજા માંગી કહ્યું "વખત થઇ ગયો, વધારે રોકાવામાં બદનામીનો ભય છે." લેલાએ, સાહેલીને કહ્યું "ઉઠો બ્હેન ચાલો."

"મારે ત્યાંથી કયસ સારૂં ખાવાનું લઇ આવું એટલીવાર વધુ થોભો. નહીં તો અમારા કબીલાને કલંક લાગશે. મનમાં કહેશે કે પરોણાને ભૂખ્યોજ કાઢયો."

"નહીં બ્હેન" લયલાએ કહ્યું "મારાથી નહીં થોભાય, થોડીવારમાં તમેજ આવીને આપી જજો."

"જો તમો ચાલ્યા જશો, તો પછી મારાથી અહીં નહીં રહેવાય" કયસે લયલાને કહ્યું.

સાહેલી ઉઠી અને લયલાને પૂછયા વગરજ ચાલતી થઇ. એકાંત થતાં કયસે કહ્યું "લયલા ખુદા વાસ્તે જરાતો મજનું ઉપર દયા કરો."

"મારી ઉપર દયા કરી, મજનુંએ મને બદનામ કરવાનું મૂકી દેવું જોઇએ." લયલાએ કહેવા માંડયું "કયસ હું ખરેજ કહું છું કે મારા જેવું દુઃખ ખુદા દુશ્મનને પણ ન આપે. રડવાનીએ મને જગા મળતી નથી કે નથી મળતો વખત જેને ગળે મને બાંધવામાં આવી છે. તેની વાતો કટારીના ઘા જેવી છે. મારૂંજ હૃદય છે જે બધું સહન કરે છે ને શબ્દે કહેતું નથી. મારા સલામ સાથે મજનુંને કહેજો કે ઇન્સાન બની ઘરમાં રહે, ખુદા બધાં સારાંવાનાં કરશે. અમારી ધીરજનું ફળ મીઠું આવશે. આ દુનિયામાં નહી તો ખુદાના દરબારમાં તેની લ્હાણુ મળશે." એટલામાં બીજી છોકરી આવી ગઇ, ખાવાનું કયસની આગળ મૂકતાં તેણી બોલી "હયો ખુદા હાફિઝ" બન્ને બાળાઓ ઉઠી અને ચાલી ગઈ.રો કયસ હયરાન થઇ તેમની પુંઠ તાકવા લાગ્યો.

કયસે તે ભોજનની વસ્તુઓ બાંધી વાદીએ નજદનો રસ્તો લીધો. બીજા દિવસે મજનુંને મલ્યો અને લયલાનું પયગામ શબ્દે શબ્દ કહી સંભળાવ્યું. તે એક ક્ષણ પણ નહીં થોભતાં મદીના તૈયબા તરફ ચાલી નીકળ્યો. હજને દિવસો વીતી ગયા હતાં અને તે જાણતો હતો કે હવે ઇમામ હુસયન (રદી.) મક્કા શરીફથી રવાના થઇ મદીના મુનવ્વરા પહોંચી ગયા હશે.



# પ્રકરણ બાવીસમું.

## મદીના તૈયબા.

મજનુંથી છુટા પડયા પછી રેતાળરણ અને બાવળનાં જંગલો ચીરતો ફેરલા પડેલા આજારી પગે અને ફાટેલાં વસ્ત્રે, ત્રીજી સવારે કયસ એક અરબ કબીલામાં પહોંચ્યો. અરબોના રિવાજ પ્રમાણે અજાણ્યા મુસાફરને હરખભર્યો આવકાર આપ્યો, પરંતુ તેનું નામ જાણતાં તેમના હરખનો પાર રહ્યો નહી. આખી રાત તેની વિદ્વતાભરી કવિતાઓ સાંભળી તેની દયામણી સ્થિતિ ઉપર અફસોસ કર્યો. સવારે કબીલાના સરદારે કહ્યું "પગદલ જશો તો મારા ધારવા પ્રમાણે આ ઝિન્દગાનીમાંતો તમો મદીના શરીફ પહોંચો એમ નથી."

કયસે જવાબ આપ્યો "મને સવારીની જરૂર નથી, હવાનાં વંટો ળીઆં મને ખભે બેસાડી લઇ જશે. વ્હેતી રેતી મને એવી લઇ જશે જેવી રીતે પૂરનાં પાણી હોડીને લઇ જાય છે."

"ફકત વાતોથી કંઇ દુઃખ નથી ટળતાં" સરદારે કહ્યું "હું એક સારો ઉંટ તમને આપું છું. તમે સુખે અને જલદી મદીના શરીફ પહોંચી જશો.

સરદારે દસ બાર દિવસના દાણા પાણી સાથે ઉંટ હાજર કર્યો. કયસ ઉંટ પર સવાર થયો અને કબીલાના લોકોને સલામ કરી મદીના તરફ ચાલ્યો. કબીલાવાળાએ રસ્તો બતાવેલો હોવાથી કોઇ પણ ઠેકાણે નહીં થોભતાં કે ઉતરતાં તેણે ચાલવા માંડયું હતું. બાર દિવસનો રસ્તો છ દિવસમાં પુરો કરી સાતમે દિવસે કયસ મદીના તૈયબા પાસે જઇ પહોંચ્યો. તે મન સાથે તર્ક બાંધવા લાગ્યો કે મદીના હવે પાસે છે. ઇમામ હુસયનને મળીશ, તેમના પવિત્ર હાથ ચુમીશ, હરમ શરીફમાં દુઆ માગીશ, અને વ્હાલા ઇમામને અર્ઝ કરીશ અને તેમના પ્રતાપે નિરાશ થયેલી આશાઓમાં સફળતા પ્રાપ્ત કરીશ. સામેથી તેણે સાંઢણી સવાર આવતો જોયો. સવારે પાસે આવી કયસને સલામ કરી કયસની પાસે આવી ઉંટને જોવા લાગ્યો. તેણે કહ્યું "ભાઇ તમે ઉંટને વેચશો?"

કયસે કહ્યું "ઉંટ વેચવાનો તો નથી, પણ જો તમને પસંદ હોય
લ્યો." કયસ ઉંટ પરથી કુદીને ચાલતો થયો. સવાર હેરત પામ્યો તેણે
તેને બોલાવી કહયું એક બીજી અર્જ છે જો કબુલ કરો તો કહું.
કહયું તમે કહો મારે કબુલ છે. તેણે મદીનાના એક મુહલ્લામાં
બીજા દિવસે મળી ૫૦૦ દીનાર લેવા જણાવ્યું. કયસે તે લેવા
પાડી, પણ વચને બંધાએલો હોવાથી તેને મળવાની કબુલાત આપી
તો થયો. સવાર અમયબીમાં કયસની ઉદારતાનાં વખાણ કરતો ચાલ્યો.
સહવારે કયસ મદીનામાં દાખલ થયો અને બામદાદની નમાઝ તેણે
જદે નબવીમાં અદા કરી, તે જોઇ રહયો હતો કે સામેથી હસનેન બંધુ-
(ર.) આવતા જણાયા. બે અખત્યાર દોડી તેમના હાથ ચુમ્યા અને
ને કહેવા માંડયું.

"યા ઇમામ! આ નિરાધાર સેવકની ખબર લ્યો. તમારા દુઃખી
કને જીવલેણ સંકટથી ઉગારો."

ઇમામ હુસયન—કોણ? કયસ બિન ઝુરીહ! અફસોસ! તમે લુબ-
ા પ્રેમની કશીએ કદર ન કરી, તેણીને તલાક આપી બીજી સાથે
ાહ કર્યો. છતાં તેને ઇશ્કને નામે બદનામ કરવા માંડી. તમને કતલ
ાની બની કાઅબને છુટ આપવામાં ખલીફા અમીર માવિયાએ ઝરાએ
ા કરી નથી.

રડતાં અને માથું અફાળતાં કયસે કહેવાનું ચાલું રાખ્યું "યા
ામ! હું બેશક નાલાયક હતો અને મૂર્ખ છું, ગુન્હેગાર હતો અને
પરાધી છું, પરંતુ એ બધું મેં ઇરાદા પુર્વક તો નથીજ કર્યું. કયસે
પછી અથ ઇતિ, મદીના છોડયાથી અત્યાર સુધીની બધી હકીકત કહી
ભળાવી. બન્ને ઇમામો ઉપર ઉંડી અસર થઈ. ઇમામે ફરમાવ્યું
અલબત તમારા કહેવા પ્રમાણે નિરપરાધી છો છતાં, ખિલાફતના નિર્ણય
મે તમને કોણ રક્ષણ આપી શકે છે. નામ સાંભળતાંજ મરવાન કતલ
શે અથવા બની કાઅબને હવાલે કરશે."

"મારી ઇચ્છા પણ એજ છે" કયસે જવાબ આપ્યો "હવે તો
આ ઝિન્દગીથી પણ કંટાળી ગયો છું." અહીં સુધીજ કયસ કહેવા
યો હતો કે મદીનાનો ગવર્નર મરવાન બિન હકમ ઇમામોની પાસે
વ્યો. તેણે જાણ્યું કે કયસ બિન ઝુરીહ તેની સામે ઉભો છે, કયસને

કયદ કરવા ગુલામને હુકમ કર્યો. ગુલામો કયસને પકડે તે પહેલાં ઇમામ હુસયને કયસનો હાથ પકડી કહ્યું "તે અમારા આશ્રામાં છે."

મરવાને ઇમામ હુસયનને સમજાવતાં કહેવા માંડયું "તે ખિલાફતની રાજ્ય સત્તા અને બની કાઅબનો અપરાધી છે. અપરાધીને પકડી બની કાઅબ પાસે મોકલવાની મારી ફર્જ છે.

**ઇમામ હુસયને** મરવાનને સમજાવ્યો કે તેને હાઝિર રાખવાની જોખમદારી મારે માથે લઉં છું અને બની કાઅબના કબીલામાં લઇ જવાનું પણ હું માથે લઉં છું."

મરવાન ઇમામોની વાત સાંભળી ચાલ્યો ગયો. કયસે બીજી વખત ઇમામોનો ઉપકાર માન્યો અને હાથ જોડી અર્જ કરી "યા ઇમામ! મને કતલ થવા દો, અને મને કતલથી બચાવવાની ઇચ્છા હોય ત્યાં મારા અંતરની વ્યાધિ મટાડવાનો ઉપાય કરો."

ઇમામ હુસયન કયસને દિલાસો આપી સાથે લઇ ગયા અને સખ્ત તાકીદ આપી સમજાવ્યું કે ઘરની બહાર નીકળતા નહીં, એવું ન થાય કે સરકારી અમલદારો પકડી સજા કરે. અને તે પછી અમારાથી કંઇ પણ થઇ શકશે નહિં."

"યા ઇમામ" કયસે કહ્યું "કયદીની સ્થિતિમાં હું ઘરમાં ભરાઇ રહું એ બનવું તો મુશ્કિલજ છે. મારે બહાર તો નીકળવુંજ પડશે, પણ ઇમામની પનાહમાં આવેલાને કોઇ વાંકી નઝરે જુએ એવું હું નથી માનતો.

**ઇમામ હુસયને** પૂછ્યું "તમારી લુબનાનો નિકાહ ખાલિદ અતફાની સાથે થયો છે?"

"જી, હા!" કયસે જવાબ આપ્યો "પરંતુ ખુદા જાણે છે કૂ લુબના રાઝી નથી."

"વારૂ" **ઇમામ હુસયને** કહ્યું "ખાઇને તમે બેફિકર સુઇ રહો."

"ઊંઘ તો આ આંખોએ હરામ કરી છે." કયસે કહ્યું "પરંતુ તમારો હુકમ બજાવી લાવવા સુઇ રહીશ."

બન્ને ઇમામોએ કયસને પોતાની સાથે ખવાડયું અને ઓરડામાં

સુવાડી બહાર નીકળ્યા અને ખાલિદ પાસે ગયા. ખાલિદ ઇમામોને પોતાને ત્યાં આવતા જોઇ સામે આવી આવકાર આપ્યો. તેણે હાથ જોડી અર્જ કરી.

"આપનાં પવિત્ર પગલાંએ મને ભાગ્યશાળી બનાવ્યો અને મારી આબરૂમાં વધારો કર્યો. તમો નામદારે ઉઠાવેલી મહેનતના બદલામાં મારે કંઇ-સેવા બજાવી સંતોષ મેળવવો."

**ઇમામ હુસયન**—"અમે બન્ને ભાઇ, તમારી સાથે સંબંધ રાખતા એક ખાસ અને અગત્યના કામ માટે આવ્યા છીએ."

"મારા સંબંધી?" ખાલિદે કહ્યું "તમારા હુકમને તાબે થવાની મારી ફરજ છે. મારાથી ના પડાયજ શી રીતે?"

**ઇમામ હુસયન**—"તો શું તમે અમારા ભાઇની ઇચ્છા પૂરી કરવાનું વચન આપો છો?"

"અલબત હું વચન આપું છું" ખાલિદે કહ્યું "જો મારા અધિકારમાં હોય તો હુ તે પૂરૂંજ કરીશ."

**ઇમામ હુસન**—"હા, તમારા કબ્જાની વાત છે."

"હું વચન આપું છુ." ખાલિદે જવાબ આપ્યો "તમે કહેશો તે પ્રમાણે કરીશ પણ તે કામ શું છે,એ તો બતાવો."

**ઇમામ હુસન**—"જાણ્યા પહેલાંજ તમે વચન તો આપીજ ચુક્યા છો. એટલે તમારે કર્યા વગર તો આરોજ નથી. છતાં અત્યારે તો કહેવાનો નથી, અસર પછી તેને સાથે લઇ હું તમારી પાસે આવીશ ત્યારે બતાવીશ."

"ત્યારે હું આપની વાટ જોઇશ" ખાલિદે અર્જ કરી "એવું ન બને કે તમે ન પધારો અને કમનસીબી ઉપર મારે અફસોસ કરવો પડે."

**ઇમામ હુસન**—"અમે બન્ને ભાઇ આવીશું."

"એક દિવસમાં બે વખત પયગમ્બર સાહબના સુપુત્રો મારે ત્યાં પધારે એવી મારી તકદીર ક્યાં હતી!"

બન્ને ઇમામ ઘેર ગયા અને ખાલિદ વિચારમાં પડયો કે બન્ને ઇમામો સાથે મારે ઘેર આવ્યા અને મારી પાસેથી કશું કામ લેવાની

ઇચ્છા બતાવી. એવું કયું કામ હશે જે માટે તે પવિત્ર મહાત્માઓને ચાલીને મારે ત્યાં આવવું પડયું. તે કશુંએ કળી શકતો નહોતો.

ઝોહરના વખત સુધી કયસ બિછાણામાં પડયો રહયો. પરંતુ ઊંઘ આવી નહીં. ઉંઘ તેની કિસ્મતમાંજ નહોતી. બેઠાં બેઠાં ઉંઘ લેનાર માણુસ યાદ આવ્યો. તેને ખ્યાલ આવતા ઉઠીને વુઝુ કર્યું. અને નમાઝ પઢી. ઘરમાંથી નીકળી તેનું ઠેકાણું પૂછતો ચાલ્યો. થોડીક વારમાં તેને ત્યાં પહોંચ્યો. દરવાઝા ઉપર દસ્તક દીધી. દરવાઝો ઉઘડયો અને ઊંઘ લેનારો માણુસ બહાર આવ્યો. અદબ સાથે હાથ મેળવી માન સહિત ઘરમાં લઇ જઇ બેસાડયો. ઉત્તમ વાનીઓ અગાઉથી બનાવી રાખી હતી તે પીરસી ખાવા માટે આગ્રહ કર્યો.

"હું જો કે ભૂખ્યો નથી છતાં થોડુંક ખાઇ હાથ ધોઇ ઉઠયો. તે માણુસે ખાધા પછી ૫૦૦ દિરમ તેની આગળ મૂકતાં કહયું "તમારી સાથે કરાર હતો તેનો સ્વિકાર કરો."

"અને તમારા નાણાની કશીએ ઝરૂર નથી" કયસે આગ્રહપુરક કહયું.

"હું જાણું છું કે તમને ઝરૂર નથી" તે માણુસે કહેવા માંડયું "પરંતુ મારા સભ્ભી પરોણાને તે રકમ આપવાની મારી ફર્ઝ છે અને તે સ્વિકારવા તમે બંધાએલા છો.'

"અલબત, મારા વચન પ્રમાણે લેવી જોઇએ અને હું તે કબુલ કરૂં છું." કયસે વાત પુરી કરી દિરમ હાથમાં લીધા. કોઇ દરવાજા ઉપર દસ્તક દીધી એટલે તે માણુસ દરવાઝા તરફ જવા ઉઠયો. કયસે પણ રઝા માગી અને ઉભો થયો.

"તમે થોડીક વાર થોભો" તે માણુસે કહયું "મારે તમને ઘણું પૂછવાનું છે." તે બહાર ગયો અને તરત પાછો ફરી બોલ્યો. બે ઘડી બેસો હું આવું છું. આપણા ગવર્નર મરવાન બિન હકમે મને બોલાવ્યો છે. જો ત્યાં જતાં વાર થશે તો અર્થ વગર ગુસ્સે થશે. વ્હાલા ભાઇ આ એક હાઝિરી માટે મને માફ કરજો. ગવર્નર વગર કોઇ બીજાએ બોલાવ્યો હોત તો હું કદી જતો નહીં. તમારી સાથે મન ભરીને વાતો કર્યા વગર તમાસ જેવા ઉદાર ભાઇને મૂકવાનું મને ઝરાએ ગમતું નથી. એટલે મારા આવતાં સુધી તમે કયાંએ ન જતાં અહીંજ રહેજો."

"ઠીક, ત્યારે હું તમારી વાટ જોઇશ" કયસ બેઠો. તે પુરૂષે લોંડીને બોલાવી કહયું "નસીમા મારો મહેમાન બેઠો છે. મારા આવતાં તેને કશી તકલીફ થવી જોઇએ નહીં." તે ગયો. થોડી વારે નસીમાએ આવી કહ્યું કોઇ વસ્તુ જોઇતી હોય તો કહેજો." કયસે તેણીને જવાબ આપ્યો "મને કોઈ ચીઝની ઝરૂર નથી. તમારા વાલી આવતાં સુધી હું સુખે બેઠો રહીશ. તમે કશી ચિંતા કરશો નહીં.

નસીમા કયસ પાસે બેસી વાતો કરવા લાગી. થોડીક વાર પછી ઘર ધણિયાણી બુરખો પહેરી બહાર આવી અને નસીમાને કહેવા લાગી. "નસીમા તું કેવી રેઢીઆળ છે. ઘરનાં બધાં કામ પડતાં મૂકી અહીંઆં આવી વાતોમાં ગુંથાઇ ગઇ. ઉઠ ઘરમાં જા?" તેણી પાસે બેઠેલા કયસને જોઇ અજાયબી પામી. નસીમાને પાસે બોલાવી કહયું "એમને પૂછ કે તમે હાલથી બેહાલ કેમ છો? તમારો રંગ પીળો કેમ પડી ગયો છે?" નસીમાએ એવોજ સવાલ કર્યો. કયસે લાંબો નિસાસો નાંખ્યો અને કહયું "પોતાનાં વ્હાલાથી વિખુટા પડેલાની એવી સ્થિતિ થાય." નસીમાને કહ્યું તેમનો હેવાલ તો પૂછો. નસીમાના પૂછવાથી કયસે પોતાની સ્થિતિ, માશુકા ની બેદરકારી અને નિર્દયતા, પોતાની દુઃખભરી બધી હકીકત કહી સંભળાવી. બધી હકીકત સાંભળ્યા પછી ઘર ધણિયાણીએ બુરખાને પરદો મ્હોં ઉપરથી હટાવ્યો. તરતજ તેની જમીએ કયસ ઉપર જાદુ કર્યું. તે હયરતમાં પડયો. આંખ અને શરીર શ્વાસની ગતી અટકી ગઇ. બન્ને બેભાન પુતળા જેવાં હતાં. થોડીક વાર સુધી આવીજ સ્થિતિ ચાલુ રહી. છેવટ કયસે શાંતીનો ભંગ કર્યો. તેણે પૂછયું "આહ! લુબના! તું અહીં કયાંથી? હું કયાં છું! શું સ્વપ્નું છે?" એકદમ ઉઠયો. તેને ગભરામણ થઇ અને ઘરની બહાર નીકળવા નાઠો. દરવાઝાની બહાર નીકળે તે પહેલાં ઘર ધણીએ દરવાઝામાં પગ મૂકયો. તેણે પૂછયું "કેમ ભાઇ કયાં જાઓ છો?"

"અલબત, મને વાર થઇ" તે માણસે કહયું "તમને કોઇ જરૂરી કામ હશે. પણ આવો બે વાતો કરી ચાલ્યા જજો." તે માણસે કયસને ઝોરાવરી ઘરમાં લાવી બેસાડયો. કયસ અને પુરૂષને સાથે જોઇ બુરખાવાળી બાનુએ કડકી કહયું "આ તમે શું ગઝબ કરો છો?"

"ગઝબ!" તે પુરૂષે કહયું "વળી ગઝબ કેવો?"

"તમે જાણો છો કે એ કોણ છે!" ખાતુને પુછ્યું.

"હું નથી જાણતો" તે પુરૂષે કહ્યું "કાલે રસ્તામાં મલ્યા હતા મને તે વખતે ઉદારતા બતાવી મને ઉંટ આપવામાં તેણે બતાવેલી ઉદા-નો બદલો મારાથી અપાય તેમ નથી. તેમની ઉદારતા એ મારા મન પર કાબુ કર્યો છે; તેથીજ આજે ઘેર બોલાવી થોડો ઘણો ઉપકાર માનું া ગેર વ્યાજબી નહીં કહેવાય."

"અફ્સોસ!" ખાતુને કહ્યું "તમે નથી જાણતા કે તે કયસ મેન ઝુરીહ છે."

"કયસ બિન ઝુરીહ ઉઝરી!!" છેલ્લા શબ્દો સાથે તે દિગ્મુઢ વો બન્યો. હયરત, અજાયબી અને ભય સાથે તે કયસ તરફ ટીકી ટીકીને તો રહ્યો. બધા ચુપ હતા. લાંબી શાંતિને તે પુરૂષના અવાજે તોડી. બોલ્યો. "કયસ બિન ઝુરીહ ઉઝરી અને તમે? હું અને તમારો ભારી? તમે અને મારૂં ઘર? તમને અને હું બોલાવીને ઘરમાં લાવું! મને અને હું પરોણો રાખું?" તે પુરૂષ તદન ચુપ રહ્યો. થોડી વાર છી તે કયસને સંબોધી બોલ્યો. સારૂં, બેસો. ખુદાની સોગન ખાઇને હું છું કે તમે કોણ છો એ હું જાણતોજ નહોતો!"

"મને પણ હવે બતાવો કે તમે કોણ છો?" કયસે જાણવા માગ્યું.

"હજી પણ નથી સમજી શક્યા?" તે માણસે કહ્યું. "લુબનાનો જે ધણી ખાલીદ ગતફાની છું. હવે તો સમજ્યા!"

"ત્યારે વિચાર શું કરો છો?" કયસે કહેવા માંડયું મને પકડી રવાન પાસે લઇ ચાલો. પછી સદા માટે બે ફીકર થઇ જશો"

"હા, હું એમજ કરવાનો હતો," ખાલિદે દિલગીરી સાથે કહેવા ડયું, "અત્યારે ગવર્નર મરવાને મને એટલાજ માટે બોલાવ્યો હતો. ણે મને કહ્યું હતું કે કયસ બિન ઝુરીહ ઉઝરી મદીનામાં આવી ગયો . તેને પકડી બની કાઅબ તરફ મોકલાવી દેવો. મેં તેમ કરવાની કબુ-ત પણ આપી છે. પરંતુ હું કરૂં શું? ઉપકાર બેડીઓમાં તમે મારા ા પગ જકડી લીધા છે. હું નહોતો જાણતો કે જેનો જીવ લેવાનું વચન પ્યું છું તેનેજ અમાન આપી મારા ઘરમાં બેસાડી આવ્યો છું." ખાલિદ

હવે આપે ઊઠી સામે ઉભેલી લુબના પાસે જઇ બોલ્યો, "લુબના! તું મને સાચે સાચું કહેજે, ખુદાને અને પયગમ્બર (સ૦) સાહેબને વચ્ચે મુકી જવાબ આપજે, તું મારી પાસે રહેવાનું પસંદ કરે છે કે કયસ પાસે!" લુબના કશો પણ જવાબ નહિં આપતાં મુંઠ ફેરવી ઝનાનખાનામાં ચાલી ગઇ. ખાલિદ કંઇ સમજી સક્યો નહીં. તે પણ ઝનાનામાં ગયો અને લુબનાને ફરી પૂછ્યું "લુબના! તું મારી સ્ત્રી છે, છતાં, સદા મારાથી જુદી રહે છે, મને તારી પાસે બેસવાનો પણ હુકમ નથી. આપણા જેવો ગૃહસંસાર ભાગ્યેજ કોઇનો હશે. જુદાઈ અને અણૈકનો આપણા જેવો દાખલો અરબસ્તાનમાં શોધ્યો જડતો નથી. જુદાઇમાં સદા તારી તરફથી જુદાં જુદાં કારણો બતાવવામાં આવતાં રહયાં. તેં એમ પણ કહયું હતું કે કયસની વર્તણુંક પછી દુનિયાના પુરૂષો ઉપરથી તારો વિશ્વાસ ઉઠી ગયો છે, તેથી તું કોઈની થઇને રહેવા માગતી નહોતી. આજ સુધી તારી વાત હું ખરી માનતો હતો પરંતુ અત્યારે હું શંકાઓ વચ્ચે ઘેરાએલો છું. ખુદા અને પયગમ્બર (સ૦)ને વચ્ચે નાંખી, તારા દીન ઇમાનથી પૂછું કે લુબના! તું મને વધારે પસંદ કરે છે કે કયસને!"

"ખાલિદ મને સોગન ન ખવાડો" લુબનાએ આંખોમાં આંસુ લાવી કહયું "તમારા સવાલનો જવાબ આપવાની મને ફરજ પાડો નહીં. ખુદાનો હુકમ છે કે 'હે, તે લોકો, જેઓ ઈમાન લાવ્યા છે એવી વાતો ન પૂછો જે કદાચ ઝાહિર થાય તો તમને માઠું લાગે' તેથીજ ખાલિદ ખુદા વાસ્તે મને એવી વાતો પૂછો નહીં.

"નહી, નહી" ખાલિદે ઝિદ ઝાલી દબાણ કરવા માંડયું "હું સાફ ચોકખું કર્યાં વગર રહેવાનો નથી, અને વચન આપું છું કે શુદ્ધ મને તું સાચે સાચું કહીશ તો મને જરાએ માઠું લાગશે:નહીં."

"જ્યારે તમે ફરજ પાડો છો તો સાંભળો" લુબના ટટાર થઇ આંસુ લુછી બોલવા લાગી "મારૂં આ શરીર તમારૂં છે અને હું તમારી છું, કારણકે ખુદાએ મને તમારી બનાવી છે. હું વચન આપુ છું કે તમે મને કદી પણ ચીલેથી ઉતરેલી જોશો નહી. કદી તમારો હુકમ અથવા તમારી તાબેદારીમાં પાછળ પડતી અનુભવશો નહીં, તમો મારા

અને મારી ઝિન્દગીના માલીક છો અને શરીઅતે તેની ઉપર તમને સ્વતંત્ર અધિકાર આપ્યો છે. પરંતુ અંતઃકરણ! હાય! અંતઃકરણ!! મારા કબજામાં નથી. તે મારા વશમાં નથી અને કયસ તરફજ તણાતું જાય છે. હું જાણું છું કે કયસે દગો કર્યો છે, બેઆબરૂ સાથે તજી દીધી છે, અને તેં પછી બીજી સાથે લગ્ન કર્યું છે. આટલું છતાં પણ અંતઃકરણ તેનીજ તરફ ખેંચાય છે. ખાલિદ મને માફ કરજો, મારૂં અંતઃકરણ તમારૂં અપરાધી છે. પણ લાચાર છું, પરવંશ છું, તે મારા કબજામાં નથી.

"મને પ્રથમથી જ શંકા તો હતીજ" ખાલિદે કહયું 'પણ આજે તે જણાઇ ગયું'"

હાથ જોડી ઘુંટણીએ પડતાં લુબનાએ કહેવા માંડયું "ખાલિદ, ઓ દયાળુ ખાલિદ! તે મારો એક છૂપો ભેદ છે, અત્યાર અગાઉ આ ભેદ કોઇએ જાણ્યો નથી. ખુદા, પયગમ્બર (સ૦) અને ઇમાનને વચ્ચે નાંખી તમે તે સાંભળ્યો છે તેવીજ રીતે તેમને વચ્ચે મૂકી હું તમારી પ્રાર્થના કરૂં છું કે મારા આ ભેદને ખુલ્લો પાડતા નહીં. મારી અમાનત મારી માફકજ જાળવી રાખજો."

"નહીં, લુબના! બેફિકર રહેજે" ખાલિદે શાંતપણે કહયું "જેવો તેં છુપાવ્યો તેવીજ રીતે છુપાવવા હું બનતું કરીશ. તું ભલે કહે પણ ખાલિદની જીભ તે કદી કહેશે નહીં."

ખાલિદ બાહર આવી કયસની સામે બેઠો. બંને જડવત પુતળા હતા, કોઇની જીભ ઉપડતી નહોતી. ઉદાસ હતા અને એકના કપાળ ઉપર બીજાની આંખો ચોંટેલી હતી. આ શાંતિનો ભંગ દરવાજાના ખખડાટે કર્યો. ખાલિદે ઉઠી દરવાજો ઉઘાડયો. તેણે જોયું કે કરાર પ્રમાણે ઇમામ હુસન (૨૦) અને ઇમામ હુસયન (૨૦) બન્ને ભાઇ આવ્યા છે. ઇમામ હુસયને ખાલિદને કહયું "ખાલિદ માફ કરજો અમારો ભાઈ ફરવા ગયો છે તે હજી સુધી આવ્યો નહીં તેથી અમે મોડા આવ્યા. તમને વ્યર્થ આટલો વખત વાટ જોવી પડી. તે તો નથી આવ્યો પણ આપેલું વચન પાળવા અમે આવ્યા છીએ."

બન્ને ઇમામોના હાથ ચુમી ખાલિદે અરજ કરી "તમે મારે ત્યાં

આવ્યા એથી મારી ઇજ્જતમાં મોટો વધારો થયો છે. ઘરમાં આવ્યા અગાઉજ જો હુકમ ફરમાવેતો હું બજાવી લાવવા તૈયાર છું."

**ઇમામ હુસન**—તમે જોકે કબુલાત આપી છે, છતાં અમે ફરજ તો નથીજ પાડતા. તમે સ્વતંત્ર છો, જો અમારી માગણી ન રૂચે અને તમે ના પાડશો તો અમને માઠું લાગવાનું નથી."

"પણ નામદાર, મારે જાણવું તો જોઇએ." ખાલિદે જાણવા માંગ્યું.

**ઇમામ હુસન**—"અમે એમ કહેવા માગીએ છીએ કે જો તમારી ઇચ્છા હોય અને બની શકતું હોય તો, લુબનાને તલાક આપી છુટી કરો!"

"બસ આટલુંજ કામ" ખાલિદે નમ્રતાઇથી કહ્યું.

**ઇમામ હુસન**—"બસ એટલુંજ કામ છે."

"એક સ્ત્રી તો શું" ખાલિદે કહેવા માંડયું "જો સો સ્ત્રીઓ હોય તો પણ તમારી માગણી ઉપર કુરબાન છે. તમો નામવરોની સાક્ષીમાં તેણીને ત્રણ તલાક આપું છું" તેણે શરીઅતના નિયમ પ્રમાણે છેલ્લી હદની "બાયન" તલાક આપી. ઇમામ હુસને રાઝી થઇ ઉપકાર માનતાં જણાવ્યું "ત્યારે મારી એક બીજી માગણીએ કબુલ કરશો."

"પ્રથમજ અરઝ કરી ગયો છું કે તમો જે કહેશો તે મને કબુલ છે" ખાલિદે કહ્યું.

**ઇમામ હુસન**—"ત્યારે તેના બદલામાં મારી તરફથી એક લાખ દિરહમ કબુલ કરો. તે હું મારી ખાનગી મીલકતમાંથી આપીશ."

"રૂપીઆ લેવા મન તો નથી થતું" ખાલિદે કહ્યું "પરંતુ આપને વચન આપ્યું છે એટલે ના પડાય નહીં." ખાલિદે હાથ જોડી અદબ સાથે ફરી કહ્યું "યા ઇમામ આપના કહેવાથી લુબનાને હું તલાક આપી ચુકયો, છતાં મારે કહેવું જોઇએ તેણી તમારા કામની નથી. તેણે પોતાના અંતઃકરણ કોઇ બીજાનેજ સ્થાન આપેલું છે."

**ઇમામ હુસને** હસીને કહ્યું "તમે એમ સમજતા જણાઓ છો તમારી પાસે તલાક અપાવી હું નિકાહ [illegible] માગું છું. અસ્તગ ફિરુલ્લાહ! એ અશક્ય છે. મારો એક ભાઇ છે અને તે તેણી ઉપર દીવાનો બન્યો છે."

"યા ઇમામ!" ખાલિદે કહ્યું "તેણી તેના કામની પણ નથી. પણ સાહેબ ઘરમાં તો પધારો." બન્ને ઇમામો ખાલિદની પાછળ ઘરમાં આવ્યા. તેઓએ અપાર અજાયબી અને હેરત વચ્ચે કયસને ખાલિદના ઘરમાં બેઠેલો જોઇ ચમકી પડયા. બંને ઇમામો અચાનક બોલી ઉઠયા, "હેં! તમે અહીંઆ ક્યાંથી!!"

"જી નામવર!" કયસે જવાબ આપ્યો "એ પણ કિસ્મતનો ચક્કર છે."

ઇમામ હુસને ખાલિદને ઓળખાણ કરાવતાં કહ્યું "આજ અમારા દુધ ભાઇ છે. તેમના લીધેજ અમે તમારો એહસાન લીધો છે."

"તે પવિત્રાત્મા આ છે!" ખાલિદે કહ્યું "ત્યારે તો મેં જે કહ્યું હતું તે બધું વ્યર્થ છે. દુનિયામાં લુબના, આ પુરૂષ સિવાય બીજા કોઇને ચાહતી નથી."

ઇમામ હુસને કયસને કહ્યું "ખાલિદનો ઉપકાર માનો તેણે લુબનાને તલાક આપી છુટી કરી છે. તમને ઉભયમાં નિકાહ કરવાનો અધિકાર છે."

કયસે ઉભા થઇ ઇમામો અને ખાલિદના હાથને ચુમી, ખાલિદનો અજાણપણે જીતેલો પ્રેમ અને અજાણાવસ્થામાં બંધાએલી મિત્રતા અને થયેલી પરોણાગતનો એહવાલ કહી સંભળાવ્યો. ઇમામો તે સાંભળી ભારે હરખાયા. ખાલિદે અરજ કરી "યા ઇમામ મારી એવી ઇચ્છા છે કે મારે ત્યાંજ ખાલિદ અને લુબનાના નિકાહ બાંધવામાં આવે.

ઇમામ હુસન—"તે કેમ બને, હજી ઇદ્દતના દિવસો બાકી છે, વળી નિકાહ માટે બની કઅબના અકાબરો અને લુબનાના પિતાની પરવાનગી પણ મેળવવાની છે."

લુબનાને હવે તમો નામદારને ત્યાં રાખવી પડશે" ખાલિદે અરજ કરી "હવે એક ઘડી પણ હું તેણીને મારે ત્યાં રાખી શકતો નથી." ઇમામોએ ખાલિદની વાત પસંદ કરી અને નસીમા સાથે લુબનાને મોકલાવી આપવા કહી, કયસને સાથે લઇ ઘેર આવ્યા.

આ બનાવના બીજા દિવસે ઇમામ હુસને એક [illegible]

આસિદને મોકલાવી આપ્યા. તેજ દિવસે બની કાઅબના સરદાર ક્રુબાઅને મદીના તેબા બોલાવવા કાગળ લખ્યો. મદીના દોઢ મહીનામાં બની કાઅબના અકાબરો આવી જવાની વકી હતી અને તે અરસામાં કયસના નિકાહ થઇ જવાની આશા હતી. પરંતુ દોઢેક મહીના પછી એક સવારે કયસ બહાર ફરવા ગયો, અને સાંજ સુધી પાછો ફર્યો નહીં. ઘણીએ તપાસ કરાવ્યા છતાં પત્તો મળ્યો નહીં. ઇમામ હસનને અજાયબી સાથે દુઃખ થયું. લુબનાની સ્થિતિ ઘણી દયાજનક હતી. તેણી રાત દિવસ રડી રડી અરજ કરતી "દીવાનાપણુના ઉછાળામાં કોણ જાણે કયાં ગયો હશે, અફસોસ! મારૂં ભવિષ્ય સદા પીડતુંજ રહેશે!"

ઇમામો તેણીને દિલાસો આપતા અને કહેતા, "ગભરા નહીં! જ્યાં પણ જશે ત્યાંથી અમે શોધી કઢાવશું. પ્રથમ તમારા પિતા સાથે ફડચો થવો જોઇએ."



# પ્રકરણ ત્રેવીસમું.

## શામની દરબાર.

કયસ ઇમામના ઘરથી નીકળી ફરતો ફરતો મદીનાની એક સુની શેરીમાં ગયો. ત્યાં કેટલાક શીધી ગુલામોએ પકડી તેને મરવાન પાસે ઉભો કર્યો. મરવાને કયસને જોઇ કહ્યું તે દિવસે તું છટકી ગયો હતો પણ હવે બચી શકે તેમ નથી.

"યા અમીર" કયસે કહ્યું "તમારા હુકમને તાબે થવા સામે મારો તો કશો વાંધો નહોતો, મદીના તૈયબામાં હું તો એટલાજ માટે આવ્યો હતો કે તમારી પાસે આવું અને અરઝ કરૂં કે રાજ્ય સત્તાનો અપરાધી હાજર છે, મરજીમાં આવે તે સજા કરો"

"હું હવે માત્ર એટલુંજ કરી શકું છું" ગવર્નર મરવાને કહેવા માંડયું "પણ ખલીફતુલ મુસ્લેમીન મઆવીઆ બિન અબી સુફીયાનને અધીકાર છે કે જે યોગ્ય લાગે તે તમારા સંબંધમાં હુકમ આપે. તેમના હુકમ વગર મારાથી તમને હવે છોડી શકાય નહીં."

"જેવી તમારી ઇચ્છા" કયસે મરવાનને શરણ થતાં કહ્યું. મરવાને લશકરી અમલદારને બોલાવી, કયસને અમીર માવીઆના દરબારમાં લઇ જવા હુકમ કર્યો. તેણે કહ્યું અમીરને સમજાવજો કે અરબસ્તાનમાં આશકીના નામે પ્રખ્યાત થએલો કયસ બિન મુરીહ ઉઝરી, રાજ્યનો અપરાધી છે. તેના સંબંધમાં કતલ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. મદીનામાંથી ચુપચાપ તેને લઇ જાજો. જો બની હાશમને ખબર પડશે તો તેને છોડવી જશે. પાછલી રાત્રે લશકરી પહેરા તળે કયસને લઇ તે અમલદાર શામ તરફ ઉપડી ગયો.

થોડા દિવસમાં કેદી દમિશક પહોંચી ગયો અને સખત પહેરા તળે તેને અમીરૂલ મુસ્લેમીનના [illegible] ભર્યા દરબારમાં ઉભો કરવામાં આવ્યો. દરબારની ધુમધામ અને દોરદમામ જોઇ કયસ હેરત પામ્યો. આ [illegible] મુદતમાં અરબ ખલીફાએ મેળવેલી જાહોજલાલી કોઇ પણ અરબને

અંજાવી દેવા પુરતી હતી. કયસ અરબસ્તાનના જંગલોથી બહાર નીકળ્યો નહોતો દમાસકસની એકેક વસ્તુ જોઈ તેને ભારે અજાયબી લાગતી હતી. તે જે તરફ જોતો ત્યાંથી નઝર ઉઠાવવાનું મનજ થતું નહીં. દરબારના ચોપદારે અમીરૂલ મુમેનીનને મદીનાના અપરાધીની ખબર આપી સામે લાવવાનો હુકમ થયો, દરબારની શાન શવકત જોતાં જોતાં તખત ઉપર બેઠેલા રૂવાબદાર માણુસની આંખો સાથે તેની આંખો ટકરાઈ. કયસની આંખો શરમાઈ નીચી વળી, તે રૂવાબદાર માણુસ જો કે દેખાવમાં ઊંચો હતો છતાં, ઈન્સાફ, દયા, માફી અને કૃપાના ગુણો તેના કપાળ ઉપર સ્પષ્ટ પ્રગટી રહયા હતા. આ અમીરૂલ મુમેનીન ખલીફા માવીઆ (૨૦) હતો. ખલીફાએ પ્રથમ તે લશકરી અમલદારને પૂછયું "કયસને મદીનાના ગવર્નર મરવાન બિન હકમે મોકલ્યો છે?"

"હા, યા અમીરૂલ મુમેનીન" તે અમલદારે કહયું.

"પરંતુ મારી પાસે મોકલવાની કેમ ઝરૂર પડી? તેને બની કાઅબ પાસે મોકલવાની ઝરૂર હતી. કારણકે તે ખિલાફતનો નહી પણ બની કાઅબનો અપરાધી છે." ખલીફાએ કયસ તરફ જોઇ કહેવા માંડયું. "કયસ! બની ઉઝરા તો પ્રથમથીજ મશહુર હતા. પણ તેં ભારે ખ્યાતિ આપી છે. શું લુબના એવીજ ખુબસુરત છે? મારૂં માનવું છે કે અહીંની અજમી અને રોમન લુંડીઓ એવી ખુબસુરત અને સુંદર છે કે અરબસ્તાનમાં તેવી ઉંચામાં ઉંચા ખાનદાનમાં પણ તેની જોડ મળશે નહીં. તમે કહો તો અહીંનું સૌંદર્ય બતાવું અને જો લુબનાનો ખ્યાલ તજો તો તમે પસંદ કરો તે તમને આપું."

નિડરપણે કયસે જવાબ આપ્યો "હું અને લુબનાને તજું? આહ! દુનિયામાં એવું કયું સૌંદર્ય છે કે જે લુબનાની આગળ ટકી શકે! યા અમીરૂલ મુમેનીન! તમારી આ દવલત અને દમામ, આ રોઅબદાબ અને જાહોજલાલ, તેની એક પ્રેમાળ નઝર આગળ જવ જેટલી કીમત પણ રાખતો નથી."

"જો એમજ હોય તો ફઝારિયાની લુબના સાથે તમે કેમ પરણ્યા?" અમીરૂલ મુમેનીને પૂછયું.

"યા અમીરૂલ મુમેનીન!" કયસે કહેવા માંડયું "તે વિવાહ નહોતા,

પણ ખુદાનો એક કોપ હતો જે મારી ઉપર તુટી પડયો.” સાથેજ તેણે શરૂથી છેવટ સુધીનો બધો એહવાલ કહી સંભળાવ્યો. છેવટમાં તે બોલ્યો “યા અમીરૂલ મુમેનીન! બધા મને બે વફા કહે છે, પરંતુ આપ ન્યાયી છો ન્યાય કરો કે હું બે વફા છું કે પીડા પામેલો નિરપરાધી છું.”

“મેં તમારી શાએરીનાં વખાણ સાંભળ્યાં છે” અમીર માવીઆએ કહ્યું “તમારી શેઅરો–કવિતા સંભળાવશો!”

ખલીફાનો હુકમ થતાં અરબસ્તાનમાં ખ્યાતિ પામેલો કસીદએ એનીયા કરૂણ અને હૃદયદ્રાવક નિરાશાભર્યા સ્વરે, પુરતા જુસ્સા અને ઉત્સાહમાં કયસે ગાવા માંડયો. દરબાર ઉપર કયસના અવાજે જોઇતી અસર કરી હતી. અમીરૂલ મુમેનીન માવીઆની આંખો ચોધાર આંસુ રડતી હતી. ખલીફા મન ઉપરનો કાબુ ગુમાવી બેઠા હતો. તેને કશીએ શુદ્ધિ નહોતી કે તે કયાં છે અને કોણ છે. કસીદો પુરો થતાં ખલીફાએ આંસુ પુંછતાં કહયું “કયસ! શાબાશ, અરબસ્તાનના ઉત્તમ કવિઓમાં તારો પ્રથમ દરજ્જો છે.” વખત જોઈ કયસે અમીર માવીઆ સંબંધી ત્યાંજ ઉભાં ઉભાં એક કસીદો કહેવા માંડયો. દરબારના દરેક માણસે વખાણ કરી શાબાશી આપી. માવીઆએ પ્રસન્ન થઈ કહયું “કયસ! હવે તમે શું માગો છો? લુબના સાથે ફરી પરણવાની તમારી ઇચ્છા છે?”

“યા અમીરૂલ મુમેનીન!” કયસે જવાબ આપ્યો “તેનો આધાર તો માત્ર લુબનાની મરજી અને મુનસફી ઉપર છે. હું તો જાનની અમાન અને છુટાપણુંજ માગું છું. જયાં મરજીમાં આવે ત્યાં ફરૂં અને મનમાં આવે ત્યાં રહી શકું એટલુંજ માગી લઉં છું.”

“કયસ!” અમીર માવીઆએ કહેવા માંડયું “એ તો કંઇ માંગ્યું ન કહેવાય. કતલનો હુકમ રદ કરી અત્યારથી તને છુટો કરવામાં આવ્યો છે, અને ખાસ બની શકે તો દરેક પ્રકટ કરતાં પણ તારી સામે ન જોઇ શકે એટલી છુટ આપું છું.”

“બસ, એટલુંજ બસ છે” કયસે કહેવા માંડયું “મારી ફકત એટલીજ ઇચ્છા છે.” ખલીફાના હુકમથી કયસની બેડીઓ કાપવામાં આવી. અમીરે તેને મોટું ઇનામ આપવા માંડયું પણ તે બધાનો અસ્વિકાર કરતાં કયસે કહયું “મને દોલતની પરવા નથી, તકદીરે હું મદીના પહોંચું એટલી

ગોઠવણુ કરી આપો તો બસ છે."

તરતજ ખલીફાએ રવાનગીનો હુકમ કર્યો. શાહી ઇમામ સાથે ઝરૂર જોગું લશકર આપી કયસને મદીના તરફ મોકલવાની ગોઠવણુ કરી. ગવરનર મરવાન ઉપર ફરમાન મોકલી જણાવવામાં આવ્યું કે કયસને હવે કોઇએ પજવવો નહીં કે તેની આડે આવવું નહીં. તે હવે આઝાદ છે. તેને પરવાનગી આપવામાં આવે છે કે જો તેની ઇચ્છા થાય તો, ખાસ બની કાઅબના તંબુઓ વચ્ચે ઉભો રહી લુબના તરફનો પોતાનો શુદ્ધ પ્રેમ જાહેર કરે. જો કોઇ તેને દુઃખ આપવાનો વિચાર કરે તો રાજ્ય તરફથી તેની રક્ષા કરવી જોઇએ. માન અકરામ સાથે કયસ દરબારમાંથી બહાર આવ્યો અને બેચાર દિવસ દમિશ્કના ઉમરાવો સાથે રહી મદીના તરફ કૂચ કરી.



# પ્રકરણ ચોવીશમું.

## છેવટ.

મદીનામાં કોઇ જાણતું એ નહોતું કે કયસ ક્યાં ગયો અને કેવી આફતમાં સપડાયો. તેના અચાનક ગાયબ થવાથી ઇમામો બેહદ અજાયબીમાં હતા. બધાથી વધારે દુઃખ અને નિરાશાએ લુબનાને ઘેરી લીધી હતી. તેને ગાયબ થયે બે મહીના વીતી ગયા હતા અને લુબનાનો પિતા હુબાબ ઇમામોની માંગણીથી કબીલાના અકાબરો સાથે મદીનામાં આવ્યો હતો. તેણે માથું નમાવી અરજ કરી "યા ઇમામ! અમારા કબીલામાં કેટલાક વાંધા ઉભા થવાથી તેની પતાવટ કરવામાં વાર લાગવાથી વખતસર અમે હાજર થઇ શક્યા નહી. આપનો હુકમ બજાવી લાવવા હવે અમે હાજર છીએ."

**ઇમામ હુસન**—"શું કહું! હવે કંઇ કહેવા જેવુંજ દેખાતુંજ નથી. કયસ અને લુબનાનો ફડચો કરવાનો વિચાર હતો, તેજ હેતુથી ખાલિદને સમજાવ્યો અને અમારૂં માન રાખી તેણે લુબનાને તલાક આપી."

"તલાક થઇ ગઇ!" હુબાબ અજાયબી વચ્ચે સાંભળી બોલ્યો "અફસોસ! તેણીનું આખું જીવતર એળે ગયું. છેલ્લા નિકાહ પણ ખિલાફતના પ્રભાવ અને અમારી બળજોરીથી થયા હતા. લુબના તો રાજી હતીજ નહી ખાલિદે તલાક આપ્યા પછી તેનું શું થશે?"

**ઇમામ હુસન**—"અમારો વિચાર, કયસ સાથે નિકાહ કરવાનો હતો."

"યા ઇમામ" હુબાબે બોલવા માંડયું "કયસના પ્રથમ સહવાસથી તેણી ઉપર એવી ખરાબ અસર થઇ હતી કે તે સદા દુઃખી હતી, અને બીજી વખતનો સંબંધ તેણીને મોતના મ્હોંમાં મૂકવા જેવો છે."

**ઇમામ હુસૈન**—"અલબત કયસે નઠારૂંજ કર્યું હતું, પરંતુ તે પરવશ અને લાચાર હતો. તેની સ્થિતિ ઉપર વિચાર કરશો અને તેની દશા તરફ જોશો તે તમને જણાશે જે થયું તે તેની ઇચ્છા વિરૂદ્ધ થયું હતું વધુ જોવાનું તો એ છે કે પોતે લુબનાજ કયસ વગર બીજા કોઇને પસંદ કરતી નથી."

"હું જાણું છું ત્યાં સુધી તેણીને કયસના નામ સાથે ઘણુંજ તિરસ્કાર છે" લુબ્બાએ કહેવા માંડ્યું. "અને જો તે પોતે કયસની સાથે રહેવા રાજી હોય તો પછી મને કશો વાંધો નથી વળી તમારી ઇચ્છા સામે મારે કશું કહેવાપણું હોયજ નહી, તમે જે પ્રમાણે કહેશો કબુલ કરવા હું તૈયાર છું."

"અત્યારે તો એ બધું વ્યર્થ છે" ઇમામ હસને કહેવા માંડ્યું. "કયસનોજ કશો પત્તો નથી. તે ક્યાં ગયો એ કંઇ સમજાતુંજ નથી."

આ વાતો ચાલતી હતી તેટલામાં એક અજાણ્યા માણસે આવી પૂછ્યું ઇમામ હસન (ર.) નું ઘર આ છે." ઇમામે જવાબ આપ્યો "હા, અને હું મરહૂમ અમીરૂલ મુમેનીન અલી કરમુલ્લાહો વજ્હોનો પુત્ર હસન છું" તે પરદેશી ખુબસુરત જવાને પાસે આવી અદબ સાથે સલામ કરી હાથને ચુંબન આપવા નમ્યો, ઇમામે પૂછ્યું "તમારૂં નામ" તે ખુબસુરત જવાને જવાબ આપ્યો "આમીર બિન હારીસ અલફઝારી છે અને તમે નામવર પાસેજ આવ્યો છું."

ઇમામ હુસેન—"મરહબા, જો મારાથી કોઇ તમારૂં કામ થતું હોય તો ખુશીથી હું કરી આપીશ."

"યા ઇમામ!" આમીર બોલ્યો "કયસ બિન ઝુરીહ ઉઝરી થોડાક દિવસ અમારા કબીલામાં આવી રહયો હતો. તેનું કુળ, લાયકાત અને ગુણ જોઇ મારી બ્હેન લુબનાને તેની સાથે પરણાવવામા આવી હતી. નિકાહ પછી જો કે તે અલગજ રહયો અને સ્ત્રી પુરૂષ જેવો સંસારી સમાગમ થયો નથી છતાં કમનસીબ લુબનાનું હૃદય તે એટલે દરજ્જે જીતી શકયો છે કે તેણી કયસ વગર બ્હાવરી અને દીવાની જેવી ગાંડી બની, વિયોગ દુખમાં પીડાય છે. માબાપને તેડી લાવી, પોતાની અર્ધાંગનાને લઇ જવાનું વચન આપી અમારી પાસેથી ગયો ત્યારથી અત્યાર સુધી તેનું શું થયું એ કોઇ જાણતું નથી. ગયા મહીનામાં અમે સાંભળ્યું હતું કે કયસ મદીનામાં આપ ઇમામ નામવરને ત્યાં છે. કયસની ખબર સાંભળતાં મારી બ્હેન લુબના વ્યાકુળ થઇ આપની પાસે આવવા તૈયાર થઇ. પ્રથમ મારે મદીના આવી તપાસ કરવી અને તે પછી તેણીએ મદીના જવાનું સમજાવવામાં આવ્યું છતાં તેણીએ માન્યું નહીં. લાચારીએ તેણી સાથે આપની સેવામાં હાજર થયો છું."

**ઇમામ હુસન**—" તમે કોને ત્યાં ઉતર્યાં છો ?"

" અત્યારેજ મદીનામાં દાખલ થયા છીએ " આમીરે જવાબ આપ્યો " અને સીધા આપના સાચાળુ દરબારમાં આવ્યા છીએ. લુબના બાહર છે અને આપની સેવામાં આવવાની પરવાનગી માગે છે."

ઇમામ હુસન—" લુબનાને માન સાથે ઘરમાં ઉતારો. આવો તમે મારા મેમાન છો, બેસો."

" પરંતુ યા ઇમામ ! " આમીરે કહ્યું " હજુ સુધી હું નથી જાણી શક્યો કે કયસ પણ અહીંયાં છે !"

" **ઇમામ હુસન**—બે મહીનાથી કયસ અચાનક અહીંથી ગાયબ થયો છે. અત્યાર સુધી પત્તો નથી મળ્યો કે તે કયાં છે. પરંતુ તે મારો ભાઇ છે, તમે આ ઘરને તેનુંજ ઘર ગણી ઉતરો."

" તેમની કોઇ વાતનું એ ઠેકાણું નથી" આમીર બબડયો " અમારે ત્યાંથી પણ આજરીતે એકા એક ગાયબ થયા હતા."

જે ઘરમાં બની કાઅબની લુબના ઉતરેલી હતી તેજ ઘરમાં બની ફઝારાની લુબનાને પણ ઉતારવામાં આવી. લુબના કાબીઆએ એક ખુબસુરત અજાણી બાનુને પોતાની પાસે આવી બેસતી જોઇ પૂછયું " વ્હાલી અરબ બાનુ ! તમે કોણ બ્હેન છો અને કયા કબીલાની છો.'

" બની ફઝારીયાની એક કમનસીબ છોકરી છું અને મારૂં નામ લુબના બિનતે હારીસ ફઝારીયા છે."

અજાયબીમાં લુબનાએ વળી પૂછયું " લુબના બિનતે હારીસ ફઝારીયા કયસ બિન ઝુરીહની ધણિયાણી !!"

" હા, તેજ કમનસીબ!"

" કમનસીબ કેમ બ્હેન, પૂરી ભાગ્યશાળી"

નિરાશા ભર્યો નિસાસો નાખતાં તેણી બોલી, " જેની સાથે જીવન ગાળવું છે તે એક બીજી લુબના પાછળ ગાંડો થઇ ફરે છે, એનું નામ ભાગ્યશાળી! કહેતાં તો મારી સાથે લગ્ન થયાં છે પણ અત્યાર સુધી તે મને અડતોએ નથી. મારી પાસે બેસતાં તેને ગાંડપણ ઉછળતું, પ્રથમ રાત્રેજ તેણે પોતાની લાચારી કરી હતી પણ તેનો ભેદ છુપાવવા મે'

પૂરી સાવચેતી રાખી હતી, છતાં તે સીધો રહ્યો નહી. મને વચન આપ્યું પરંતુ તે મને અને વચન બન્નેને ભૂલીજ ગયો. પોતાના આ બાપને લાવી મને લઇ જવાનું કહ્યું, મેં રાજી ખુશીથી રજા આપી તે ગયો ત્યારથી આજની ઘડી સુધી કશો પત્તોજ નથી પોતાના કબીલામાં એ ગયો નહિ કે પાછો અમારી તરફે વળ્યો નહી. લાંબા વખત પછી મદીનામાં હોવાનું સાંભળી તેને મળવાની ઇન્તેજારીમાં દોડી આવી છું."

"લગ્નથી પહેલાં તમને ખબર નહોતી કે તે એક બીજી સ્રીના મોહમાં ગાંડો બન્યો હતો."

"ખબર કેમ નહોતી! મારી અને તેની પ્રથમ ઓળખાણુ એ બાબત ઉપર થઇ હતી. તળાવના કીનારે મને જોઇ તેણે મારૂં નામ પૂછ્યું હતું, મેં કહ્યું લુબના. લુબનાનું નામ સાંભળી બેભાન થઇ તે જમીન ઉપર પટકાયો. મહા મહેનતે તે ભાનમાં આવ્યો, તેજ ક્ષણે હું જાણી શકી કે કયસ બિન જુરીહ હતો, કારણુ કે તેની અને તેના પ્રેમની વાતો અમે પહેલાંથીજ સાંભળી હતી."

"તે પછીજ તમે લગ્ન કરવાનું પસંદ કર્યું હતું ને" લુબના એ પૂછ્યું.

"બેવકુફી વગર બીજું શું બતાવું" લુબના ફઝારીયાએ કહેવા માં કયું "મન સાથે હું પોતે પણુ એજ સવાલ કરૂં છું પણુ કશો ઉત્તર વાળી શકતી નથી. ખરૂં પૂછો તો લુબનાનું નામ સાંભળી આવેલી મુર્છાએ મારૂં મન હરી લીધું. તેની તે અદા ઉપર હું મોહી પડી. તે વિના બધું મને અકારત દેખાય છે. અંતર સાથે અડગ નિશ્ચય કર્યો છે કે આખી ઝિંદગી કુંવારાપણુામાં ગાળું છતાં, પરણીશતો નહીંજ."

"તમારા જેવી સ્રીઓ પણુ દુનિયામાં છે ખરી." લુબનાએ કહ્યું

"તમે કોણુ છો એ બતાવશો!" લુબના ફઝારીયાએ મુખ્ય લુબનાને પૂછ્યું. "અને જો ખબર હોય તો બતાવશો કે કયસ અહિયાં છે કે નહિ.?"

"બે મહીનાથી કયસતો અહીંથી ગાયબ છે." લુબનાએ જવાબ આપ્યો, "ઘણીએ શોધ કરી છતાં પત્તો મળતો નથી." તે સાથેજ ખબર આપવામાં આવી કે ઇમામ હુસેન આવે છે બન્ને લુબનાએ બુરખો પહેર્યો અને અદબ સાથે માન આદર આપવા ઉભી થઇ. ઇમામ હુસેને આવ

ામે પૂછ્યુ." તમારામાંથીજ લુબના ફઝારીયા કોણ છે." નવી આવેલી પાળાએ આગળ જઇ માથું નમાવ્યું.

"તમારા આવવાથી મને ભારે આનંદ થયો છે. ઇમામ હુસને હ્યું" કયસનો હજુ પત્તો નથી આવ્યો, અમે શોધ કરાવી રહ્યા છીએ મના આવવા સુધી તમે અમારાં મેમાન છો. વળી તમને ખબર છે કે આ મારી પાસે ઉભેલા બ્હેન કોણ છે?"

અત્યાર સુધી હું નથી જાણી શકી" લુબના ફઝારીયાએ અદબ સાથે જવાબ આપ્યો." મેં હમણાંજ પૂછ્યું હતું પરંતુ તેણી જવાબ આપે તે અગાઉ આપની પધરામણી થઇ."

"તે તમારા પતિની પ્રખ્યાત માશુકા લુબના કાબીઆ છે" ઇમામ હુસને સમજાવ્યું.

હેરતમાં પડતાં લુબના ફઝારીયાએ કહ્યું" તેણીજ છે! "મને શું ખબર હતી. તેણીએ તો બધું મને પૂછી લીધું છે અને પોતે કોણ છે તે બતાવ્યુંજ નહી. હું કેવી દીવાની, કે કશો વિચારજ ન કર્યો અને બધું કહી દીધું."

"ત્યારે ચાલો વારૂ, તમે એમની સાથેજ રહેવાનું પસંદ કરો છો?" ઇમામ હુસને પૂછ્યું" અથવા તમારા માટે બીજા ઘરમાં ગોઠવણ કરૂં."

"યા ઇમામ" લુબના ફઝારીયાએ કહેવા માંડયું" એમની મરજી ઉપર આધાર રાખે છે. મને તો કશોએ વાંધો નથી. હું તો એમની અદના લુંડી છું. તેમની સેવા ચાકરી કરી જીંદગીના દિવસો પુરા કરીશ. એમના સુખમાંજ મારૂં પણ સુખ છે."

"મને તો સાથે રાખવામાં જરાએ હરકત નથી." લુબના બોલી.

"તમારો બન્નેનો એકજ જવાબ સાંભળી મને ઘણી ખુશી થઇ છે. ઇમામ હુસને આશીષ આપતાં કહ્યું "આ ઘરમાં તમારો સારો નભાવ થશે એવી મારી ખાત્રી થાય છે." ઇમામ હસન આશીષ આપીને પાછા ગયા. લુબના ફઝારીયાએ ઇમામના ગયા પછી કહ્યું. "બ્હેન! મને પહેલાં ખબર નહોતી કે તમે છો, માટેથી તમારી અદબ સચવાઇ નહી. પહેલી રાતે મેં કયસને ખાત્રી આપી હતી કે હું [illegible] નહીં પણ તમારી લુબનાની લુંડી થઇને રહીશ. અને તેજ નિશ્ચય ઉપર અત્યાર સુધી દૃઢ છું;"

તમને મળવાની મારી ઉલટ હતી તે આજે ખુદાએ પુરી કરી છે."

"જેવા હું તેવાં તમે" લુબનાએ જવાબ આપ્યો. "તમારા કરતાં સારી થવાનો મને કશો હક નથી. ખુબસુરતી અને રૂપરંગમાં તમે મારા કરતાં ચઢીઆતાં છો. ખુદાએ તમને સદાચારીને સદગુણી બનાવ્યાં છે. હું તો એમજ માનતી હતી કે તમે મને પાસે બેસાડવાનું પણ પસંદ નહીં કરો. પરંતુ સહવાસમાં આવતાં અત્યારે જાણી શકી છું કે તમે ભલાં કુળદીપક અને સદગુણી બાનુ છો."

"બ્હેન, એ તો તમારીજ શોભા છે." લુબના કઝારીયાએ કહેવા માંડયું "પહેલી છેલ્લી હાથ જોડીને મારી એટલીજ પ્રાર્થના છે કે દરેક સ્થિતિમાં મને તમારી સેવા બજાવવાનો અવકાશ આપશો. કયસ ઉપર એવું તહોમત મુકશો નહિ કે તમારા પ્રેમનો દાવો કર્યા પછી તેણે મારી સાથે નિકાહ કરવાનું પસંદ કર્યું હતું. તેની એમાં કશી કસુર નથી, તે તદ્દન નિરપરાધી છે, ખતા બધી મારી છે, એને માટે જે પણ સજા કરવામાં આવે તે ઉઠાવી લેવા હું તૈયાર છું."

"મારૂં હૃદય શુદ્ધ અને નિર્મળ છે." લુબનાએ જવાબ આપ્યો, "કયસ ઉપર તમારા જેવો મારો હક નથી, તમે કયસની પરણેતર છો. અને મને તેની સાથે કશો સંબંધ નથી."

"નહીં બાઇ એમ કહેશો નહીં." લુબના કઝારીયાએ કહયું. "મરજીમાં આવે તે સજા આપો પણ આવી સજા કરશો નહીં. મારી કશી વિસાદ નથી. બધી રચના તમે છો અને અમારૂં સર્વસ્વ તમારામાં છે. મારી ઇચ્છાઓનો મદાર તમારા અને કયસના સારા સંબંધ પર છે. હું કયસની નહીં પણ તમારી લુંડી છું." તેણીએ આમળ આવી લુબનાને નમન કર્યું, લુબનાએ માથું આંખે લગાવ્યું અને દિલાસો આપ્યો. ઠંડી સાંસ સાથે નિસાસો નાંખતાં તેણી બોલી. "એ બધું તો બ્હેન પછી થઇ રહેશે, અત્યારે તો કયસનોજ પત્તો નથી. જાત જાતનો ભય થાય છે અને વિચિત્ર પ્રકારની શંકાઓ આવે છે. મદીનાનો ગવર્નર મરવાન તેમનો દુશ્મન છે, તેના હાથમાં સપડાયાની પણ બ્હીક રહે છે, કોઇ આમળ આ વાત મેં કહી નથી, પણ મને તો તેનોજ ભય લાગે છે. આપણે માનીએ છીએ કે કયસ ગાંડો અને દીવાનો છે, જોકે અને ગાંડ-

પણમાં જ એક બિયાબાનમાં નીકળી ગયો હોય ખરા પણ અમે ત્યાં હોય છતાં ઇમામને તો ખબર થવી જોઈએ. ઇમામને ખબર નહી મળવાથીજ મારી શંકા મજબુત થતી જાય છે."

થોડી વારમાં દરવાજા બહારથી માણસોના અવાજ સંભળાવા લાગ્યા, બન્ને એ દરવાજા પાસે જઇ જોવા માંડયું. તેઓએ જોયું, કે ખુલ્લા દીવાનખાનામાં હઝરત ઇમામ હસન, ઇમામ હુસેન, હુબાબ કાઝી, અમીર બિન હારીસ ફઝારી, અને બની હાશમના અકાબરો વાતો કરતા હતા. શામી પલટણના એક દસ્તા વચ્ચે કયસ ભારે ઠાઠમાઠ સાથે દેખાયો. કયસ ઉંટ ઉપરથી ઉતરી ઇમામોની પાસે હાજર થઇ અદબ બજાવી લાગ્યો. કયસને બધાએ આનંદના અવાજે વધાવી લીધો અને ઇમામ હસને પુછ્યું "કયસ ! અચાનક તમે ત્યાં ગેબ હતા. પરંતુ આવ્યા ઠીક સમય ઉપર."

"યા ઇમામ" કયસે કહેવા માંડયું "હું ગેબ થયો તે દિવસે એક નિર્જન શેરમાંથી પસાર થતાં મરવાનના માણસો મને પકડી ગયા હતા. બીજી રાતે મને કેદ કરી ખલીફાના દરબારમાં શામ તરફ મોકલી દેવામાં આવ્યો. મને અમીર માવીયાના દરબારમાં અપરાધી તરીકે ઉભો કરવામાં આવ્યો. પરંતુ માવીઆ પોતે ન્યાયી કે દયાળુ પુરૂષ છે અથવા ખુદાએ તેના દિલમાં, મારી તરફ કોઇ દયા નાંખી છે."

ઇમામ હુસન—વચ્ચે બોલ્યા "હું અમીર માવીઆને ઓળખું છું, તે ભલો, ભોળો અને ન્યાયી અમીરૂલ મુમેનીન છે. અમારો અને તેમનો ખાનગી સંબંધ અથડામણમાં આવ્યો હોય તો બની હાશમના વધુ પડતા હકો અને ખિલાફત ઉપરના સ્વતંત્ર હક સામેજ છે. તે એક બાબત મુકી જો અમીર માવીઆની તપાસ લેવામાં આવે તો તેમાં સદગુણો સિવાય એક અવગુણ મળશે નહી."

"મારા સંબંધમાં તે અતિ દયાળુ અને ઉદાર નીવડયો છે." કયસે તે સાથેજ મદીનાથી દમાસકસ પહોંચવાની, ખલીફાના દરબારની અને દમાસકસથી માન આદર સાથે પાછા આવવાની બધી હકીકત સવિસ્તર કહી સંભળાવી.

ઇમામ હુસને પુછ્યું "તમારા સંબંધમાં મરવાન ઉપર કોઇ હુકમ પણ લખ્યો છે."

"યા ઇમામ, લખ્યો છે" કયસે કહેવા માંડ્યું "કતલનો હુકમ કર્યો છે અને મરવાનને લખ્યું છે કે બની કાઅબના તંબુઓ આગ મો રહી લુબનાના ઇશ્કનાં ગીત ગાઉં તેઓ કોઇ અટકાવી શકશે નહીં ટલુંજ નહીં પણ રાજ્ય સત્તા તરફથી મારૂં રક્ષણ કરવાનો હુકમ ો છે."

પાસેજ બેઠેલા હુબાબે ડોળા કાઢી કહ્યું "ખુદાની સોગન એમ તો કદી નહીં બને." કયસને હુબાબનું ધ્યાન પણ નહોતું ઉત્સાાંજ તે બોલી રહ્યો હતો. હુબાબને ઓળખી તેના ખોળામાં માથું નાંખી યું. અને લજ્જીત સ્વરે બોલ્યો.

"તમે મારા વડીલ છો, હું પોતે પણ તમારી હાજરીમાં એવું હસ કરી શકું નહીં."

ઇમામ હસને બધું અનુકુળ જોઈ ફરમાવ્યું "ઘાટીઓ વટાઇ ઇ અને સંકટોનો પાર આવ્યો છે. કયસ હવે અમીરૂલ મુમેનીનનો અપ ત્રી નથી. ખાલિદે લુબનાને તલાક આપેલી છે, ઇદતનો સમય વીતી ો છે. કબીલાના બધા અકાબરો પણ હાજર છે. જો આ મજલિસમાંજ સના નિકાહ પઢાવવામાં આવે તો કેવું સારૂં થાય."

"આપના હુકમને તાબે થવાની મારી ફરજ ભુલાય એવી નથી" ાબે ટેકો આપ્યો.

ઇમામની હાજરીમાં કયસ અને લુબનાના નિકાહ પઢાવવામાં આવ્યાં. તના હીરમાન નસીબ—નીરાશાની વેદના સહેતાં બે અંતરાયઅંતરો ઈમા ા પ્રયત્ને એક સુત્રમાં ગંઠાયાં. વિયોગની ભયાનક ભાસ સમાગમની ામદ ભાવનાઓથી બદલાયો.

નિકાહ પઢાઇ રહ્યા પછી લુબના ફરીયાદનો ઘંટ વગાડયો ુરખામાં શરીર છુપાવી મજલિસના એક ખુણામાં ઉભેલી જણાઇ. ામની આજ્ઞા મળતાં તે પુતળીનો કલ્લોલ કરતો મનહર નાદ સંભળાયો

"હજી અમો બ્હેનોની પતાવટ થઇ નથી, યા ઇમામ મારી અરજી ણો."

કયસ સાથે મશવેરો કરી ઇમામ હુસને જવાબ આપ્યો—

"કયસની દશાનું તેમને ભાન છે. કાબીઆની લુબના ઉપર તેનો કેટલો પ્રેમ છે તે તમારા અનુભવમાં આવી ચુકયો છે. આ બંનેનો ધ્યાન પર લઇ છેવટમાં હું એવા ફેંસલા ઉપર આવ્યો છું કે ફઝારીયા લુબનામાં લુબનાની સાથે રહી પોતાના પતિ તરફની અડચણો સહેવાની શકિત નહીં હોય તો તેણીને તલાક લેવાની છુટ આપું છું અને કયસને તલાક દેવાની ફરજ પાડું છું. તલાક પછી કુળવાન અરબોમાં જેની સાથે, તેની મરજી હોય પરણાવી આપવા હું બંધાઉ છું."

ફઝારીયાની લુબનાએ કહ્યું "યા ઇમામ! કયસ લુબના ઉપર અને હું કયસ ઉપર આશક છું. લુબના મારા માશુકની માશુક એટલે મારી માશુક છે મારી પટરાણી છે. હું તેની લુંડી છું અને કયસ કરતાં પણ તેની સેવાને વધારે અગત્ય આપું છું. કયસ નહી પણ મારા મહબુબની મેહબુબ તરફ કરવામાં આવતો જુલમ, જુલમ નથી. તેને દયા અને કૃપા ગણતી રહી તેની સાથેજ મારૂં જીવન ગાળીશ. કયસ બંને પવિત્ર ધર્માત્મા બંધુઓને નમન કરી બન્ને અર્ધાંગનાઓને સાથે રોઝયે નબવી આગળ જઇ પ્રાર્થના બજાવી બધાથી રૂખસદ લઇ હસી ખુશી પોતાના કબીલા તરફ કુચ કરી, પ્રેમ જગતની સંકટમય વાદીઓ વટાવી માત પિતા અને અને મિત્રોને મળી બાકીનું જીવન શાંતીમાં ગાળ્યું.



## આંખની સંભાલ તથા દરદો માટે વપરાતા.




### લોક પ્રસીદ્ધ

# સાચા મોતીના સુરમાઓ.

આજે મારે ત્યાં ૪૦ વરસ થયા બનતા આવ્યા છે અને જે લોકો મારા બનાવેલા સુરમાઓ વાપરે છે, તેઓ બીજા નકલી બનાવેલા સુરમાઓને કદી પણ હાથ લગાડતા નથી પણ કેટલાક અજાણ્યા લોક ભલતે ઠેકાણે ફસાઈ જઇને, તે સુરમો વાપરી પોતાની આંખને નુકશાન પહોંચ ડે છે. તેથી જાહેર પ્રજાને ચેતવણી આપવામાં આવે છે, કે મારા બનેલા સુરમાઓ ફકત એ ઠેકાણાં સીવાય ત્રીજેકોઇપણ ઠેકાણે વેચવા રાખેલા નથી.

ઠેકાણું—ડુંગરી બજાર, મારા રહેવાના મકાનમાં જ્યાં નીચે મારા નામનું પાટીયું મારેલું છે ત્યાં.

બીજુ ઠેકાણું—શેઠ મુળજી જેઠાની કાપડ બજારમાં બાહેર રસ્તા ઉપર.

**ખોજા હાસમ મનજી પદમશીની દુકાને,**
**ખોજા મહમદ હાસમ બનાતવાલા**